# અનુક્રમણિકા.

કેળવણીનો વિશેષ પ્રચાર કરવા માગે છે. માટે લોકોએ તે કામમાં ..... રને સંપૂર્ણ મદદ કરવી જોઈએ, અને તેમાં આગેવાની ભરેલો ભાગ લેવો જોઈએ. એમ થશે ત્યારેજ કેળવણીની વૃદ્ધિ ઝડપથી થશે અને સંતોષકારક પરિણામ આવશે.

શિક્ષકોને આ નવા વર્ષના આરંભમાં સ્મરણ કરાવીશું કે તેમણે સ્વીકારેલા ઉમદા ધંધામાં કર્તવ્યનિષ્ઠ થઈ પોતાની ફરજ સારીરીતે બજાવવી, પોતાના જ્ઞાનની કક્ષા વધારતા જવી એ દરેક મનુષ્યની ફરજ છે અને શિક્ષકોની તો ખાસ ફરજ છે. જાતકેળવણી એ આધુનિક બાળ કેળવણીનો સિદ્ધાંત શિક્ષકોને પણ લાગુ પડે છે. શિક્ષકો જાતેજ પોતાનું જ્ઞાન વધારી શકે અને પોતાની ઉમદા ફરજ બજાવવા વધારે અને વધારે યોગ્યતા પ્રાપ્ત કરી શકે. તેમને માર્ગદર્શી થઈ મદદ કરવી એ અમો અમારી ફરજ સમજીએ છીએ અને તે દૃષ્ટિબિંદુથી આ માસિકમાં લેખો પ્રસિદ્ધ થાય છે અને ગયા વર્ષમાં તેવા લેખો પ્રસિદ્ધ કર્યા છે. જુદા જુદા વિષયો શીખવવા સંબંધી સૂચનાઓ, આધારો અને શિક્ષકોને અમૂલ્ય વચનો, 'શિક્ષકની નિષ્ફળતાનાં કારણ', નીતિશિક્ષણ, 'પ્રાથમિક શિક્ષકની જિંદગી અને શાળાની વ્યવસ્થા' વગેરે લેખો વાંચી મનન કરવા યોગ્ય છે, અને તેમાંના મુદ્દાઓ યાદ રાખવાથી અને તે આધારે પોતાની શિક્ષણપદ્ધતિ રચવાથી શિક્ષકોને પોતાના કામમાં ઘણી સરલતા મળશે.

આ ઉપરાંત શિક્ષકોને સામાન્ય ઉપયોગી જ્ઞાન મળે અને વિજ્ઞાનના પાઠ શીખવવામાં ઉપયોગી થઈ પડે તેવા લેખો પ્રસિદ્ધ કરવા અમોએ કાળજી રાખી છે. 'કેસીન (દહીંની ભૂકી), 'મધપુડા,' 'રસરાજ,' 'બેરોમિટર, 'દહન અને શ્વાસોચ્છ્વાસ,' 'મહાન દરિઆઈ નદી,' 'પર્વતો ઉપર ઠંડી શા કારણથી હોય છે,' 'આંચળવાળાં પ્રાણીઓ' વગેરે લેખો આ વિષયના છે.

'સતનું ચિત ચિન્તન રે કરવું', 'સત્ય છે જિંદગી', અને 'ભલી ભારતભૂમિ વિષે રોજ રે'તો'—એ મથાળાના લેખોમાં તે તે કાવ્યોનું મિ. માકરલાલ અમૃતલાલ દવેએ કરેલું વિવરણ શિક્ષકોને તે કાવ્યો તથા બીજાં કાવ્યો શીખવવામાં માર્ગદર્શી થશે.

'સ્ત્રી કેળવણી વિષે નિબંધ,' 'સ્ત્રીકેળવણી', 'ધનવાનોના ધર્મ' અને 'ચાલુ વિગ્રહમાં કેળવાએલી બહેનો કેવી રીતે ઉપયોગી થઈ શકે' એ સ્ત્રી લેખો છે. પહેલો લેખ એક પરદેશી અમેરિકન વિદુષી બાઈને હાથે લખાએલો છે અને તેમાં જણાવેલા વિચાર મનન કરવા યોગ્ય છે.

આ ઉપરાંત જુદા જુદા લેખકો તરફથી જુદા જુદા વિષય ઉપર ઉપયોગી લેખો અમોએ પ્રસિદ્ધ કર્યા છે; અને તેને માટે તેમનો તેમજ શાળાપત્ર માટે લખનાર અન્ય લેખકોનો અમો ઉપકાર માનીએ છીએ.



# પ્રશ્નોત્તર શૈલી.

## ધોરણ-ત્રીજુ.

વિષય-ભૂગોળ (પંચમહાલ જિલ્લો.)

હેતુ-કલ્પનાશક્તિ કેળવી વ્યાવહારિક જ્ઞાન આપવાનો.

સાહિત્ય-ભૂગોળ, નકશો, પોઈન્ટર ઇત્યાદિ

શિક્ષક.

તા.

વખત

| પાઠના વિભાગ. | મુદ્દા અને મુશ્કેલી. | પદ્ધતિ. |
|---|---|---|
| આરંભ.<br><br>નો મુખ્ય વિષય. | પહેલા દિવસે શીખવેલી ભૂગોળ આવડવાની ખાતરી કરવી | પ્ર૦ ખેડા જિલ્લાની હદ બતાવો. પ્ર૦ એ જિલ્લામાં મોટી નદી કઈ છે? જ૦ મહી. પ્ર૦ કઈ દિશામાંથી કઈ દિશામાં વહે છે? જ૦ ઉત્તરેથી દક્ષિણે પ્ર૦ એ જિલ્લાનું મુખ્ય શહેર કયું છે? જ૦ ખેડા. પ્ર૦ ખેડા કઈ નદી પર આવેલું છે? જ૦ વાત્રક નદી અને શેઢી નદીના સંગમ પર આવેલું છે? ઇત્યાદિ.<br>પછી જિજ્ઞાસા ઉત્પન્ન કરવા કહેવું કે આજે આપણે જે જિલ્લાની મુસાફરી કરવાની છે તે જિલ્લામાં ઘણું જોવાનું અને જાણવાનું છે, તે જિલ્લો ખેડા જિલ્લાથી પૂર્વમાં આવેલો છે. તો તે કયો જિલ્લો હશે, તે કોઈ કહી શકશો? જ૦ હેરો. કદાચ નહિ |

કહી શકે તો તેના રંગની અગર એવી કોઇ સૂચના કરવી. પછી બતાવરાવવો. પ્ર૦ એક જિલ્લામાંથી બીજે જિલ્લામાં જવાને કોઈ રસ્તો બાંધેલો બતાવશો ? જ. રસ્તો બતાવે તો પ્ર. ચાલો ત્યારે આપણે આજે પંચમહાલની સહેલ કરવા રેલવે ગાડીમાં બેસી જઈએ. જુઓ આપણે તેની હદમાં આવી પહોંચ્યા. પ્ર. એ જિલ્લામાં કયા કયા વિભાગ છે તે તપાસો. જ. દેરો. જે જવાબ મળે તે ખરો હોય તો પાટીઆ પર નોંધ કરવી, અને પાંચે ભાગ બતાવરાવવા તે દરેકને મહાલ કહે છે, અને તેનો ઉપરી મહાલકારી કહેવાય છે. પ્ર. મહાલ અને તાલુકામાં શો તફાવત? જ. મહાલ તાલુકા કરતા નાનો એટલે તેના તાબામાં ગામ થોડાં હોય છે.

પાંચ મહાલ—૧ ગોધરા. ૨. કાલોલ. ૩. હાલોલ, ૪. ઝાલોદ, ૫. દાહોદ.

અ. તાલુકા અને મહાલની સરખામણી.

પ્ર. આ જિલ્લામાં મહાલ કેટલા છે ? જ. પાંચ છે. પ્ર. ત્યારે જિલ્લાનું નામ પડવાનું કારણ શોધી કાઢશો ? જ. ન દે તો પાંચ મહાલ આ શબ્દ લખી સૂચના કરવી, અને પાંચને બદલે કયો શબ્દ વપરાય છે તે પૂછવું. અમુક ન્યાય કરવાને પાંચ માણસ ભેગા થયા હોય તો શું ભરાયું છે એમ કહે છે? જ. પંચ ભરાયું છે.

પંચમહાલ નામ શા ઉપરથી પડ્યું ?

પ્ર. આ જિલ્લાની બધી જમીન એક સાથે છે? જ. દેરો. પ્ર. શાથી તેના વિભાગ પડે છે ? નકશામાં જોઈને જવાબ દેશે. પ્ર. કેટલા ભાગ પડે છે? દરેક ભાગમાં કયા કયા મહાલ છે?

પંચમહાલ જિલ્લો બે ભાગે વહેંચાઇ ગયો છે. અ. ગોધરા, કાલોલ, હાલોલ,

| | | |
|---|---|---|
| | ય. ઝાલોદ, દાહોદ. | |
| | ભૂમિ રચના. | પ્ર. પંચમહાલની ભૂમિ તપાસો. પ્ર. એમાં કોઈ ડુંગર છે? જ. હશે (પાવાગઢ) પ્ર. એ કેટલો ઉંચો હશે? જ. નહિ દે તો કહેવું કે તે ૨૫૦૦ ફુટ ઉંચો છે, તેના ઉપર કિલ્લો છે, વગેરે વાતો કહેવી. પછી પ્ર. ગોધરા તરફથી કંઈ જાતનું લાકડું આ તરફ આવે છે? જ. નહિ દે તો પ્ર. ગોધરીઓ સાગ જોયો છે? જ. હા. કહે તો પ્ર. તે કયાંથી આવે છે? જ. ગોધરાથી. આ ઉપરથી તેમાં જંગલો ઘણાં છે તે તરફ ધ્યાન ખેંચવું. મહુડાનાં ઝાડ ઘણાં છે, તે પણ કહેવું. ત્યાંનાં જંગલોમાં આજથી આઠીસો વર્ષ પર હાથી જોવામાં આવતા હતા, તે કહેવું. |
| | અ. ડુંગરવાળી,–ડુંગર પાવાગઢ.<br>બ. જંગલો ઘણાં છે.<br>ક. નૈઋત્ય ભાગ રસાળ | |
| | પેદાશ. | મકાઈ ત્યાં ઘણી થાય છે તે શીખવ્યા પછી પ્ર. ત્યાંના લોકોનો મુખ્ય ખોરાક શો હશે? જ. મકાઈ. પછી ત્યાંના ડુંગરોમાંથી પેટામાં બતાવેલી ખનિજો નીકળે છે તે કહેવું, અને પાટીઆ પર નોંધ કરવી. ઇત્યાદિ. |
| | અ. ખેતીમાં–મકાઈ.<br>બ. ખનિજ–સીસું, લોખંડ, અને મેંગેનીઝ. | |
| પુનરાવર્તન. | શીખવેલામાંથી પ્રશ્નો. | પ્ર. પંચમહાલ શાથી નામ પડ્યુ? પ્ર. એમાં કયા કયા મહાલ છે? ભૂમિ કેટલી જાતની છે? પ્ર. લોકોનો મુખ્ય ખોરાક શો છે? |

# પ્રાથમિક શાળા. કેળવણી અને ચારિત્ર્ય.

લેખક રા. રા. ભોગીલાલ કેશવલાલ બી. એ, એસ, ટી. સી. ડી.
આસિસ્ટંટ માસ્તર. મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ—અમદાવાદ.

બાળકને પ્રાથમિક શાળામાં ફક્ત ગણતરીનાં વર્ષોજ રહેવાનું હોયછે તેથી તે અરસામાં ધોરણો મુજબ તેને શીખવાનો દરેક વિષય કિંમતી છે એમ શિક્ષકે પોતાના શિક્ષણથી તેને બતાવી આપવાનું છે. કોઈ પણ વિષયની કિંમત બેદરકારી ભરેલા શિક્ષણથી ઘણી ઘટી જાય છે. બાળકની કેળવણી તેને પોતાનેજ ઉપયોગી થવી જોઇએ એટલુંજ નહિ, પણ જેટલે દરજ્જે તે તેને સારો દેશજન બનાવી શકે તેટલે દરજ્જે તે સમાજને પણ ઉપયોગી થઈ શકે. નિર્માલ્ય અને રૂઢ શિક્ષણથી આ બન્ને ઉદ્દેશ રદ બાતલ થઈ જાય છે. આટલા માટે શાળાનો હેતુ કેળવણી શબ્દના વિશાળ ભાવાર્થ મુજબનો સમજવાનો છે.

પ્રાથમિક શાળામાં બાળકની શક્તિઓ સંભાળપૂર્વક ક્રમે ક્રમે ખીલવતા જવાની છે. શીખવવાના વિષયની અગત્ય કે શિક્ષણપદ્ધતિ ખૂબીથી અમલમાં મૂકવામાં કાંઈ બાળકની કેળવણી સમાયલી નથી, પણ જે રીતે શિક્ષણ બાળકની સ્વાભાવિક ચપળતાને પોષે અને તેને સ્વાભાવિક શક્તિઓનું તથા ક્રમે ક્રમે શિક્ષણથી વધતી જતી શક્તિઓનું ભાન કરાવે તે રીતમાંજ ખરી કેળવણી સમાયેલી છે.

આટલા માટે પહેલી જરૂર એ છે કે શિક્ષકે બાળકોને બરાબર ઓળખવાં જોઈએ, તેમના મગજનો કેટલો વિકાસ થયો છે તે જાણવું જોઈએ, તેમનું હૃદય બરાબર ઓળખવું જોઈએ અને તેમના તરફ પ્રીતિ અને ભાવ રાખવો જોઈએ. કારણ શિક્ષણનું ખરું તત્વ એ છે કે શિક્ષકનું હૃદય બાળહૃદય સાથે એકતાન થવું જોઈએ–તેને સ્પર્શ કરતું હોવું જોઈએ; દરેક પગથીયે શિક્ષક તેમનાં મન સાથે પોતાના મનને બંધબેસતું કરવાનો આશય રાખવો જોઈએ અને તેમના અનુભવમાંથી પોતાના અનુભવમાં પૂર્તિ કરી જોઈએ; જાણે કે જ્ઞાન સંપાદન કરવામાં શિક્ષક બાળકોનો ભાગીદાર હોય.

જે બાબતમાં શિક્ષક બાળકનું ધ્યાન સ્થિર કરવા માગતો હોય તે કે બાબત જુદી જણાવી નહિ પણ બાળકોના જૂના અનુભવના સંબંધમાંજ

રજુ કરવી જોઈએ. શિક્ષણમાં વાસ્તવિકતા હોવી જોઈએ જેથી બાળકને લાગે કે શીખવાનો અભ્યાસક્રમ મનુષ્યજીવન, તેના આદર્શો, અને જરૂરિઆતો સાથે સંબંધ ધરાવે છે.

આવી રીતે સંબંધપૂર્વક મળેલો અનુભવનો ભંડાર જ્ઞાન બને છે, અને તેનું પુનરાવર્તન અને વધારો કરવાનો હેતુ દરેક નવા પાઠનો હોવો જોઈએ જેથી છેવટે બાળકના મનમાં અજાણતાં એવું સત્ય ઠસે કે મનુષ્યજીવન એક ગહન પણ આનંદજનક ઘટના છે. આવી રીતે શાળામાંનું શિક્ષણ આડકતરી રીતે મનુષ્યના ચારિત્ર્ય પર ઘણી અસર કરે છે.

શિક્ષકનું કર્તવ્ય બાળકને સારા દેશજનના જીવન માટે તૈયાર કરવાનું, પોતાની ફરજો બજાવવા માટેની અને પોતાના નવરાશના સમયનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કરવા માટેની યોગ્યતા ઉત્પન્ન કરી તેને પોષવાનું અને ચારિત્ર્યની ઘટનામાં જે જે અંશો ઉપર શાળામાં ગાળવાના સમયમાં સહેલાઈથી અસર કરી શકાય તે તે અંશો પોતાના સાથીઓ તરફ પ્રીતિભાવ, સંસ્થા તરફ પ્રેમભાવ, નિસ્વાર્થપણું અને નિયમસર અને વ્યવસ્થાપૂર્વકની માનસિક ટેવો વગેરે ખીલવવાનું છે.

શિક્ષકની શાળામાંની રીતભાત બાળકોપર મોટી અસર કરે છે. કારણ શાળામાં બાળકો અવલોકન કરતાં શીખે છે અને અવલોકનથી શીખે છે. શિક્ષકનાં ધૈર્ય, માયાળુપણું, હુકમ પળાવવામાં દઢતા, સતત દેખરેખ, અને અડગ ન્યાય વૃત્તિથી બાળકોમાં પણ તેવાજ ગુણો અજાણતાં પ્રેરાશે અને પછી આવી બાબતોમાં તેની સૂચનાઓને ઘણું વજન અને કૃતેહ મળશે. શિક્ષકનું નિયમિતપણું, વ્યવસ્થા, સફાઈ, માયાળુ ભાષા અને એવી બીજી ઝીણી બાબતો ઉપર બાળકો ધ્યાન આપે છે, અને જે જુએ અને સાંભળે તેનું અનુકરણ કરે છે.

શિક્ષણ વિદ્યાર્થીઓની શક્તિને અનુકૂળ કરવું; કારણ જ્યારે જ્યારે કાંઈક બહુજ સહેલું અથવા બહુજ અઘરું તેની પાસેથી માગવામાં આવે ત્યારે આ બન્ને વખતે તેઓ આળસુ બની જાય છે. બાળકમાં રસવૃત્તિ સહેલાઈથી ઉત્પન્ન કરી શકાય. શાળામાંનાં ચિત્રો, કુદરતનું અવલોકન તેમજ ગદ્ય અને પદ્યના સુંદર નમૂના એને વૃત્તિ પોષવામાં સાધનરૂપ થઈ પડે.

બાળકોના વાલીઓને નિશાળે વારંવાર આમંત્રવા એ તેમના બાળ-

કોના અભ્યાસમાં તેમને રસ લેતા કરવાનો એક કિંમતી ઉપાય છે એટલુંજ નહિ પણ શિક્ષક તેમના પિતા કે વાલીનો સ્નેહી છે એવું ભાન થવાથી બાળક શાળાની ચારિત્ર્યસુધારક અસરોને વધુ સહેલાઈથી વશ થશે. બાળકો ઘર આગળનો ઘણો ખરો વખત કોઈ પણ અંકુશ વગર મહોલ્લાઓમાં રમવા ભટકવામાંજ ગાળે છે. આથી શાળાના શુભ સંસ્કારો ઘણે ભાગે રદ થાય છે. માબાપ અને વાલીઓ સાથે સંબંધમાં આવવાથી આમ છૂટા મોડા સુધી ભટકવાનું તેમની મદદથી બંધ થાય તો એ ઘણું લાભ થઈ શકે તેમ છે.

ટુંકામાં પ્રાથમિક શાળાનું કર્તવ્ય વિદ્યાર્થીને સંસ્કારી મનુષ્યજીવન માટે કાંઈક દરજ્જે તૈયાર કરવાનું છે. ચારિત્ર્ય અને જ્ઞાન મેળવવાની શક્તિ એ બંને, જીવનના ઉચ્ચ અને સામાન્ય આદર્શો માટે એકજ સરખાંજ કિંમતી છે અને જોકે શિક્ષક વિદ્યાર્થીઓના જીવનના ઘણાજ ટુંકા સમયપર અસર કરી શકે તેમ છે તોપણ તે ટુંકો સમય એવો છે કે જે વખતે મનુષ્ય સ્વભાવ સહેલાઈથી ધારેલે રસ્તે વાળી શકાય અને જે વખતે સારા સંસ્કારો, ઘણા ફળદાયક નીવડી શકે. આ વખતે જો શિક્ષણ યોગ્ય રીતે આપવામાં આવે તો તે હમેશાને માટે ચોક્કસ પરિણામ નીપજાવી શકે એમાં સંદેહ નથી.

---

## શ્રુતલેખન સંબંધી કેટલીક સૂચનાઓ.

( લેખકઃ—મિ. નારણભાઈ વાઘજીભાઈ પટેલ, પ્રે. સ્કૂ. પ્રે.
રા. ટ્રે. કૉલેજ અમદાવાદ. )

પ્રેક્ટિસિંગ સ્કૂલના ક્લાસોમાં શિક્ષણપદ્ધતિનો અનુભવ મેળવવા સારૂ આવતા સ્કોલરોના પાઠોમાં અને તેમની નોંધોમાં થતી ખામીઓ ઉપરથી શ્રુતલેખનના સંબંધમાં નીચે દર્શાવ્યા પ્રમાણે કેટલીક સૂચનાઓ કરવાની જરૂર લાગી છે. એ સૂચનાઓ, આશા છે કે સ્કોલરોને તેમજ અન્ય શિક્ષકબંધુઓને પણ કંઈક અંશે ઉપયોગી થશે.

૧. સાધારણ રીતે શ્રુતલેખન તરીકે શીખવવા માટે નક્કી કરેલા ભાગમાંના કઠણ શબ્દો વિદ્યાર્થીઓને શીખવવા માટે

અ. તે શબ્દોની જોડણી કરાવવામાં આવે છે,

બ. વિદ્યાર્થીઓ પાસે બોર્ડપર લખાવવામાં આવે છે, અને

क. જરૂર પડે ત્યાં શિક્ષક પોતે લખી બતાવીને તે તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચે છે.

આ ઉપરાંત અમુક અમુક કઠિન શબ્દોના સંસ્કાર દૃઢ પાડવા માટે તે તે શબ્દોને મળતી જોડણીવાળા જે જે શબ્દો વિદ્યાર્થીઓ શીખી ગયા હોય તેનું સ્મરણ કરાવવું, અને જરૂર પડે ત્યાં શિક્ષકે તેવા શબ્દો કહેવા. ત્યારપછી એ શબ્દોની જોડણીમાં શું ધ્યાનમાં રાખવા જેવું છે તે કહાવવું. દાખલા તરીકે વસિષ્ઠ શબ્દની જોડણી શીખવતાં 'ષ્ઠ' જોડાક્ષરવાળા શ્રેષ્ઠ, બૈલિષ્ઠ, ગરિષ્ઠ, પૃષ્ઠ, કોષ્ઠક, યુધિષ્ઠિર, વગેરે શબ્દોનું સ્મરણ કરાવવું. વળી એ પ્રકારના દાખલા આપતાં બાળકો અજ્ઞાનને લીધે 'ષ્ટ' જોડાક્ષરવાળા શબ્દો બોલે તો સુધરાવવું; અને વૃષ્ટિ, સૃષ્ટિ, પૌષ્ટિક, વગેરે શબ્દોમાં 'ષ્ઠ' નહિ પણ 'ષ્ટ' જોડાક્ષર છે તે તરફ ખાસ ધ્યાન ખેંચવું. એજ પ્રમાણે 'ગૃહસ્થ' શબ્દની જોડણી શીખવતાં ઋકારવાળા સૃષ્ટિ, પૃથ્વી, વૃત્તિ, વૃત્તાંત, કૃત્ય, વગેરે અન્ય શબ્દોનું સ્મરણ કરાવવું; અને 'ક્રૂરતા'માંના 'ક્રૂ'નો અને 'કૃત્ય'માંના 'કૃ'ના ઉચ્ચારમાં અને તેની જોડણીમાં ભિન્નતા છે તે તરફ બાળકોનું ધ્યાન ખેંચવુ.

૨. વ્યંજન સાથે સ્વરના કાનો, અનુસ્વાર, વરડુ વગેરે ચિહ્નો મળે છે. તેમાં સ્વર વ્યંજન સાથે જોડાયો એમ કહેવાતું નથી. જેમકે "પ્ ને હ્રસ્વ ઉ પુ" બોલાય છે. પણ "પ્ ને હ્રસ્વ ઉ જોડીને કંઈ નહિ પુ" એમ નથી બોલાતું. તેજ પ્રમાણે "પ્ ને હ્રસ્વ ઋ પૃ" કહેવું જોઈએ. તેને બદલે ઘણે ભાગે "પ્ ને ઋ જોડીને કંઈનહિ પૃ" એવી હાસ્યકારક જોડણી કરવાનો પ્રચાર થઈ ગયો છે. ઋ સ્વર છે એ શિક્ષકો જાણે છે છતાં એ બાબત સુધારવા તરફ લક્ષ રાખતા નથી, એ ઘણું શોચનીય છે.

શિક્ષકે વિદ્યાર્થીઓને સમજાવવું જોઇએ કે અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, લૃ, એ, ઐ, ઓ અને ઔ એટલા સ્વરો છે. તેમાંનો ઋ (હ્રસ્વ) ઋષિ, ઋતુ, ઋણ, ઋગ્વેદ વગેરે શબ્દોમાં મૂળરૂપે અને સૃષ્ટિ, વૃષ્ટિ. પૃથ્વી, કૃતઘ્ન વગેરે શબ્દોમાં વ્યંજન સાથે ભળીને વપરાય છે; અને ૠ (દીર્ઘ) અને લૃ નો ગુજરાતી ભાષામાં પ્રયોગ થતો નથી. એટલે વાસ્તવિક રીતે જોતાં સંસ્કૃત ભાષામાં ૧૩ અને ગુજરાતી ભાષામાં ૧૧ સ્વરો છે. બારાખડી (બારાક્ષરી) એ રૂઢ થઈ ગએલા શબ્દ ઉપરથી ૧૨ સ્વરો હોવાની વાત પ્રચલિત થઈ ગઈ છે, પણ તે ખોટી છે.

૩. અનુસ્વાર અને વિસર્ગ એ સ્વર નથી, એ બીના સંસ્કૃત જાણનાર શિક્ષકોની અજાણી નજ હોવી જોઈએ. અનુકૂળતા સારુ મૂળાક્ષરોના પુઠામાં તેને (અં અને અઃ ને) સ્વર ભેગા મૂકી દેવામાં આવ્યા છે, પરંતુ તેનું પરિણામ એ થાય છે કે બાળકોનાં મગજ પર નાનપણથીજ તેના ખોટા સંસ્કાર પડી જાય છે, એટલુંજ નહિ પરંતુ ઘણાક શિક્ષકો પણ તેને સ્વર તરીકે ગણવાને ટેવાઈ ગયા છે.

વિસર્ગ પછી 'ક' કે 'ખ' વ્યંજન હોય તો તેનો ઉચ્ચાર હ [illegible] થાય છે. ઉદા૦ દુઃખ, અંતઃકરણ વગેરે. વિસર્ગ પછી શ્, ષ્ કે સ્ હોય તો વિસર્ગનો ઉચ્ચાર પછીના વર્ણ જેવો થાય છે. ઉદા૦ નિઃશેષ, નિઃસાર વગે'.

અનુસ્વારનો ઉચ્ચાર તેની પછી આવનાર વ્યંજનના વર્ગના અનુનાસિક જેવો થાય છે. ઉદા૦ 'અંગ્રેજ'માં અનુસ્વારનો ઉચ્ચાર ઙ્ જેવો, 'કાંચન'માં ઞ્ જેવો, 'પાંડવ'માં ણ્ જેવો, 'અંત'માં ન્ જેવો અને 'ત્ર્યંબક'માં મ્ જેવો થાય છે. પણ આંબો, લાંબુ, આંકુ વગેરે શબ્દોમાં અનુસ્વારનો ઉચ્ચાર મોળો પડી ગએલો છે. ત્યાં ઉપરનો નિયમ જળવાતો નથી. આવી રીતે નિયમોમાંનો મુખ્ય મુખ્ય ભાગ વિદ્યાર્થીઓને સમજાવવો જોઈએ.

૪. 'પ્રશ્ન'ની જોડણી કરતાં "ઉભા શ્ ને ન જોડીને કંઈ નહિ" એમ નહિ કહેવરાવતાં "તાળુ શ ને ન જોડીને કંઈ નહિ શ્ન" એમ કહેવરાવવુ. તેજ. પ્રમાણે 'કાર્ય'ની જોડણી કરતાં "ય ઉપર રેફ ર્ય" એમ નહિ કહેવરાવતાં "ર્ ને ય જોડીને કંઈ નહિ ર્ય" એમ કહેવરાવવું.

અક્ષરો એક બીજા સાથે જોડાતા તે અમુક રીતે જોડાય છે, એ પ્રસંગોપાત જણાવતા જવું; પરંતુ જોડણી કરતી વખતે બોલવામાં તો એક સરખોજ નિયમ રખાવવો. એમ એક સરખો નિયમ નહિ રાખેથી 'તર્ક'માં 'ર્ક'માં પહેલો ર્ અને પછી ક છે, અને 'તક્ર'માંના 'ક્ર'માં પહેલો ક્ અને પછી ર છે એ વાત બાળકોના મગજમાં ઉતરી શકતી નથી.

૫. 'અ' સ્વરની નિશાની કંઈ નથી. તેથી એ સ્વર વ્યંજનમાં ભળ્યા છતાં "અમુક વ્યંજનને કંઈ નહિ" કહેવામાં આવે છે. ઉદા૦ 'કર્યું'માંના 'ક'ની જોડણી કરતાં "ક્ ને કંઈ નહિ ક" કહેવામાં આવે છે તે બરાબર છે, પણ તેનો અર્થ ક્ માં અ ભળ્યો છે ખરો પણ તેનું

ચિહ્ન કંઈ મળ્યું નથી એમ સમજવાનું છે. વળી 'અ' સિવાયના બીજા સ્વરોનાં જુદાં જુદાં ચિહ્નો છે, અને તે ચિહ્નો વ્યંજનો સાથે ભળે છે; પરંતુ "નૈર્ઋત્ય" એકલાજ શબ્દમાં ર વ્યંજનમાં ઋનું ૃ આવું ચિહ્ન મળ્યું નથી, પણ ઋ સ્વર મૂળરૂપેજ તેમાં મળેલો છે. એમ એ શબ્દમાં ઋકાર મૂળરૂપે રહેવાનું કારણ લખવાની અનુકૂળતા સિવાય બીજું નથી.

૬. ર વ્યંજનમા ઉ (હ્રસ્વ) અને (દીર્ઘ) ભળતાં રુ અને રૂ એવાં રૂપો થાય છે. ગુજરાતી ભાષામાં બહુધા તેમાંના રૂ (દીર્ઘરૂપ)નોજ પ્રયોગ પ્રચલિત છે, પરંતુ "શુદ્ધ સંસ્કૃત શબ્દોની જોડણી મૂળરૂપે કાયમ રાખવી" એ નિયમ પ્રમાણે પુરુષ, રુચિ, તરુ, વગેરે શબ્દોમાં ઉકાર હ્રસ્વ દર્શાવવો; વળી પુરૂં, ખરૂ વગેરે શબ્દોમાં પણ જોડણીના નિયમ પ્રમાણે તો ઉકાર હ્રસ્વજ દર્શાવવો જોઈએ, પરંતુ એમ લખવાનું અદ્યાપિ સર્વત્ર સ્વીકારાયું નથી ત્યાંસુધી હાલ ચાલે છે તેમજ કાયમ રાખવું.

૭. વિદ્યા, ઉદ્યોગ—જેવા શબ્દોમાં દ્ ને ય જોડાયલો છે, એમ શીખવવું બસ નથી પરંતુ ઘ લખવામાં દ્ અને યના ખડ તરફ પણ બાળકોનું ધ્યાન ખેંચવું જોઈએ. એજ પ્રમાણે 'દૃષ્ટિ'માંના દના, 'સિદ્ધપુર'માંના દ્ધના, 'સ્ત્રી'માંના ત્રના, 'બ્રાહ્મણ'માંના હ્મના જુદા જુદા ખંડો તરફ ધ્યાન ખેંચવું જોઈએ.

૮. કોઇ અક્ષરને ર જોડતાં 'ર'નું / આવું પાંખડું પહેલા અક્ષર સાથે જોડાય છે. ઉદા૰ પ્રામાણિક, શ્રાવક, સહસ્રલિંગ, સમગ્ર, વગેરે. આમાં એ પાંખડું પ્રથમના અક્ષરના કોઈ ખાંચા આગળથી કે કાનામાં જોડાય છે એ બાબત તરફ ધ્યાન ખેંચવું; અને જે અક્ષરોને એવી અનુકૂળતા નથી હોતી તેમાં નીચે / આવી લીટી દોરીને ખાંચા કરવા પડે છે. ઉદા૰ ટ્રેનિંગ કોલેજ, ક્રમિક, અનુક્રમ (ક્ર આમ પણ લખાય છે.) વગેરે શબ્દોમાંના ટ અને ક નીચે ્ આવું પાંખડું કરેલું છે તે એજ કારણને લીધે છે; એ પાંખડાથી જ એ અક્ષરો ખોડા છે એમ દર્શાવાતું નથી એ શિક્ષકોના ધ્યાન બહાર હોવું જોઈએ નહિ.

---

# લડાઈનાં કારણો.

( રા. રા. હરરાય અ. દેસાઈ બી. એ., )

યૂરોપી પ્રજાઓ વચ્ચે જે યુદ્ધ ચાલે છે, તેને શરૂ થયે આજે ચાર વર્ષ પૂરાં થઈ ગયાં છે. એની અસરથી સુધરેલી દુનીઆ ચગડોળે ચઢી છે નાનાં મોટાં, સ્ત્રી તેમજ પુરુષ એનીજ વાત કરે છે. કેટલાક છાપાં વાંચી ખરાં ખોટાં અનુમાન બાંધે છે; તો કેટલાક ગપગોળાજ સાંભળી ઉધાચત્ત વિચાર કરે છે. આ લડાઈનાં કારણો અને તે ક્યાં ચાલે છે તેની ટુંકમાં વાત કરવા મારો ઈરાદો છે.

**લડાઈ ક્યાં ચાલે છે? દુનિઆનો નકશો.** સામાન્ય વાત કરતાં આપણે એમ કહીએ છીએ કે લડાઈ ફ્રાંસમાં ચાલે છે. ફ્રાન્સ એ યુરોપખંડની પશ્ચિમે આવેલો એક મોટો દેશ છે; અને તે દેશના ઉત્તરના ભાગમાં લડાઈ ચાલે છે ખરી; પણ તે સિવાય યુરોપ ખંડનાં બીજા ભાગોમાં પણ તે ચાલે છે, એક બાજુએ જર્મનીને આસ્ટ્રીઆનાં બે મોટાં રાજ્યો છે, તથા તેમના પક્ષમાં ટર્કી તથા બલગેરિઆનાં બે નાનાં રાજ્યો છે; બીજી તરફ ફ્રાન્સ, ઈટાલી અને ઈંગ્લાંડ એ ત્રણ મોટાં રાજ્યો છે, અને તેમની સાથે બેલ્જિયમ, પોર્ટુગાલ, સર્વિઆ અને મોન્ટીનીગ્રો એ નાનાં રાજ્યો જોડાએલાં છે. રૂશિઆ અને રૂમાનિઆ બે આપણાં પક્ષમાં હતાં, પણ રૂશિઆમાં જર્મનોની ખટપટથી અને ત્યાં ચાલતી કેટલીક અંધાધુંધીથી બળવો થયો, અને તે ફાટફૂટથી રૂશીઆને લડાઈ બંધ કરવી પડી છે, અને રૂમાનીઆને ન છૂટકે સલાહ કરવી પડી છે. યૂરોપની બહારની પ્રજાઓ પૈકી જાપાન અને અમેરિકા પણ આ બીજા પક્ષમાં છે. તેઓ પણ હાલ જર્મનો સામે રણક્ષેત્રમાં ઘુમે છે. આ લડાઈ યૂરોપ ખંડમાં પશ્ચિમે બેલ્જિઅમ અને ફ્રાન્સના ભાગોમાં ચાલે છે; દક્ષિણે ઈટાલીની ઉત્તરે આવેલા આસ્ટ્રીઆના મુલકમાં તે ચાલે છે; પૂર્વે સહેજ-સાજ સર્વિઆ વાળા ભાગમાં ચાલે છે, અને ઉત્તરે જ્યારે જ્યારે જર્મન વહાણો તેમના બંદરોમાંથી કોઈક વખત બહાર આવે છે ત્યારે ઉત્તર સમુદ્રમાં ચાલે છે. તે ઉપરાંત જર્મનોનાં કેટલાંક સંસ્થાનો આફ્રિકામાં હતાં, તેમને કબજે કરવાના હેતુથી ઈંગ્લાંડ અને તેનાં મિત્રો જેમને હવેથી મિત્ર રાજ્યો કહીશું તેમના લશ્કરે ત્યાં પણ લડાઈ ચલાવી છે. ઈંગ્લાંડનાં સંસ્થાનો તથા તેના તાબાના મુલકોનાં લશ્કરો ઈંગ્લાંડની મદદે આવી કટાકટીની

વખતે જઈ પહોંચેલાં હતાં. આવાં લશ્કરો પૈકી એક લશ્કર આપણા દેશમાંથી પણ ગયું હતું, અને તેમાંનાં ઘણા માણસો તળ ફ્રાન્સના રણક્ષેત્રમાં રહી આપણા અંગ્રેજ અને ફ્રેન્ચ ભાઈઓની સાથે મળી જર્મનો સામે બહાદુરીથી લડયા હતા, અને એ લશ્કરના બીજા ભાગોએ એપીજ નામના આફ્રિકા અને મેસાપોટામિયામાં કાઢી છે. એશિઆખંડની પશ્ચિમે આવેલા અરબસ્તાનની ઉત્તરે જે ભાગ ટર્કીને તાબે છે ત્યાં આગળ અંગ્રેજોનું લશ્કર અને તેમનાં સંસ્થાનોનાં લશ્કરો તેમજ આપણું હિંદી લશ્કર લડત ચલાવી રહ્યાં છે. આપણા ખંડની છેક પૂર્વે આવેલા ચીનના કિનારા પર જર્મનોએ કીઆચૌ નામનું બંદર કબજે કરેલું હતું તે તેમની પાસેથી આપણા મિત્ર જાપાને છીનવી લીધું છે. જર્મનોનાં કેટલાંક બારકસો તેનાં બંદરમાં ન ભરાતાં બહાર નાશી છુટેલાં જેમાંનું એક એમડન હિંદુસ્તાનનાં પૂર્વે કિનારા તરફ આવ્યું હતુ અને તેણે મદ્રાસ ઉપર ગોળા ફેંક્યા હતા, પણ તે વહાણનો આસ્ટ્રેલિઆના બારકસ સિડનીએ નાશ કર્યો હતો. આજ દશા જર્મનોનાં બીજાં બારકસોની થઈ છે અને તે બધા પરથી જર્મનીના મોટાં મોટા અમલદારોને પકડી કેદી તરીકે રાખ્યા છે. જર્મનીની ક્રૂર લડાયક નીતિ જોઈ અમેરિકાના યુનાઈટેડ સ્ટેટસ જેવો સ્વતંત્ર સુધરેલો ને કળાકૌશલ્યમાં આગળ વધેલો દેશ તેનાથી કંટાળી આપણા પક્ષમાં આવ્યો છે. ત્યાં મોટાં મોટા કારખાનાં છે, અને તેમાં હવાઈ વિમાનો, મોટી તોપો, તથા ગોળાઓ વગેરે બનાવી ફ્રાન્સમાં ચોકબંધ મોકલવામાં આવે છે. ત્યાંથી વીસલાખથી વધારે માણસો લડાઈના મેદાનપર ઉતરી પણ ચૂક્યાં છે, અને દરમાસે ત્રણ ત્રણ લાખ મોકલવા તેમણે વચન આપ્યું છે. ત્યાંથી અનાજ, રૂ, ચામડાં વગેરે પુષ્કળ આવે જાય છે. આ ઉપરથી તમે જોઈ શકશો કે યુરોપ, એશિઆ, આફ્રિકા અમેરિકા અને ઓસ્ટ્રેલીઆ એ પાંચે ખંડોની મોટીમોટી પ્રજાઓ આ જબરજસ્ત લડાઈમાં પડી ચૂકી છે તેથી આ લડાઈને 'જંગે જબરજસ્ત' કહીએ તો એ કંઈ ખોટું કહેવાશે નહિ. ખરેખર આ લડાઈમાં આખી દુનિઆ સંડોવાઈ છે.

**લડાઈનાં ખરાં કારણો.**

આવી મોટી લડાઈ થવાનાં કારણો પૈકી કેટલાંક છુપાં કારણો છે અને એક દેખાડવાનું બહાના રૂપ કારણ છે. છુપાં કારણો સમજવા સારૂ યુરોપખંડનો નકશો તપાસવાની જરૂર છે. જર્મનીની ત્રણ બાજુએ જમીન આવેલી છે; અને ફક્ત ઉત્તરેજ દરિઓ છે. જો જર્મન

વહાણોને બહાર જવું હોય તો તેમને ડેન્માર્કની ઉપર ફરીને જવું પડે છે. હાલમાં તેમણે ડેન્માર્કની દક્ષિણે એક નાનો ચીયરવેરો કબજે કરી લીધો છે અને ત્યાં એક ખાઈ ખોદી છે જેમાંથી વહાણો બહાર કાઢી શકાય પણ તે તેનાં કામને માટે બસ નથી, જો બને તો પશ્ચિમે આવેલા હોલાંડ અને બેલ્જિઅમને સર કરી લઈ તેના તૈયાર બંદરો પોતાને કબજે કરી પોતાનો વેપાર વધારવાની તેની ઇચ્છા હતી, જો તેમ ન બને તો યુક્તિ પ્રયુક્તિથી તે બે દેશોને પોતાના હાથમાં રમકડાં જેવાં કરી લેવાની તેની ઇચ્છા હતી. વળી પૂર્વમાં બાલ્કનનો મુલક અને ટર્કીનું રાજ્ય પણ પોતાની પુરી યા અર્ધ સત્તા તાબે આણી પોતાના દેશમાંથી છેક ઈરાન સુધી, અને બને તો આગળ આગગાડીઓ બાંધી પોતાનો વેપાર-પોતાની લાગવગ-અને ધીરેથી પોતાનું રાજ્ય ફેલાવવાની પણ તેની ઇચ્છા હતી. આસ્ટ્રિઆનું રાજ્ય જે તેના કહેવા પ્રમાણેજ ચાલતું હતું તે તેની યુક્તિમા સામેલ થયું. અંગ્રેજ લોકો તેને એશિઆમાં આમ વધવા દે તેમ નહોતું, કારણ કે તેમ થાય તો હિંદુસ્તાન તરફ તેઓ આવે અને આપણને તેઓ હેરાન કરે, તેમજ તેઓ તેને બેલ્જિઅમ કે હોલાંડ સર કરવા દે તેમ પણ ન હતું, કારણ કે તે પ્રજાઓને સ્વતંત્ર રાખવા તે બંધાએલા હતા. આ જર્મનો જાણતા હતા અને પોતાનો અર્થ સાધવા અંગ્રેજો સાથે ભવિષ્યમાં લડવાનુંજ છે એમ તે માનતા હતા, અને તેથી તેઓ પોતાનો કાફલો વધાર્યો જતા હતા, વળી આ બેલ્જિઅમને કબજે કરતાં પહેલાં પાડોશની મોટી ફ્રેન્ચ પ્રજાને મહાત કરવાનો પણ તેમનો પ્રયાસ હતો. તે ફ્રેન્ચ લોકોના ઉપર ડોળા ધુરકાવતુંજ હતુ, અને તેની આવી ઇચ્છા કેમ હતી તે જાણવા સારૂ આ પહેલાંનાં લગભગ ૧૦૦ વર્ષનો ટુંકો ઇતિહાસ હું તમને કહું છું.

૧૮૧૫ ની સાલ પહેલા જર્મનીમાં નાના નાનાં ઘણાં રાજ્યો હતાં, અને ૧૮૦૬ ની સાલમાં જ્યારે ફ્રેન્ચ સરદાર મહાન નેપોલિયને તેમને હરાવી નાખ્યાં ત્યારે તેઓને એકત્ર થવાની ઇચ્છા થઈ, તેથી તેમણે ૧૮૧૫ માં ઓસ્ટ્રીયાની સરદારી હેઠળ એકસંપી રાજ્ય સ્થાપ્યું આ વાત પ્રશીઆને ગમતી ન હતી. જર્મન રાજ્યોમાં તે મોટું રાજ્ય હતું અને તેની ઇચ્છા એ સરદારી પોતાને જોઈતી હતી. જર્મન સંસ્થાનોમા પોતે અગ્રેસર થાય તે સારૂ ૧૮૬૬ માં તે દેશમાં થએલા યુક્તિબાજ પ્રધાન બિસ્માર્કે ઇટાલી સાથે

સંધી કરીને આસ્ટ્રિઆ સામે કારણો ખોળી લડાઈ કરી. આ લડાઈ લગભગ ૧ા મહિનો ચાલી, જેમાં આસ્ટ્રિઆ હાર્યું અને તેણે જર્મન સંસ્થાનોનું ઉપરીપણું છોડયું અને ત્યારપછી પ્રશિઆની સરદારી હેઠળ બધાં જર્મન સંસ્થાનો ગોઠવાયાં. આ એકત્ર થએલા રાજ્યોમાં બરાબર જુસ્સો આણવો અને પ્રશિઆની સરદારી તળે પોતે બરાબર આગળ વધશે એમ મનાવવા ખાતર બધાના અસલના દુશ્મન ફ્રાન્સને હરાવવાની તે બિસ્માર્કને ઇચ્છા થઈ. ૧૮૦૬ ની હારનો બદલો લેવાથી જર્મન સંસ્થાનો રાજી થશે એ બિસ્માર્ક જાણતો હતો; પણ લડાઈ કરવાનાં કારણો તેને જડયાં નહિ. તેથી તેણે ૧૮૭૦ની સાલમાં એક દહાડો ફ્રાન્સના રાજાપર એવો ખોટો તાર મોકલ્યો કે પ્રશિઆના રાજાએ ફ્રેન્ચ એલચીને મળવાની ના પાડી છે જેથી ફ્રાન્સે લડાઈ જાહેર કરી, ફ્રાન્સની તૈયારી બરાબર નહિ હોવાથી ફ્રાન્સ હાર્યું અને તેને આલસાસ અને લોરેન નામના બે ફળદ્રુપ પ્રાંતો આપી દેવા પડયા, તથા નુકશાનની બદલ-ભારે દંડ ભરવો પડયો. ફ્રાન્સ કચડાઈ જશે એમ બિસ્માર્કે માન્યું હતું પણ તે તો ચાર વરસ થયાં એટલામાં બધો દંડ ભરીને પાછું ટટાર થયું. ત્યાર પછી જર્મની તેની સાથે બીજી લડાઈ લડવાને બહાના ખોળતુ હતું. બે ચાર વર્ષે કંઈક ધમકી આપ્યા કરતું પણ લડાઈ થવા પામી નહિ. સને ૧૯૦૪માં ફ્રાન્સે જોયું કે જર્મની તેની સાથે લડવાનો ઇરાદો રાખે છે ત્યારે તેણે રૂશિયા અને પાછળથી ઈંગ્લાંડ સાથે દોસ્તીના કરાર કર્યા. ૧૯૦૯ થી ૧૯૧૧ સુધીમાં લડાઈનું કાળું વાદળું ફ્રાન્સ ઉપર ઝઝુમતું હતું. ફ્રાન્સને નક્કી લાગ્યું હતું કે જર્મની તેને કચરી મારવા ઇચ્છતું હતું. તેથી ૧૯૧૪ ના અરસામાં તેણે લશ્કરી કાયદામાં ફેરફાર કર્યો જેથી ફ્રેન્ચ લશ્કરમાં એકદમ વધારો થઈ ગયો—આ જોઈ જર્મની ગભરાયું. ફ્રાન્સને કચડવું હોય તો આજ વખત હતો. જો પાછળથી તે મજબુત થાય તો તેનું ફાવશે નહિ એમ તે સમજતું હતું. વૉનબર્નહાર્ડી નામના એક લડાઈના વિષયના જર્મન લેખકે લખ્યું છે કે જો જર્મનીએ પોતાની મરજી પ્રમાણે યુરોપમાં વર્તવું હોય તો "પ્રથમ કોઈપણ રીતે ફ્રાન્સની ખબર લઈ નાખવી." વળી આ વખતે રૂશિઆમાં ફાટફુટ હતી અને બ્રિટાનના એક મુલક આયરલાન્ડમાં બળવો જાગે એવું લાગતું હતું. આ તોફાનો જર્મનીની યુક્તિથી થયાં હતાં, તેઓ જો પોતાના કામમાં રોકાયેલાં રહે તો જર્મની ફ્રાન્સને નિશ્ચિંત કચરી નાખે અને પશ્ચિમના-નાના

રાજ્યોને પોતે ખાઈ જાય, અને પૂર્વના બાલ્કન રાજ્યોને આસ્ટ્રીઆ ખાઈ જાય આવી તેની ઇચ્છા હતી. વિલાયત આ લડાઈથી દૂર રહે એમ એની ખાસ ઇચ્છા હતી. કારણ કે વિલાયતના કાફલાથી તે ડરતું. આ ઉપરાંત વ્યાપારની હરિફાઈ પણ લડાઈનું એક કારણ હતું. તે પોતાનો માલ બીજા દેશોના એવા માલ કરતાં ગમે તે યુક્તિ કરી ખૂદ હરીફ મુલકમાં પણ સસ્તા ભાવે વેચવા પ્રયત્ન કરતુ, અને તેમ કરી પોતાના હરિફના તેવાં કારખાનાં સુવાડી દેવાની તે કોશીશ કરતુ. આમ બધો વેપાર એક હથ્થુ કરવાની તેની નીતિથી પોતે પાયમાલ થઈ જશે એ બીજા દેશો સમજવા લાગ્યા હતા; અને તેઓ આ તેની રીત સામે અંકુશ મૂકવા વિચાર કરતા હતા.

યુદ્ધ કરી સર્વોપરી સત્તા મેળવવા સારૂ લડાઈનાં સર્વ સાધનોની તૈયારીઓ તેણે કરી રાખી હતી, અને ચેતી ગએલા

**લડાઈનું તુરતનું કારણ.**

યુરોપના દેશો એવી તૈયારી કરી દેશે તો પાછળથી પોતાની નેમ બર નહિ આવે એમ તેને લાગ્યું, તેથી તે બહાનુંજ ખોળતું હતું. એટલામાં સને ૧૯૧૪ની સાલના તા. ૨૮મી જુનને રોજ ઓસ્ટ્રિઆના રાજ્યવારસ આર્ચ ડ્યુક-ફ્રાન્સિસ ફરડીનાન્ડ ટર્કી પાસેથી થોડા વર્ષ પર લઈ લીધેલા બોસ્નીયા પ્રાન્તની મુલાકાતે પોતાની પત્ની સાથે ગયા તે પ્રાન્ત ૧૯૦૯ની સાલમાં ઓસ્ટ્રિઆએ કબજે કરી લીધો હતો તેની પ્રજા અને સર્વિઆની પ્રજા એક જાતની હતી ત્યાં તે રાજ્યકુમાર ગયા, તે પહેલા તેમને ચેતવણી મળી હતી કે ત્યાં જવુ સહિસલામત નથી. તેમ છતા પણ તે ગયા અને ત્યાં તેમનું અને તેમની પત્નીનુ ખુન થયુ આ ખુનને માટે ઓસ્ટ્રિઆનાજ અમલદારો જવાબદાર હતા તેઓએ પૂરો બંદોબસ્ત રાખ્યો હોત તો આવુ ઘોર કર્મ થાત નહિ, પણ આ ખુનનો દોષ ઓસ્ટ્રિઆએ સર્વિઆપર મૂક્યો, અને તેને ધમકી આપવા માંડી બીજાં રાજ્યોએ વચમાં પડી પતાવટ કરવા માંડી પણ જર્મનીની શીખવણીથી કંઈ વળ્યુ નહિ છેવટે જુલાઈની આખરમાં ઓસ્ટ્રિઆએ ધમકી આપી કે જો સર્વીઆ પોતાની બધી માગણીઓ કબુલ નહિ કરે તો તે તે રાજ્ય ઉપર હલ્લો કરશે. રૂશિઆની સલાહથી સર્વીઆએ પોતાનું માન જળવાઈ રહે એટલી સરતો કબુલ કરી અને બાકીની સરતો માટે કહાવ્યુ કે હેગ મુકામે બધા રાજ્યોની સુલેહની સભા મળે તેમાં તેઓ જે નક્કી કરે તે તેને કબુલ છે. પણ

ઑસ્ટ્રિઆને તો લડવુંજ હતુ: જર્મનીને પણ લડાઈ કરાવવી જ હતી, સર્વિઆ અને બાલ્કનનાં નાનાં રાજ્યો જે તેમના એશિઆ તરફ આવવાના સીધા રસ્તામાં આવેલાં હતાં તેમને એક યા બીજે બહાને ગળી જઈ તેમને એશિઆ તરફનો રસ્તો ખુલ્લો કરવો હતો; તેથી તારીખ ૨૫મી જુલાઈએ ઑસ્ટ્રિઆએ લડાઈ જાહેર કરી. સર્વિઆની સાથે મોન્ટીનીગ્રો નામનું નાનું રાજ્ય હતું તે સર્વિઆની મદદે દોડી આવ્યું. રૂશિઆની મદદથી આ બધાં રાજ્યો સ્વતંત્રતાને પામ્યાં હતાં અને જેમ નાનાં બાળકો વડીલ પિતાની તરફ મદદ માટે આશાભેર જુએ; તેમ આ વખતે સર્વિઆએ રૂશિઆની મદદ માટે ઇચ્છા કરી. રૂશિઆ પોતાની ફરજમાં ચૂક્યું નહિ. તેણે લશ્કર જમા કરવા માંડયું. આ જોઈ જર્મનીએ રૂશિઆને ધમકી આપી કે જો તે લડાઈની તૈયારીઓ બંધ નહિ કરે, તો તે ઑસ્ટ્રિઆની સાથે જોડાશે. ફ્રાન્સને પણ ડર તો હતો જ કે જ્યારે ત્યારે જર્મની તેની સાથે લડાઈ કરશે અને જ્યાં રૂશિઆને આ ધમકી મળી અને કદાચ ત્યાં લડાઈ થઈ તો ખચીત તેના પર પણ જર્મની લશ્કર મોકલશે. તેણે પણ પોતાનું લશ્કર એકઠું કરવા માંડયું પણ પોતાની સરહદ ઉપર તે લશ્કર ન રાખતાં તે લશ્કરને સરહદથી ૭ માઈલ અંદર રાખ્યું કે લડાઈ શરૂ કરવાનો વાંક તેનો ન ગણાય. આ દરમિઆન જર્મન પ્રધાને પોતાના રાજ્યમાં રહેતા અંગ્રેજ એલચીને પૂછયું કે જો કદાચ જર્મનીને ફ્રાન્સ સાથે આ સંજોગોમાં લડાઈ થાય તો અંગ્રેજો શાં પગલાં લેશે? અંગ્રેજો લડાઈમાં ન જોડાય તો સારૂં એમ જર્મનો ઇચ્છતા હતા; અને તેઓ ન જોડાઈ શકે. માટે આયરલાંડમાં તેમણે ખટપટ જગાવી મૂકી હતી. જર્મન પ્રધાને વચન આપ્યું કે ફ્રાન્સની એક પણ તસુ ભોંય જર્મની લેવા ઇચ્છા રાખતું નથી, પણ તેવીજ બાંહેધરી તેણે ફ્રાન્સનાં આફ્રિકાનાં સંસ્થાનો માટે આપવા ના કહી. વળી બેલ્જિઅમ માટે પૂછતાં પણ તેમણે બરાબર જવાબ આપ્યો નહિ બેલ્જિઅમનાં નાનાં રાજ્ય માટે યૂરોપનાં બધાં મોટાં રાજ્યોએ એવું લખાણ કર્યું હતું કે કદી પણ યૂરોપી પ્રજાઓ વચ્ચે લડાઈ થાય તો જ્યાં સુધી બેલ્જિઅમ એક પણ પક્ષમાં જોડાય નહિ, ત્યાં સુધી તે દેશમાં કોઈ પણ પ્રજાનું લશ્કર પેસી શકે નહિ. હવે જર્મનીની ઇચ્છા તો આ કરેલ કરાર તોડવાનીજ હતી. ફ્રાન્સે તો ઈંગ્લાંડના પૂછવાથી આ બાંહેધરી આપી. જર્મનીને ફ્રાન્સમાં

જવું હોય તો પૂર્વ અને ઉત્તર બેજ દિશાથી જવાય એમ હતું. પૂર્વ ફ્રાન્સના જબરજસ્ત કિલ્લાઓ હતા, જ્યાં તેઓ હજુ પણ જર્મનીનાં લશ્કરને હંફાવે છે. પણ ઉત્તરે જો બેલ્જીઅમમાં થઈને જાય તો ત્યાં તેને એ કિલ્લા નડે એમ ન હતું, અને તે લડાઈ એકદમ છતી શકશે એમ તેને લાગ્યું પોતાનો અર્થ સધાતો હોય તો કોલકરાર તોડવા અને જુઠી ખટપટ કરવી એ જર્મન રાજ્યનીતિ હતી. જ્યારે અંગ્રેજ એલચીએ કહ્યું કે જો જર્મની બેલ્જિઅમ સંબંધી કબુલાતો નહિ પાળે, તો ઇંગ્લાંડ બેસી રહેશે નહિ; અને જ્યારે ૧૯૧૪ની ૪થી ઓગસ્ટે બેલ્જિઅમની સરહદ ઓળંગી જર્મન લશ્કર અંદર ઘુસ્યુ ત્યારે તે એલચીએ પોતાને દેશ જવાની રજા માંગી એટલે ઇંગ્લાંડ પણ જર્મની સામે લડાઇમાં ઊતરી ચૂક્યું છે એમ જાહેર થયુ. આ સાંભળી જર્મન પ્રધાન ઘણો ચીડવાયો અને બોલ્યો કે મારી બાજી બધી બગડી ગઈ છે, ને એક કાગળના ચીથરા માટે વિલાયત આ લડાઈ જાહેર કરે છે.

પવિત્ર કોલકરાર તોડવા એ જર્મન રાજ્યનીતિ આપણા રાજ્યકર્તાઓને પસંદ ન પડવાથી અને નાનાં અને સ્વતંત્ર રાજ્યોને દબાવવાને છુંદવા એ અન્યાયનું કામ ન ગમવાથી તેવાં રાજ્યોની મદદે જવાની ખાતર જ તેઓએ આ લડાઈમાં ઝંપલાવ્યુ. જો આવી વખતે તે તેવાં નબળાં રાજ્યોને મદદ ન કરે તો ફરીથી કોણ તેમનો ભરોસો કરે? લડાઈનું પરિણામ શું આવશે એ તો પાછળથી જોવાનું હતું પણ નાક જાય તેના કરતાં પ્રાણ જાય તો સાર એમ ઇંગ્લાંડને લાગ્યું. પોતાના દેશમાં તેમજ પોતાનાં સંસ્થાનોમાં પુરતુ લશ્કર નથી અને જર્મની પાસે ઘણુંજ લશ્કર છે; તેમજ ઓસ્ટ્રિયા પાસે પણ તેમજ છે તે તે જાણતુ હતુ. ફ્રાન્સનું લશ્કર હજુ તૈયાર નથી થયુ તેની તેને પૂરી ખબર હતી. રૂશિઆના લશ્કર પાસે પુરતો સરંજામ ન હતો તે પણ તે જાણતું હતું. પણ આ વખત ઇંગ્લાંડને વિચાર કરી મુગા બેસી રહેવાનો ન હતો. જે સાધનો પોતાની પાસે હોય તે સાધનો વતી લડાઈમાં ઊતરવું તેજ તેનો નિશ્ચય હતો. પોતાની પાસે જબરો કાફલો હતો તે તેણે ઉત્તર સમુદ્રમાં ગોઠવ્યો કે જર્મનીનાં વહાણો ઘેરાઈ ગયાં, અને જેટલું બન્યું તેટલુ લશ્કર પોતાને ત્યાંથી ફ્રાન્સમાં ઉતાર્યું કે ત્યાં થઈને જો બને તો તે બેલ્જિઅમમાં પણ જાય. આ બધી હકીકતની વાત તમને કહું તે પહેલાં આપણા અને જર્મનીના સિદ્ધાંતો શા હતા તેનો ટુંકમાં સાર આપી જાઉં.

## બાળ-ગીત.

(યોજનાર-જગજીવન કાળિદાસ પાઠક, પ્રાન્ચ સ્કૂલમાસ્તર પોરબંદર)

### ઘોડો.

(આવો આવો અહીં ગોહીઆ ગાય પાસે—એ રાગ)

જુઓ જુઓ છે આ[૧] ઘોડો કેવો?
નથી એનો પડયો દોકડો[૨] દેવો.
એને ઝીન કે ચોકડું[૩] નાં જોઈએ;
એને ચંદી કે ચારો[૪] ના દઈએ.
નહિ કોઈને એ બચકાં[૫] ભરતો;
નહિ કોઈને એ લાતો[૬] ધરતો.
જુઓ જુઓ કરૂં એપર[૭] સ્વારી;
મને એમાં મજા[૮] પડતી ભારી.
જુઓ ચાબુક[૯] ચટ દઈ ફટકાવું;
જુઓ તબડક તબડક દોડાવું.[૧૦]
એને મારે નથી[૧૧] વેચી દેવો;
જો બનશે તો બીજો[૧૨] લેવો.

* પોતાના બે પગ વચ્ચે લાકડી રાખી, તેનો ઘોડો કરી, નાનાં બાળકોને રમતાં તો સૌએ જોયાં હશે, આ બાળગીતમાં એ રમત ગુંથેલી છે. આ બાળગીત બોલાવતી વખતે દરેક બાળકના હાથમાં એકએક લાકડી અને નાનકડી ચાબુક આપવી. પછી જે સ્થળે જે હાવભાવ કરાવવાના લખ્યા છે તે કરાવવા. ૧ ડાબા હાથમાં ઝાલેલી લાકડી બતાવે. ૨ રૂપિયો ખખડાવતો હોય તેવી નિશાની જમણા હાથના અંગુઠા તથા તર્જનીથી કરે. ૩ ચોકડું તાણતો હોય તેવી જમણે હાથે નિશાની કરે. ૪ ચારાની ભારી બતાવતો હોય તેમ બે હાથ પહોળા કરે. ૫ જમણા હાથવડે બચકું ભરતો હોય તેવી (પોચો પહોળો કરી એકઠો કરવાની) નિશાની કરે. ૬ જમણો પગ ઉંચો કરી ભોંયે પછાડે. ૭ લાકડી બે પગ વચ્ચે રાખી ઘોડો પલાણે. ૮ મોં મલકાવે. ૯ લાકડી સાથે ચાબુક પછાડે. ૧૦ લાકડીને બે પગ વચ્ચે રાખી પોતાને પગે દોડે; આ વખતે તમામ વિદ્યાર્થીઓ કુંડાળામાં ફરે. ૧૧ ના પાડતો હોય તેમ જમણો હાથ હલાવે. ૧૨ બે આંગળીઓ ઉંચી કરી બતાવે.

## અળશી.

(લેખક મિ. પોપટલાલ કેવળચંદ શાહ. રાજકોટ.)

અળસી એ શણુની એક જાતના રોપાઓનાં બીયાં છે. એ બીયાં રંગે ચકચકિત, ભુરાં અને આકારે ગોળ હોય છે. ઉષ્ણ અને સમશીતોષ્ણ કટિબંધમાં એનું વાવેતર કરવામાં આવે છે. સમશીતોષ્ણ કટિબંધમાં થતી અળસીમાંથી તેલ વધારે સારૂં નીકળે છે. એના છોડ ,દોઢથી બે હાથ ઉંચા થાય છે. એનાં પાંદડાં લાંબાં અણીદાર થાય છે. તેનાં ફળમાંથી અળશી નીકળે છે. એક ફળમાં આશરે ૧૦ બીઆં હોય છે. અળસીનું વાવેતર ઘણા જુના કાળથી થાય છે. તેના [illegible]યાં એટલે અળસીના દાણા અને તેના છોડમાંથી નીકળતા રેસા એ બે [illegible] તે કામમાં આવે છે. બીયાંમાંથી તેલ કાઢવામાં આવે છે. તેને અળશ[illegible] [illegible]લ કહે છે. આ દેશમાં તેના રેસાઓને કામમાં લેતા નથી પણ યૂરોપના [illegible] લાક દેશોમાં તો તેના રેસાનેજ કામમાં લેવા માટે તેનું વાવેતર થાય

હિંદુસ્તાનના ઉત્તરભાગમાં, બંગાળામાં [illegible] મેદાના કિનારાપર આવેલો પ્રાંત અને નીલગિરિના પ્રદેશમાં અળશીનુ [illegible]રૂ વાવેતર થાય છે. તેમાં પણ બર્દવાન અને જબલપુર તરફની અળ[illegible]ી વખણાય છે. યૂરોપમાં તે ઘણે ઠેકાણે વવાય છે. પણ રૂશિયા, આયર્લાંડ ને બેલજીયમમાં ઉત્પન્ન થતા અળશીના છોડમાંથી સારા રેસા નીકળે છે.

ગ્રીક અને રોમન લોકો જૂના વખતમાં અળશીને ખોરાક તરીકે પણ ઉપયોગમાં લેતા, અને આજ આબિસિનિ[illegible]ામાં અળસીનાં બીઆંને શુંજીને ખાય છે. રશિયા પોલાંડ ને હંગરીમાં તેન[illegible] તેલ ખોરાક તરીકે વપરાય છે ૧૦ મણ અળસીએ લગભગ ૨૫ મણ [illegible] નીકળે છે. તેનો વાસ તથા સ્વાદ તીક્ષ્ણ છે તેના તેલના રોગાન બન[illegible] લીથોગ્રાફીક તથા છાપવાની બીજી શાહીઓ બનાવવામાં પણ અળસીન[illegible] [illegible]લનો વિશેષ ઉપયોગ થાય છે. હિંદમાંથી પરદેશ ખાતે હજારો મણ અળસી જાય છે ને ત્યાંથી તેના તેલનો રોગાન બની આપણા દેશમાં આવે છે. હિંદના લોકો તેના રેસાને ઉપયોગમાં લેતાં શીખે અને અહીંજ તેનુ તેલ કાઢી રોગાન બનાવતાં શીખે તો દેશના ઉદ્યોગમાં વૃદ્ધિ થાય, આ ભાગમાં તાન્ગં જીંડવાની દક્ષિણમાં કેટલેક ઠેકાણે ચટણી પણ બનાવે છે, દવામાં તેનો સારો ઉપયોગ થાય

છે. તેની રાખ જખમમાંથી નીકળતું લોહી બંધ કરે છે. સંધીવાના સોજા ઉપર તેની પોટીસ લગાડાય છે, છાતીના દરદમાં તેનું છાતી ઉપર બંધાણુ કરવામાં આવે છે, તેનો ખોળ ઢોરોને ખવરાવાય છે. અળસીને કચરીને ને પીલીને તેમાંથી તેનું તેલ કાઢે છે. અળસીના રેસાનાં કપડાં બનાવવામાં આવે છે. એવા એક ટન રેસાની કિંમત ૪૦૦ થી ૭૦૦ રૂપિયા* ઉપજે છે. અળસીના તેલમાં કપાશીઆનું તેલ, ભીંડીનું તેલ, ખનિજ તેલ વગેરેનો ભેગ કરવામાં આવે છે, તે પારખી કહાડવાનું કામ મુસ્કેલી ભરેલું છે. વાસ અને વિશિષ્ટ ગુરુત્વ ઉપરથી તેનું મિશ્રણ પારખી શકાય છે.

---

## ચીન અને ચીનાઓ વિષે કંઇક.

( લેખક—મિ. રામજી કુબેરદાસ ગણાત્રા, અમદાવાદ. )

ચીન એ ઘણો વિસ્તીર્ણ દેશ છે. ચીનાઓ ઉંદરડાને પણ મૂકતા નથી, એવી તેમના વિષેની હકીકત આપણે સાંભળીએ છીએ. શિક્ષકોને ભૂગોળના વિષયમાં ચીન દેશની વિશેષ માહીતી ઉપયોગી થઈ પડે તેમ હોવાથી તેનું કેટલુંક વર્ણન નીચે આપવામાં આવ્યું છે.

**'ચીન' શબ્દ**—હિંદથી લગભગ ત્રણ ગણા ક્ષેત્રફળવાળો ચીન દેશ છે. ત્યાં નદ, નદી પર્વતો ઘણા છે. ત્યાંના નિવાસીઓની નજરમાં ચીન એક મધ્ય દેશ છે. ચીનનું પ્રાચીન નામ '**સીનીમ**' હતું. સીનીમનું અપભ્રંશ રૂપ 'ચીન' છે. 'ચીન' શબ્દનો અર્થ દેશનો સર્વપ્રધાન પરાક્રમશાળી શાસનકર્ત્તા એવો થાય છે.

**આબોહવા પ્રાણીઓ, અને ઉપજ**—ચીનમાં ઠંડી અને ગરમી બન્ને વિશેષ છે. ચીનના ઉત્તર પ્રદેશમાં શીતકાલમાં યુરોપની માફક અતિશય ટાઢ પડે છે, અને દક્ષિણ ભાગમાં બંગાળાથી પણ અધિક ગરમી પડે છે. ચીનાઓ કૃષિમાં ઘણી મહેનત કરે છે. ત્યાં મુખ્યત્વે ઘઉં, ચોખા, ચા, તમાકુ, શણ વગેરે ઉત્પન્ન થાય છે. તે સિવાય વાંસ, કપૂર વગેરે પણ થાય છે. ખનિજમાં સોનું, રૂપું, પારો, કોલસા એ મુખ્ય છે. ત્યાં ઘીચ વસ્તી હોવાના કારણથી પહાડી જગા સિવાય અન્ય સ્થળે હિંસક પ્રાણીઓ જેવામાં આવતાં નથી. ત્યાં ગાયો ઘણી ઓછી જેવામાં આવે છે. માછલીની પેદાશ વધારવા અને હંસાદિ પક્ષી પાળવા

-માટે ચીનાઓ બહુ મહેનત કરે છે. લાલ, સફેત અને બીજી રંગબેરંગી માછલીઓ પ્રથમ એ દેશમાંથી બીજે બધે સ્થળે લાવવામાં આવી હતી. તાતારોને ધસી આવતા અટકાવવાને માટે પ્રાચીન સમયમાં ચીનની ઉત્તરે જે મહાન્ દિવાલ બાંધવામાં આવી છે, તેને ચીનાઓ 'કહકહા' કહે છે.

**ચીનાઓની ચોટલી**—ચીનાઓના શરીરનો રંગ પીતગૌર અને આંખો બદામી હોય છે. તેઓ દાઢીમૂછ રાખતા નથી. લાંબી ચોટલીએ તેઓની એક આદરણીય વસ્તુ છે. કોઈને વેણીહીન-ચોટલી વગરનો-એમ કહેવામાં આવે તો તે પોતાને કુવાક્ય કહેલુ સમજી અપમાનિત થયો સમજે છે. એ શબ્દ ત્યાં અપમાનજનક ગણાય છે. ચોટલીના વાળ નાના હોય તો તેઓ તેમાં રેશમી રીત વગેરે લપેટી સુન્દર વેણી બનાવી લે છે. તેઓની એવી માન્યતા છે, કે માથાની ચારે બાજુએ ચોટલી વિંટાએલી ન હોય, તો કવચિત્ ભૂત માથું કાપી જાય છે. ભૂતને દૂર કરવા માટે તેઓ કેટલીક વખત એક પ્રકારનું વાદ્ય વગાડે છે, અને રાત્રે કયાંઈ જવું પડે તો કેટલાક માણસો સાથે મળી હાથમા મસાલ સળગાવી તેના અજવાળે અજવાળે જાય છે. હાલમાં ભૂત વગેરેની માન્યતા દૂર કરવાને ચીનમાંની નવીન અમેરિકન કેળવણી ફતેહમંદ થતી જાય છે.

**ચીનાઓનો સૌંદર્ય વધારવાનો પ્રયત્ન**—સભ્ય અને અસભ્ય સર્વને પોતાની સુંદરતા વધારવાની લાલસા રહે છે. આથી બુદ્ધિમાન્ સભ્ય જાતિ જ્યારે વસ્તુતઃ પોતાની સુંદરતા વધારી શકે છે, ત્યારે બુદ્ધિહીન અસભ્ય જાતિ પોતાની સુંદરતા વધારવા જતાં ઉલટી હાસ્યપાત્ર નીવડે છે. ચીનાઓ પોતાના દેહમંદિરને શોભાવવા માટે બહુધા શરીરપર વિવિધ રંગનાં ચિત્રો ચીતરે છે. વળી શોભાવૃદ્ધિ માટે છુંદણાં પણ છુંદાવે છે. આ સિવાય ત્યાંની લલનાઓ પોતાના પગની પાટલીઓને ટૂંકી કરવામાં પોતાને નાજુક અને આકર્ષક થએલી સમજે છે. જેનું પગલું માત્ર ત્રણ ઇંચનું હોય, તેની એક સર્વોત્તમ સુંદરી તરીકે ગણના થાય છે. તે સૌ ઘણી આદરણીય ગણાય છે. એવા અતિશય નાનાં ચરણોને ચીનાઓ સુવર્ણકમલ કહે છે. પોતાના પગની પાટલીઓ નાની બનાવવાને લોઢાના બૂટ પહેરવામાં પણ ત્યાંની સ્ત્રીઓ હરકત જેવું ગણતી નથી! ચીનાઓના પોતાના દેહમંદિરને શોભાવવાના આ સઘળા પ્રયત્નો બુદ્ધિમાન્ પ્રજાને હાસ્યપાત્ર ન લાગે?

**ચીનાઓની ભોજનવિધિ**—ચીનાઓ માછલી અને શાક ભાજીની

સાથે અનાહાર કરે છે. ભોજન સમયે યુરોપીઅનોની પેઠે તેઓ છુરસી અને ટેબલનો ઉપયોગ કરે છે. કાળા કૂતરાનું અને બિલાડીનું માંસ ચીનાઓને બહુ પ્રિય છે. કોઈ કોઈ વાર તેઓ દેડકા અને ઉંદરડાનો પણ ભોજનમાં ઉપયોગ કરે છે. સમગ્ર ચીનમાં ચા પીવાનો રિવાજ છે. અફીણનું વ્યસન એ દેશમાં બહુ વળગેલું છે. પરન્તુ હાલમાં ત્યાંના નવીન કેળવણી પામેલાઓએ દેશમાંથી એ ભયંકર વ્યસનને દૂર કરવા માંડયુ છે. ચીનમાં હવે સુધારાનો પવન ફુંકાવા માંડયો છે. જે ચીનાઓને ધર્મભય છે, તેઓ માંસનો ઉપયોગ નથી કરતા. તેઓની એવી માન્યતા છે, કે આ જન્મમાં માંસ ખાવાથી પરજન્મમાં પોતાનું માંસ બીજાઓ ખાય છે.

**ચીનાઓનો પોશાક**—ચીનાઓનો પોશાક વિલક્ષણ છે. તેમનાં અંગરખાંની બાંયો બહુ લાંબી હોય છે. રાજપુરુષો બે પ્રકારના પોશાક પહેરે છે. જેઓ સિવિલ એટલે દિવાની વગેરે કામ કરે છે, તેઓના પોશાકપર ભિન્ન ભિન્ન જાતનાં પક્ષીઓનાં ચિત્ર પાડેલાં હોય છે અને જેઓ લશ્કરી કામ કરે છે; તેઓના પોશાકપર ભિન્ન ભિન્ન જાતના ભયંકર હિંસક પ્રાણીઓનાં ચિત્ર હોય છે.

**ચીનાઓનો આચાર અને સ્વભાવ**—ચીનાઓના આચાર અને વ્યવહાર સંસારની સર્વ સભ્ય જાતિઓના આચાર વ્યવહારથી ભિન્ન છે. ત્યાંના ગરીબ મજુરોને વિશ્રામ લેવાનો સમય નક્કી નથી. શેઠની અનુકૂલતાએ મોડો વહેલો એ સમય મળે છે. કોઈ પૂજ્ય અતિથિ કોઈના ઘેર જાય છે, તો ઘરનો મુખ્ય માણસ તેને પોતાની જમણી બાજુએ બેસાડે છે. ચીનાઓ જ્યારે કોઈના પર નારાજ થઈ ગુસ્સે થાય છે, ત્યારે પોતાના બન્ને હાથ વડે પોતાની જાંઘને ખજવાળવા લાગે છે. નામ લખવામાં એ લોકો પ્રથમ પદવી અને પછી પોતાનું નામ લખે છે. ત્યાં બુઢ્ઢાઓ પતંગ ઉડાડે છે, ત્યારે બાલકો ઉભા ઉભા એ રમત જોયા કરે છે. એ લોકોની લેખનપદ્ધતિ ઉપરથી નીચેની તરફની છે. આપણી માફક આડી લીટીમાં નથી.

**ચીનાઓનો બનાવટી સત્કાર**—ચીનાઓ વાક્સૌજન્ય દેખાડવામાં લગાર પણ પાછી પાની નથી કરતા. પણ કર્ત્તવ્યમાં એ સૌજન્ય દેખાડતાં તેઓ પાછી પાની કરતાં લગાર પણ અચકાતા કે શરમાતા નથી. તેમનું આવું વક્ર વર્તન ત્યાં સભ્યતામાં ગણાય છે. તેમની આવી સભ્યતા દર્શાવનાર એક પ્રસંગની હકીકત રમુજની ખાતર અહીં આપવામાં આવી છે.

એક દેચ પાદરી ચીનમાં પ્રવાસ કરતો હતો, તે વેળા એક શહેરમાં કોઈ ગૃહસ્થને ઘેર ઉત્સવ હતો તેથી તે પાદરીને ત્યાં નિમંત્રણ થયું. જ્યારે પાદરીએ તે ગૃહસ્થને ત્યાં ગયો, ત્યારે ગૃહસ્થે ઘણી આદરભાવથી તેને આસન આપ્યું. જ્યારે ઉત્સવ સમાપ્ત થયો, અને આવેલા બધા લોકો વિદાય થવા માંડ્યા, ત્યારે તે ગૃહસ્થે ઉભા થઈ કહ્યું:

"આજ પર્વનો દિવસ છે. આપ સજ્જનો જ્યારે મારાપર દયા કરી અત્રે પધારેલા છો, ત્યારે હું કોઇને પણ અહીંથી ભોજન કરાવ્યા વિના જવા દેવાનો નથી."

ગૃહસ્થે આ પ્રમાણે આગ્રહપૂર્વક જમાડવાનું કહ્યું ખરૂં, પરન્તુ આવેલા અતિથિઓ ભિન્ન ભિન્ન કારણ દર્શાવી વિદાય થઈ ગયા. તેના કુટુંબી જનો પણ ખાસ કારણો દર્શાવી જમ્યા વિના ચાલતા થયા. તે ગૃહસ્થનો નાનો બન્ધુ પણ બહાર ચાલતો થયો. તેને જતો જોઈ ગૃહસ્થ ઉતાવળે તેની પાસે ગયો, અને તેનો હાથ પકડી બહુ આગ્રહ કરી તેને અંદર લાવ્યો. પછી ગૃહસ્થે પોતાના બંધુને કહ્યું:-

"આજ ઉત્સવના દિવસે જમ્યાવિના હું તને જવા નહિજ દઉં, કાંઈ નહિ તો થોડી ચા પી લે.'

નાના બંધુએ છેવટે એ કબુલ કર્યું. તેના મોટા બંધુએ પોતાના નોકરને સાદ પાડી કહ્યું. કે એક પ્યાલો ચા અને થોડી મિઠાઈ તું લઈ આવ. બન્ને ભાઇઓ બેસી ઘણો વખત સુધી વાતો કરતા રહ્યા, પરન્તુ ચા કે મિઠાઈ કશુ આવ્યુ નહિ. આથી નાના બંધુએ કહ્યું:—

"ભાઈ! હવે હુ વિશેષ વખત બેસી શકતો નથી. મારે ઘણું કામ છે. ચાને કોણ જાણે કેટલી વાર હશે!"

મોટા ભાઇ ચોંકીને બોલી ઉઠયો:-

"અરે ભાઈ! તું શું નથી જાણતો, કે હું ચા નથી પીતો? અને મિઠાઈ તો રોગનું ઘર છે. તેને છોડી દીધાને મને બહુ વર્ષ થઈ ગયાં."

નાના બન્ધુએ કહ્યું.

"ત્યારે મને શા માટે ખોટી કરી મારા કામથી અટકાવ્યો?"

આ સાંભળી મોટા ભાઈ ગુસ્સે થઈ દાંત પીસીને બોલ્યો:-

"અરે! તને ખબર ન પડી? એ તો મારી સભ્યતા દેખાડવા માટે મેં તને વચનમાં માત્ર ભોજન કરવાની માગણી કરી હતી. તને ઉચિત હતું, કે તારે પણ તેવીજ સભ્યતા બતાવવી જોઈતી હતી. હું નથી જાણતો, કે આવો અસભ્ય વ્યવહાર તું ક્યાંથી શીખી લાવ્યો છે!"

નાના ભાઈને પોતાની ભૂલની ખબર પડી. તે ક્ષમા માગી ત્યાંથી ચાલતો થયો. તેના ગયા પછી પેલા ફ્રેંચ પાદરીને ગૃહસ્થે કહ્યું.

"મહાશય! જોઈ ને તમોએ તે મૂર્ખની અસભ્યતા! જ્યારે કુટુંબની જનો આનંદપૂર્વક આવે, ત્યારે તેમણે ગમે તે બહાનું કાઢી ભોજનની ના કહી પોતાની સુજનતા અને સભ્યતા બતાવવી જોઈએ. સભ્ય લોકોને એમ કરવું એ ઉચિત છે. હિન્દવાસી અસભ્ય (!) લોકોની વાતો અમે સાંભળી છે. એ લોકોને જ્યારે આમંત્રણ આપી ભોજનનો આગ્રહ કરવામાં આવે છે, ત્યારે ખરેખર, આમંત્રણ આપનારને ત્યાં જઈ તેઓ શરમ વગરના થઈ ખાવા બેસે છે!"

વાચનાર! જે દેશમાં બન્ધુતા—આત્મીયતા—કેવલ વાણીમાંજ છે, તે દેશનું અધઃપતન કેમ ન થાય? અને અધઃપતનમાંથી તેનું પુનરુત્થાન પણ ચીન કેમ થાય?

ઉક્ત ફ્રેંચ પાદરી પછી ત્યાંથી તેમના આવા વ્યવહાર પર હસતો હસતો ચાલતો થયો.

**ચીનાઓનાં લગ્ન**—ચીન દેશમાં લગ્નવિધિ કેટલેક અંશે હિંદુસ્તાનને મળતી આવે છે. ત્યાંના લોકોમાં બહુ વિવાહની પદ્ધતિ બહુ નથી. કેટલીક હલકા વર્ણની વિધવા સ્ત્રીઓ પોતાના ભરણપોષણ અર્થે પોતાનો પતિ શોધી કાઢે છે. જ્યારે લગ્ન પછી કન્યા વરને ઘેર જાય, ત્યારે તે ઉપદેશનાથી ભરેલા માટે માથે કુકરનું નામ લેતી જાય છે. જો વહુ પોતાના સસરા સાસુને અમાન્ય થાય, વ્યભિચારિણી, દિવાપનાવણ, અને રોગ બને તો પતિ તેનો ત્યાગ કરી શકે છે. ત્યાં સતી થવાનો ચાલ ઘણો ઓછો છે. જે સ્ત્રી પોતાના પતિની સહગામિની થાય, તેના અન્ત્યેષ્ટિસ્થાપન પર ચીનાઓ કોઈક સ્મારક ઉભું કરે છે.

**ગત માતાપિતા માટે ચીનાઓનો અનહદ શોક**—ચીનાઓ પોતાના ગત માતપિતાના સમાનસૂચક કર્મથી વિમુખ નથી થતા. કવચિત્ કવચિત્ પિતામાતાનું સમાનસૂચક કાર્ય ન કરવાથી ત્યાં લોક રાજદંડ પણ પામે છે. ત્યાંના લોકો પોતાના પિતામાતાના શબને ઉત્તમ પોશાકથી સજી કેટલાક દિવસ સુધી ઘરના ગણી મૂકે છે. પિતામાતાને માટે વિલાપ કરવામાં ચીનાઓ સર્વથી આગળ છે. તેઓ ઘણા સમયપર્યંત પિતામાતા માટે રૈક કર્યા કરે છે. શોક કરવાને અને રોવા માટે તેઓ પૈસા ખરચીને બહારની શોક કરનારા અને રોનારા પણ બોલાવે છે. આ રીતે તેઓ કુટુમ્બી જનના વિયોગનું દુઃખ ઘણા વખત સુધી પ્રકટ કરે છે.



# પંચાંગ. ઇસ્વી સન ૧૯૧૯.

| | ...આરી. | | | ફેબ્રુઆરી. | | | માર્ચ. | | | એપ્રિલ. | | | મે. | | | જુન. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | ...રબીઅવ્વ ...આખિર | | | રબી.આખિ. જમા.અવ્વ. | | | જમા.અવ્વ જમા.આખિ | | | જમા.આખિ. રજબ– | | | રજબ.શાબા. રમઝાન– | | | રમઝાન– શવાલ– | | |
| | ...ગશર– પોષ– | | | માહ– | | | માહ– ફાગણ– | | | ચૈત્ર– | | | વૈશાખ– જેઠ– | | | જેઠ– આષાઢ– | | |
| | | વાર. | મુ.તા. | તિથિ. | વાર. | મુ.તા. | તિથિ. | વાર. | મુ.તા. | તિથિ. | વાર. | મુ.તા. | તિથિ. | વાર. | મુ.તા. | તિથિ. | વાર. | મુ.તા. |
| | [illegible] | બુ. | ૨૭ | ૧ | શ. | ૨૯ | ૧૪ | શ. | ૨૭ | ૧ | મ. | ૨૯ | ૧ | ગુ. | ૨૯ | ૩ | ર. | |
| | [illegible] | ગુ. | ૨૮ | ૨ | ર. | ૨૦ | .)) | ર. | ૨૮ | ૨ | બુ. | ૩૦ | ૨ | શુ. | ૧ | ૪ | સો. | |
| | ૧ | શુ. | ૨૯ | ૩ | સો. | ૧ | ૧ | સો. | ૨૯ | ૩ | ગુ. | ૧ | ૪ | શ. | ૨ | ૫ | મં. | |
| | ૨ | શ. | ૧ | ૪ | મં. | ૨ | ૨ | મં. | ૧ | ૪ | શુ. | ૨ | ૫ | ર. | ૩ | ૬ | બુ. | |
| | ૩ | ર. | ૨ | ૫ | બુ. | ૩ | ૩ | બુ. | ૨ | ૫ | શ. | ૩ | ૬ | સો. | ૪ | ૭ | ગુ. | |
| | ૪ | સો. | ૩ | ૬ | ગુ. | ૪ | ૪ | ગુ. | ૩ | ૬ | ર. | ૪ | ૭ | મં. | ૫ | ૮ | શુ. | |
| | ૫ | મં. | ૪ | ૭ | શુ. | ૫ | ૬ | શુ. | ૪ | ૭ | સો. | ૫ | ૮ | બુ. | ૬ | ૯ | શ. | |
| | ૭ | બુ. | ૫ | ૮ | શ. | ૬ | ૭ | શ. | ૫ | ૮ | મં. | ૬ | ૯ | ગુ. | ૭ | ૧૦ | ર. | |
| | ૮ | ગુ. | ૬ | ૯ | ર. | ૭ | ૮ | ર. | ૬ | ૯ | બુ. | ૭ | ૧૦ | શુ. | ૮ | ૧૨ | સો. | |
| | ૯ | શુ. | ૭ | ૧૦ | સો. | ૮ | ૯ | સો. | ૭ | ૧૦ | ગુ. | ૮ | ૧૧ | શ. | ૯ | ૧૨ | મં. | |
| | ૧૦ | શ. | ૮ | ૧૧ | મં. | ૯ | ૧૦ | મં. | ૮ | ૧૧ | શુ. | ૯ | ૧૨ | ર. | ૧૦ | ૧૩ | બુ. | |
| | ૧૧ | ર. | ૯ | ૧૩ | બુ. | ૧૦ | ૧૧ | બુ. | ૯ | ૧૨ | શ. | ૧૦ | ૧૩ | સો. | ૧૧ | ૧૪ | ગુ. | |
| | ૧૨ | સો. | ૧૦ | ૧૪ | ગુ. | ૧૧ | ૧૨ | ગુ. | ૧૦ | ૧૩ | ર. | ૧૧ | ૧૪ | મં. | ૧૨ | ૧૫ | શુ. | |
| | ૧૩ | મં. | ૧૧ | ૧૫ | શુ. | ૧૨ | ૧૩ | શુ. | ૧૧ | ૧૪ | સો. | ૧૨ | ૧૫ | બુ. | ૧૩ | ૧ | શ. | |
| [illegible] | ૧૪ | બુ. | ૧૨ | ૧ | શ. | ૧૩ | ૧૪ | શ. | ૧૨ | ૧૫ | મં. | ૧૩ | ૧૫ | ગુ. | ૧૪ | ૨ | ર. | |
| [illegible] | ૧૫ | ગુ. | ૧૩ | ૨ | ર. | ૧૪ | ૧૫ | ર. | ૧૩ | ૧ | બુ. | ૧૪ | ૧ | શુ. | ૧૫ | ૩ | સો. | |
| [illegible] | ૧ | શુ. | ૧૪ | ૩ | સો. | ૧૫ | ૧ | સો. | ૧૪ | ૨ | ગુ. | ૧૫ | ૨ | શ. | ૧૬ | ૪ | મં. | |
| ૧૮ | ૨ | શ. | ૧૫ | ૩ | મં. | ૧૬ | ૨ | મં. | ૧૫ | ૩ | શુ. | ૧૬ | ૩ | ર. | ૧૭ | ૫ | બુ. | |
| ૧૯ | ૩ | ર. | ૧૬ | ૪ | બુ. | ૧૭ | ૩ | બુ. | ૧૬ | ૪ | શ. | ૧૭ | ૪ | સો. | ૧૮ | ૬ | ગુ. | |
| ૨૦ | ૪ | સો. | ૧૭ | ૫ | ગુ. | ૧૮ | ૪ | ગુ. | ૧૭ | ૫ | ર. | ૧૮ | ૫ | મં. | ૧૯ | ૭ | શુ. | |
| ૨૧ | ૫ | મં. | ૧૮ | ૬ | શુ. | ૧૯ | ૫ | શુ. | ૧૮ | ૬ | સો. | ૧૯ | ૬ | બુ. | ૨૦ | ૮ | શ. | |
| ૨૨ | ૬ | બુ. | ૧૯ | ૭ | શ. | ૨૦ | ૬ | શ. | ૧૯ | ૭ | મં. | ૨૦ | ૭ | ગુ. | ૨૧ | ૯ | ર. | |
| ૨૩ | ૭ | ગુ. | ૨૦ | ૮ | ર. | ૨૧ | ૬ | ર. | ૨૦ | ૮ | બુ. | ૨૧ | ૮ | શુ. | ૨૨ | ૧૦ | સો. | |
| ૨૪ | ૮ | શુ. | ૨૧ | ૯ | સો. | ૨૨ | ૭ | સો. | ૨૧ | ૯ | ગુ. | ૨૨ | ૯ | શ. | ૨૩ | ૧૧ | મં. | |
| ૨૫ | ૯ | શ. | ૨૨ | ૧૦ | મં. | ૨૩ | ૮ | મં. | ૨૨ | ૧૦ | શુ. | ૨૩ | ૧૦ | ર. | ૨૪ | ૧૨ | બુ. | |
| ૨૬ | ૧૦ | ર. | ૨૩ | ૧૧ | બુ. | ૨૪ | ૯ | બુ. | ૨૩ | ૧૧ | શ. | ૨૪ | ૧૨ | સો. | ૨૫ | ૧૩ | ગુ. | |
| ૨૭ | ૧૧ | સો. | ૨૪ | ૧૨ | ગુ. | ૨૫ | ૧૦ | ગુ. | ૨૪ | ૧૨ | ર. | ૨૫ | ૧૩ | મં. | ૨૬ | .)) | શુ. | |
| ૨૮ | ૧૨ | મં. | ૨૫ | ૧૩ | શુ. | ૨૬ | ૧૧ | શુ. | ૨૫ | ૧૩ | સો. | ૨૬ | ૧૪ | બુ. | ૨૭ | ૧ | શ. | |
| ૨૯ | ૧૩ | બુ. | ૨૬ | | | | ૧૨ | શ. | ૨૬ | ૧૪ | મં. | ૨૭ | .)) | ગુ. | ૨૮ | ૨ | ર. | |
| ૩૦ | ૧૪ | ગુ. | ૨૭ | | | | ૧૩ | ર. | ૨૭ | .)) | બુ. | ૨૮ | ૧ | શુ. | ૨૯ | ૩ | સો | |
| ૩૧ | .)) | શુ. | ૨૮ | | | | .)) | સો. | ૨૮ | | | | ૨ | શ. | ૧ | | | |

| જુલાઈ. | | | ઑગસ્ટ. | | | સપ્ટેમ્બર. | | | ઑક્ટોબર. | | | નવેમ્બર. | | | ડીસેમ્બર. | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શવાલ— જિલ્કદ— | | | જિલ્કદ— જિલ્હજ— | | | જિલ્હજ— મોહરમ— | | | મોહરમ— સફર— | | | સફર— રબી. અવ્વ | | | રબી. અવ્વ. રબી. આખિર. | | |
| આષાઢ— શ્રાવણ— | | | શ્રાવણ— ભાદરવો— | | | ભાદરવો— આસો— | | | આસો— કાર્તિક— | | | કાર્તિક— માગશર— | | | માગશર. પોષ— | | |
| તિથિ. | વાર. | તારીખ. | તિથિ. | વાર. | તારીખ. | તિથિ. | વાર. | તારીખ. | તિથિ. | વાર. | તારીખ. | તિથિ. | વાર. | તારીખ. | તિથિ. | વાર. | તારીખ. |
| ૪ | મ. | ૨ | ૫ | ગુ. | ૪ | ૭ | સો. | ૫ | ૭ | બુ. | ૬ | ૮ | શ. | ૭ | ૯ | સો. | ૭ |
| ૫ | બુ. | ૩ | ૬ | શ. | ૫ | ૮ | મં. | ૬ | ૮ | ગુ. | ૭ | ૯ | ર. | ૮ | ૧૦ | મં. | ૮ |
| ૬ | ગુ. | ૪ | ૭ | ર. | ૬ | ૮ | બુ. | ૭ | ૯ | શુ. | ૮ | ૧૦ | સો. | ૯ | ૧૧ | બુ. | ૯ |
| ૭ | શુ. | ૫ | ૮ | સો. | ૭ | ૯ | ગુ. | ૮ | ૧૦ | શ. | ૯ | ૧૧ | મં. | ૧૦ | ૧૨ | ગુ. | ૧૦ |
| ૮ | શ. | ૬ | ૯ | મં. | ૮ | ૧૦ | શુ. | ૯ | ૧૧ | ર. | ૧૦ | ૧૨ | બુ. | ૧૧ | [illegible] | [illegible] | ૧૧ |
| ૯ | ર. | ૭ | ૧૦ | બુ. | ૯ | ૧૧ | શ. | ૧૦ | ૧૨ | સો. | ૧૧ | ૧૩ | ગુ. | ૧૨ | [illegible] | [illegible] | ૧૨ |
| ૧૦ | સો. | ૮ | ૧૧ | ગુ. | ૧૦ | ૧૨ | ર. | ૧૧ | ૧૩ | મં. | ૧૨ | ૧૪ | શુ. | ૧૩ | [illegible] | [illegible] | ૧૩ |
| ૧૧ | મં. | ૯ | ૧૨ | શુ. | ૧૧ | ૧૩ | સો. | ૧૨ | ૧૪ | બુ. | ૧૩ | ૧ | શ. | ૧૪ | ૧ | સો. | ૧૪ |
| ૧૨ | બુ. | ૧૦ | ૧૩ | શ. | ૧૨ | ૧૪ | મં. | ૧૩ | ૧૫ | ગુ. | ૧૪ | ૨ | ર. | ૧૫ | ૨ | મં. | ૧૫ |
| ૧૨ | ગુ. | ૧૧ | ૧૪ | ર. | ૧૩ | ૧૫ | બુ. | ૧૪ | ૧ | શુ. | ૧૫ | ૩ | સો. | ૧૬ | ૩ | બુ. | ૧૬ |
| ૧૩ | શુ. | ૧૨ | ૧૫ | સો. | ૧૪ | ૧ | ગુ. | ૧૫ | ૨ | શ. | ૧૬ | ૪ | મં. | ૧૭ | ૪ | ગુ. | ૧૭ |
| ૧૪ | શ. | ૧૩ | ૧ | મં. | ૧૫ | ૨ | શુ. | ૧૬ | ૩ | ર. | ૧૭ | ૫ | બુ. | ૧૮ | ૬ | શુ. | ૧૮ |
| ૧૫ | ર. | ૧૪ | ૨ | બુ. | ૧૬ | ૪ | શ. | ૧૭ | ૪ | સો. | ૧૮ | ૬ | ગુ. | ૧૯ | ૭ | શ. | ૧૯ |
| ૧ | સો. | ૧૫ | ૩ | ગુ. | ૧૭ | ૫ | ર. | ૧૮ | ૫ | મં. | ૧૯ | ૭ | શુ. | ૨૦ | ૮ | ર. | ૨૦ |
| ૨ | મં. | ૧૬ | ૪ | શુ. | ૧૮ | ૬ | સો. | ૧૯ | ૭ | બુ. | ૨૦ | ૮ | શ. | ૨૧ | ૯ | સો. | ૨૧ |
| ૩ | બુ. | ૧૭ | ૫ | શ. | ૧૯ | ૭ | મં. | ૨૦ | ૮ | ગુ. | ૨૧ | ૯ | ર. | ૨૨ | ૧૦ | મં. | ૨૨ |
| ૪ | ગુ. | ૧૮ | ૬ | ર. | ૨૦ | ૮ | બુ. | ૨૧ | ૯ | શુ. | ૨૨ | ૧૦ | સો. | ૨૩ | ૧૧ | બુ. | ૨૩ |
| ૫ | શુ. | ૧૯ | ૭ | સો. | ૨૧ | ૯ | ગુ. | ૨૨ | ૧૦ | શ. | ૨૩ | ૧૧ | મં. | ૨૪ | ૧૧ | ગુ. | ૨૪ |
| ૬ | શ. | ૨૦ | ૮ | મં. | ૨૨ | ૧૦ | શુ. | ૨૩ | ૧૧ | ર. | ૨૪ | ૧૨ | બુ. | ૨૫ | ૧૨ | શુ. | ૨૫ |
| ૮ | ર. | ૨૧ | ૯ | બુ. | ૨૩ | ૧૧ | શ. | ૨૪ | ૧૨ | સો. | ૨૫ | ૧૩ | ગુ. | ૨૬ | ૧૩ | શ. | ૨૬ |
| ૯ | સો. | ૨૨ | ૧૧ | ગુ. | ૨૪ | ૧૨ | ર. | ૨૫ | ૧૩ | મં. | ૨૬ | ૧૪ | શુ. | ૨૭ | ૧૪ | ર. | ૨૭ |
| ૧૦ | મં. | ૨૩ | ૧૨ | શુ. | ૨૫ | ૧૩ | સો. | ૨૬ | ૧૪ | બુ. | ૨૭ | ·)) | શ. | ૨૮ | ·)) | સો. | ૨૮ |
| ૧૧ | બુ. | ૨૪ | ૧૩ | શ. | ૨૬ | ૧૪ | મં. | ૨૭ | ·)) | ગુ. | ૨૮ | ૧ | ર. | ૨૯ | ૧ | મં. | ૨૯ |
| ૧૨ | ગુ. | ૨૫ | ૧૪ | ર. | ૨૭ | ·)) | બુ. | ૨૮ | ૧ | શુ. | ૨૯ | ૨ | સો. | ૩૦ | ૨ | બુ. | ૩૦ |
| ૧૩ | શુ. | ૨૬ | ·)) | સો. | ૨૮ | ૧ | ગુ. | ૨૯ | ૨ | શ. | ૩૦ | ૩ | મં. | ૧ | ૩ | ગુ. | ૧ |
| ૧૪ | શ. | ૨૭ | ૧ | મં. | ૨૯ | ૨ | શુ. | ૧ | ૩ | ર. | ૧ | ૪ | બુ. | ૨ | ૪ | શુ. | ૨ |
| ·)) | ર. | ૨૮ | ૨ | બુ. | ૩૦ | ૩ | શ. | ૨ | ૩ | સો. | ૨ | ૫ | ગુ. | ૩ | ૫ | શ. | ૩ |
| ૧ | સો. | ૨૯ | ૩ | ગુ. | ૧ | ૪ | ર. | ૩ | ૪ | મં. | ૩ | ૬ | શુ. | ૪ | ૬ | ર. | ૪ |
| ૨ | મં. | ૧ | ૪ | શુ. | ૨ | ૫ | સો. | ૪ | ૫ | બુ. | ૪ | ૭ | શ. | ૫ | ૭ | સો. | ૫ |
| ૩ | બુ. | ૨ | ૫ | શ. | ૩ | ૬ | મં. | ૫ | ૬ | ગુ. | ૫ | ૮ | ર. | ૬ | ૮ | મ.. | ૬ |
| ૪ | ગુ. | ૩ | ૬ | ર. | ૪ | | | | ૭ | શુ. | ૬ | | | | ૯ | બુ. | ૭ |

## બાળકોનાં માબાપને પૂછવાના થોડાક પ્રશ્નો.

(અનુવાદકઃ—રમણલાલ નાનાલાલ શાહ.)

(૧) તમે તમારા બાળકો સાથે રમવાને વખત મેળવી શકો છો? અને તેમને એકલા રમતા શીખવો છો?

(૨) તમે તેમની આગળ વાર્તાઓ વાંચો છો, અથવા કહો છો?

(૩) તેઓ શાળામાં શું શીખે છે, તે તમે જાણો છો?

(૪) તમારાં બાળકોને વધારે ડહાપણ ભરેલી રીતે કેળવવાને તમે સાર્વજનિક પુસ્તકાલયનો ઉપયોગ કરો છો?

(૫) તમારા ઘરમાં સારાં પુસ્તકો અને ચોપાનીયાંઓ આવે છે?

(૫) તમે તમારાં બાળકોની શાળાની અવારનવાર મુલાકાત લો છો?

(૭) તમે તેમના શિક્ષકોને તમારે ઘેર આવકાર આપો છો?

(૮) તમે (તમારા બાળકોની) યોગ્ય અભિલાષાઓને ઉત્તેજન આપોછો?

(૯) તેઓ કામ બરાબર કરશે, એવો તેમનામાં વિશ્વાસ રાખીને, તમે તેમનામાં સ્વાશ્રયનો સદ્‌ગુણ ખીલવો છો?

(૧૦) તેમની પોતાની ખીલવણી તેમના હાથે થાય તે માટે તમે તેમને તક આપો છો?

(૧૧) તમારાં બાળકોને તેમની હાથે પૈસા મેળવવાની તથા ખર્ચવાની તક આપી પૈસાની કિમ્મત શીખવો છો?

(૧૨) તમારી પુત્રીને તમે ગૃહશિક્ષણ આપો છો? અને તમારા બાળકોને તમે પ્રમાણિક મહેનતની ગંભિરના વિષે શિક્ષણ આપો છો?

(૧૩) જિંદગીની (વિવિધ) વાતો તમે તમારાં બાળકોને કહી સમજાવો છો?

(૧૪) તેમને શિક્ષણ આપવામાં તમને ઇશ્વરી મદદ મળે તે માટે તમે પ્રાર્થના કરો છો?

(૧૫) તમે બીજાં માબાપોને મદદ કરવાને પ્રયત્ન કરો છો?

માબાપોએ પોતાના પુત્રો પુત્રીઓ માટે અમુક નિશ્ચય નહિ કરતાં તેમને તેમની મેળેજ ડહાપણ ભરેલી રીતે નિશ્ચય કરતા શીખવાડવું જોઇએ. માબાપોએ એમ નહિ કહેવું જોઇએ કે "ગમે તે ભોગે આ બાળક પર હું સરસાઈ મેળવીશ," પણ ઉલટું એમ કહેવું જોઈએ કે "તેના ગમે તે ભોગે હું તેને મદદ કરીશ." જેવી રીતે તમે તરતાં શીખો છો, તેવી રીતે તમારી આત્મશક્તિ તેનો ઉપયોગ કરીને વાપરતાં શીખો.*

---

* "Child Welfare Magazine"માંથી અનુવાદ.

## કાગડાને કાબરની વાતા.

### (બાળકો માટે.)

(ઉદયસિંહ નારસિંહ મહીડા. સોરાબજી જે. જે. હાઈસ્કુલ. સુરત).

એક વખત એક કાબરે કાગડા સાથે ભાગીઆ ખેતર રાખ્યું. તે ખેતર (વાવવા) ઓરવાનો વખત થયો ત્યારે કાબરે કાગડાને કહ્યું કે ખેતર ઓરવા ચાલો. ત્યારે કાગડાએ કહ્યું.

હાલુંછુ, ચાલું છું,
ચાલો કાબરબાઈ આવું છુ.

કાબરે ખેતરે જઈ સઘળું કામ પતાવ્યું તો પણ કાગડો ખેતરે ગયો નહિ. કાબર પછી ઘેર ગઈ.

હવે એ ખેતરમાં ઘાસ થવાથી કાબર નિંદવા માટે કાગડાને બોલાવવા ગઈ, ત્યારે કાગડાએ જવાબ આપ્યો.

હાલુ છું, ચાલુ છુ, દાતરડી ઘડાવું છુ;
ચાલો કાબરબાઈ આવું છું.

કાબરે ખેતરે જઈ બધું ઘાસ નિંદી કાઢી ખેતર ચોખ્ખુ કરી ઘર તરફ વળી તો પણ કાગડો આવ્યો નહિ.

હવે ખેતર લણવાનો વખત થયો ત્યારે કાબર કાગડાને બોલાવવા ગઈ ત્યારે કાગડે કહ્યું,

હાલું છુ, ચાલું છું, દાતરડી ઘડાવું છું
ચાલો કાબરબાઈ આવું છું.

કાબર ખેતરે જઈ આખું ખેતર લણી રહી તોપણ કાગડો ત્યાં ગયો નહિ તે પછી ઘેર ગઈ.

બીજે દિવસે કાબર દાણા છુટા પાડવાને કાગડાને બોલાવવા ગઈ ત્યારે જવાબ આપ્યો કે

હાલું છું; ચાલું છું,
ચાલો કાબરબાઈ આવું છું.

. કાબરે બધા દાણા જુદા પાડી સાફ કર્યાં તો પણ કાગડો આવ્યો નહિ. ત્યારે કાબરે ગોતરના ઢગ પર જુઆર થોડી થોડી પાથરી અને ઘેર ગઈ.

બીજે દિવસે સવારે કાગડાને ત્યા આવી કાબરે કહ્યું કે કાગડાભાઈ ભાગ લેવા ચાલો.

કાગડો તરતજ આગળ આગળ ચાલવા મંડયો. તે પોતાને ખેતર જઈ ઉભો.

કાબર બોલી, તમારે જે ભાગ જોઈએ તે લઈ લો.

કાગડાએ મોટો ભાગ જુઆરનો ધારી તેનાપર ઉડીને બેઠો, અને કાબરને નાનો ભાગ આપ્યો નાનો ભાગ જુઆરનો હતો, પણ મોટો ભાગ ગોતરનો હતો.

કાગડે ચાચ મારી તો તેમાં ગોતર માલમ પડયુ ત્યારે કા, કા, કરવા લાગ્યો.

ત્યારે કાબર બોલી, કા, કા,...જો તેવુ ખા.

સાર.

(૧) બાળકોને ખેતીનુ જ્ઞાન થાય છે, કે ખેતીમા (વાવવાનુ) ઓરવાનું, નિંદવાનુ, લણવાનું, ને દાણા ગોતરને જુદા પાડવાનુ એ મુખ્ય કામ છે.

(૨) જે માણસ જેવુ કરે તેવુ તે પામે.

મહેનત વિના સારૂં ખાવાનું મળતુ નથી.

---

## શુદ્ધિ પત્ર.

| પુસ્તક. | પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૫૭ | ૩૪૫ | ૩ | બિટિશ | બ્રિટિશ. |
| ,, | ૩૫૦ | ૮ | હન્દ | હિન્દ. |
| ,, | ,, | ૧૧ | આત્મોની | આત્મની. |

## કેળવણી ખાતાની જાહેર ખબરો.

ઉ. ભા. ના મે. એ. ઇ. સાહેબના તા. ૧૮-૧૧-૧૮ નો હુકમ
નં. ૯૩૨૮ ઉપરથી.)

'**ગુજરાતી ભાષાનું વ્યાકરણ**'—આ ચોપડીની કીંમત ૦-૨-૩ છે તે વધારી ૦-૩-૦ (ત્રણ આના) કરવા સુરતના મેસર્સ **કરસનદાસ નારણદાસ અને સન્સ**ને મે. ડિરેક્ટર સાહેબે રજા આપી છે. લડાઈના સંજોગોને લીધે કિંમત ચાલચલાઉ વધારવાની રજા આપી છે.

## જાહેર ખબર.

### હંટર મેલ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા.

૧. આથી ખબર આપવામાં આવે છે, કે હંટર મેલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૧૬ માહે જાન્યુઆરી સન ૧૯૧૯ ગુરુવારે સવારના અગિયાર વાગે, અને તે પછીના દિવસોએ રાજકોટ, મેલ ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે. આ પરીક્ષા સાતમા ધોરણમાં થશે. માટે જેમણે સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હોય, તેના વિદ્યાર્થીઓએ હાજર થવુ.

૨. સને ૧૮૮૦ ના સપ્ટેમ્બર માસના શાળાપત્રમાં નમુનો છપાયો છે, તે મુજબ મેહેતાજીઓએ સર્ટિફિકેટ આપતાં જણાવવું કે ઉમેદવારની ઉમર ૧૭ વર્ષથી વધારે, અને ૨૨ વર્ષથી ઓછી છે. તેમ કાંઇ ખોડખાંપણ નથી, ને ચાલચલગત સારી છે. ચાલચલગતની બાબતમાં ખાસ તપાસ કરી પોતાની ખાત્રી કરીનેજ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપવું.

૩. સર્ટિફિકેટમાં ઉમ્મરનાં વર્ષ, માસ અને દિવસ લખવાની સાથે અંગ્રેજી અને ગુજરાતી જન્મતિથિ લખવા ચૂકવું નહિ.

૪. સત્તર વર્ષ કરતાં નાની ઉમ્મરના ઉમેદવારોને પરીક્ષા આપવા સારૂ મંજૂરી મેળવવાની જરૂર નથી. તે પાસ થશે તોપણ તેને કૉલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

૫. બાવીશ વર્ષ કરતાં મોટી ઉમરના વિદ્યાર્થીઓએ પરીક્ષા આપવા માટે, તેમ પાસ થયા પછી કૉલેજમાં દાખલ થવા સારૂ, કાઠિયાવાડ એજન્સિના મેહેરબાન એજ્યુકેશનલ ઓફિસર સાહેબ બહાદુરની ખાસ પરવાનગી મેળવવી પડશે.

૬. જે ઉમેદવારે પરીક્ષા પહેલાં બાર માસમાં એક કરતાં વધારે

મહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેમણે તે સઘળાનાં સર્ટિફિકેટ લાવવાં. ચાલચલગતની બાબતમાં તો પરીક્ષા પહેલાં એક માસ અગાઉનું સર્ટિફિકેટ આવ્યો લાયક ગણાશે.

૭. પરીક્ષા થઇ રહ્યા બાદ લાયક જણાયેલા ઉમેદવારોને શરીર સમ્બન્ધી તપાસ માટે મેહેરબાન દાક્તર સાહેબ પાસે મોકલવામાં આવશે, માટે તેઓને અહીં વધારે વખત રોકાવું પડશે.

૮. દર વર્ષે પ્રાવેશિક પરીક્ષાની જાહેર ખબર બનતાં સુધી શાળાપત્રમાં પ્રગટ કરવામાં આવશે, પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની આતુરતા હશે, તેને રાજકોટમાં રહેતા તેના લાગતા વળગતા તરફથી અગર સ્કૉલરો તરફથી તે મળી શકશે; કારણ કે, તારીખ મુકરર થયેથી તુર્ત કૉલેજના નોટિસ બૉર્ડ ઉપર તે જાહેર કરવાનો રિવાજ છે.

રાજકોટ મેલ ટ્રેનિંગ કૉલેજ,
તા. ૪ માહે નવેમ્બર સને ૧૯૧૮.

B. H. Buch,
પ્રિન્સિપલ.
હંટર મેલ ટ્રેનિંગ કૉલેજ, રાજકોટ.

---

## જાહેર ખબર.

વિનતી—ગુજરાત તથા કાઠિઆવાડના ગુજરાતી નિશાળોના મહેતાજીઓ, તથા માબાપોને વિનંતી જે તેમણે પોતાનાં અંધ છોકરાંઓને **મુંબઇ, તારદેવમાં વિક્ટોરિઆ અંધશાળામાં** ભણવા મોકલવાં, જ્યાં તેમને વાંચવા લખવાનું, હિસાબ, નેતર અને દરજી કામ તેમજ સંગીત મફત શીખવવામાં આવે છે. વળી ત્યાં રહેવાની, ખાવાની તથા કપડાંની પણ મફત ગોઠવણ સ્કૂલકમિટી કરે છે. વળી અંધ છોકરાઓને તેમનાં માબાપ અથવા વાલી પોતાનાં માણસો સાથે આ શાળામાં દરરોજ ભણવા મોકલી શકશે.

**નીલકંઠરાય ડાહ્યાભાઈ** એલ. એમ. એન્ડ. એસ.,
પ્રિન્સિપલ.

---

સૂચના:—

હવેથી શાળાપત્રનું વાર્ષિક લવાજમ અગાઉથી લેવાનું નક્કી કર્યું છે, (જુઓ સૂચના ૩). માટે અમારા સુજ્ઞ ગ્રાહકોને વિનંતી કરવામાં આવે છે કે તેઓ સને ૧૯૧૯નું લવાજમ તા. ૩૧ મી જાન્યુઆરી ૧૯૧૯ સુધીમાં મોકલી આપશે.

**તંત્રી.**

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૮-મું. ફેબ્રુઆરિ સને ૧૯૧૯. અંક ૨ જો.

## નોંધ.

**વિગ્રહનો અંત.** મહાન યુરોપીય વિગ્રહરૂપી યજ્ઞની સમાપ્તિ થઈ છે. તેને અંગે ઘણા સૈનિકો તથા નિર્દોષ સ્ત્રી પુરુષો ભોગ થઈ પડ્યા છે. જર્મન પ્રજાએ કેટલોક સમય મેળવેલી જીતથી ઘણાક બહાદુર, બુદ્ધિશાળી, કાર્યકુશળ અધિકારીઓ તથા સૈનિકોનાં મન લડાઈનો અંત ક્યારે આવશે અને કોણ વિજયી થશે તેનો નિર્ણય કરતાં અચકાતાં હતાં આણીના સમયે અમેરિકા-યુનાઈટેડ સ્ટેટ્સ-તરફથી માણસ તથા આયુધોની પુષ્કળ મદદ આવી મળી આ મદદને પરિણામે તેમજ બ્રિટિશ સરકારના પ્રધાન મિ. લોઈડ જ્યોર્જની કુશળ રાજનીતિથી અને ફ્રેંચ સેનાધિપતિ માર્શલ ફોશ જેને પાછળથી મિત્ર-રાજ્યનાં લશ્કરોનો સેનાધિપતિ નીમ્યો હતો, તેની કુશળ લડાયક શક્તિથી આપણી સરકાર તથા મિત્રરાજ્યોને વિજય પ્રાપ્ત થયો છે. તા. ૧૧મી નવેમ્બરે લડાઈ બંધ પડેલી જાહેર થઈ છે. બ્રિટિશ સરકારની હકુમત નીચેના દરેક દેશમાં વિજયની ખુશાલી તરીકે તહેવાર પાળવામાં પણ આવ્યા હતા; જર્મન પ્રજાને લડાઈમાં ઝંપલાવનાર કૈસર તથા તેના સેનાધિપતિઓ તેમજ લેખકોએ માનેલું નીતિસૂત્ર (તેમના મત પ્રમાણે) "બળ ત્યાંજ જય." આખરે અસત્ય તથા વ્યર્થ સિદ્ધ થયું છે.-વિશ્વનિયંતાના વિશ્વમાં પ્રાચીન સમયથી મનાતું અને પુરવાર થયેલું "ધર્મ ત્યાં જય" એજ નીતિસૂત્ર પુનઃ સ્થાપિત થયું છે. આશા છે કે ભવિષ્યમાં આવાં અનીતિના ધોરણ ઉપર આધાર રાખતાં યુદ્ધ તદ્દન નાબુદ થશે અને દરેક દેશની પ્રજા શાંતિ તથા આનન્દમાં પોતાનું નિત્ય જીવન ગાળે એવી યોજના સુલેહની પરિષદ્ જે ગયા માસમાં પારિસ ખાતે મળનાર હતી તે ઘડશે.

**વિક્ટોરિઆ ક્રોસ.** આ વિગ્રહની શરૂઆતથી હિંદુસ્તાનની પ્રજાએ પણ સારી વફાદારી બતાવી છે. તે વફાદારી હિંદુસ્તાનમાં રહીનેજ નહિ, પરંતુ ફ્રાન્સના રણક્ષેત્રમાં બ્રિટિશ તથા ફ્રેન્ચ સૈનિકોની સાથે ઉભા રહી જીવનભોગ આપીને, આ

આત્મભોગના બદલામાં અત્યારસુધી બ્રિટનના સૈનિકોનેજ આપવામાં આવતો બહાદુરીના બદલારૂપી ચાંદ આપણી સરકારે હિંદી સિપાઈઓને પણ આપવો શરૂ કર્યો છે. આ ચાંદને "વિક્ટોરીઆ ક્રોસ" કહે છે.

આ ચાંદ ઈ. સ. ૧૮૫૬માં મર્હુમ મહારાણી વિક્ટોરીઆએ દાખલ કર્યો. તે કાંસાનો બનાવેલો હોય છે, અને તેની કિંમત પણ બહુજ જૂજ હોય છે. તેના ઉપર "બહાદુરી માટે" એવા શબ્દો કોતરેલા હોય છે. જે સૈનિક યુદ્ધક્ષેત્રમાં જોખમ વેઠી શૌર્યનાં કામ કરે છે તેનેજ તે આપવામાં આવે છે; માત્ર યુદ્ધમાં લડવા જનારને તે એનાયત કરવામાં આવતો નથી. ઈ. સ ૧૯૧૧ સુધી હિંદી સૈનિકને તે પ્રાપ્ત કરવાનું સુભાગ્ય ન હતુ. ત્યાર-પછીથી તે અપવાદ દૂર થયો છે. આ ચાંદને લગતી બીજી એક જાણવા લાયક વાત એ છે કે ચાંદ મેળવનારને વાર્ષિક રૂ. ૧૫૦નું પેન્શન પણ આપવામાં આવે છે, ચાંદ મેળવનાર પુરૂષના અવસાન પછી તે પેન્શન તેની સ્ત્રીને જીવે ત્યાં સુધી અગર પુનર્લગ્ન કરતાં સુધી આપવું, એવો પણ નિયમ છે. બ્રિટિશ સરકાર સૈનિકોની અણીના સમયે મળેલી મદદની કેટલી બધી કદર કરે છે તેનો આ ઉત્તમ પુરાવો છે.

## *બ્રિટનના વિજયમાટે પ્રાર્થના!

(રચનાર:—ના. જનાર્દન ન્હાનાભાઈ પ્રભાકર)

રાગ—ધનાશ્રી.

બ્રિટનનો જયકાર, કર પ્રભુ બ્રિટનનો જયકાર;
કરી શત્રુ સંહાર, કર પ્રભુ બ્રિટનનો જયકાર! ટેક.
પશ્ચિમમાં રણયજ્ઞ મચ્યો છે, થાય યુદ્ધ ખુનખાર;
જાલિમ જર્મન લુચ્ચસમર્થક, થયા દેશ અનેક ખુવાર! ૧.
મિત્રનાન્યના રક્ષણમાટે, બ્રિટન ચઢ્યુ છે વ્હાર;
સ્વતંત્રતાના સંરક્ષણમાં, હિન્દ કરે સહકાર. ૨.
કૈસરની એ કડી કુટિલતા, પડવા નહિ દે પાર,
વિજય અપાવી દે બ્રિટનને–ને જર્મનને હાર! ૩.
સુધરેલી દુનિયા જર્મનનો, આજ કરે ધિક્કાર,
બ્રિટન કેરી રાજનીતિનો–જગ કરતુ મનહાર. ૪.
ડગમગ ડોલે દરિયે નૌકા, ઉતારી દે પાર;
હિન્દજનોની વિનીત વિનતિનો પ્રભુ કર સ્વીકાર! ૫.

* યુદ્ધ પુરૂં થવા પહેલાં મળેલી.

# આબુની સહેલ.

(લેખક—રા. રા. શંકરલાલ અમૃતલાલ દવે બી. એ. એસ ટી. સી. ડી, તેલંગ હાઇસ્કૂલ ગોધરા.

(ધોરણ ૩ના બાળકો સારૂ સહેલું વાચન.)

૧

"ભાઈ રમેશ! ગયા ઉનાળામાં હું ચાર પાંચ દિવસ આબુ ગયો હતો તે તને યાદ છે કે?"

"હા, મોટાભાઈ! યાદ કેમ ના હોય? પણ તમે એકલા એકલાજ ગયા હતા ને! અમને તેડી ગયા ન હતા ને!"

"ભાઈ, હું તમને બધાને તેડી ગયો ન હતો, કેમકે ત્યાં ઉતરવાનું ઠેકાણું સારૂં ના મળે, તો તમે બધાં હેરાન થાઓ; હું તો અડચણ વેઠી લઉં. પણ ત્યાં એક ઘણું સારૂં દહેરૂં છે, તેમાં ઉતરવાની હું ગોઠવણ કરી આવ્યો છું, એટલે મારો વિચાર છે કે આ ઉનાળાની રજામાં આપણે બધાં આબુની સહેલ કરવા જઈશું. કેમ તું આવીશ કે નહિ, રમેશ!"

"હા, હા, આવીશ, જરૂર આવીશ, મારી બા પણ સાથે આવશે. ખૂબ ગમત પડશે, કેમ નહિ, મોટાભાઈ? પણ ત્યાં શું શું જોવાનું છે, તે તો જરા કહો. તમે કયે રસ્તે ગયા હતા? વચમાં કંઈ જોવા જેવું હતું ખરૂં કે?"

"હા, રમેશ, બધું કહીશ. પણ જો, જમતાં જમતાં સાડાદસ તો વાગ્યા. અગિઆર વાગે મારે કૉલેજમાં જવું છે. તું રાતે સંભારજે. વાળુ કર્યા પછી આપણે બધા ઉપર છજામાં બેસીશું, ત્યારે બધી વાત હું તને નિરાંતે કહીશ; જરૂર સંભારજે, હોં."

રમેશ વાતનો રસિયો હતો એટલે રાતે વાળુ કરી પરવાર્યા પછી તેણે તરત વાત કાઢી.

"મોટાભાઈ, પેલી તમારી આબુની સહેલની વાત કહેશો કે?"

"હા, ભાઈ, છજામાં સેતરંજી પાથરી છે?"

"સેતરંજી પાથરી છે, ને પાણીનો લોટો મૂક્યો પણ છે."

"વારૂ, ચાલો, ત્યારે. રમેશ તું પેલા ડાક્તર કાકાને ઓળખે છે કે!"

"હા, મોટાભાઈ, એ તો બહુ ગમતી છે; જ્યારે મળે છે ત્યારે હસાવે છે."

"ખરેખર, રમેશ, આખે રસ્તે અમને એમને લીધે બહુ ગમત પડી, અને આબુ ઉપર પણ એમણે અમને ખૂબ મજા કરાવી હતી.

"એ દાક્તર કાકા, એમનો મોટો છોકરો ઇન્દુ, અને હું—એમ અમારી મંડળીમાં અમે ત્રણ જણ હતા. અમે અમદાવાદના સ્ટેશને પહોંચ્યા, ત્યાં એક ઓળખીતો મળ્યો, તેણે અમારી ટિકિટ આણી આપી એટલે અમે સહેલાઈથી આબુની ગાડીમાં જઈ બેઠા.

"ગાડી બરાબર ગણીદમ વાગે ઉપડી. સવારના પહોરની પવનની લહેરો ખાતા ખાતા અમે અમદાવાદથી ઉત્તરમાં ચાલ્યા. સાથે એક છાપું લીધું હતું. તે વાંચતા વાંચતા, અને ઘણી જાતની વાતો કરતા કરતા, અમે આબુ તરફનો રસ્તો કાપવા માંડ્યો. રસ્તામાં બે ત્રણ મોટાં સ્ટેશન આવ્યાં, પહેલું મહેસાણા, પછી સિદ્ધપુર, ને પછી પાલણપુર. પાલણપુર આવ્યું ત્યારે તો મને કકડીને ભૂખ લાગી. કેમકે સવારમાં મને બરાબર રુચિ ન હતી, તેથી મેં કશું ખાઈ લીધું ન હતું; માત્ર એક પવાલું દૂધ પીધું હતું, એટલે અમદાવાદથી ત્રણ પપૈયાં લીધાં હતાં તે કાઢ્યાં, અને કાપીને ઉડાવવા માંડ્યાં. પાંચેક મિનિટમાં તો અમે ત્રણે મળીને બધાં ચપાટી ગયા."

"પપૈયાં તો મને બહુજ ભાવે છે."

"હા, હું જાણું છું, કાલે બજારમાં શાક લેવા જઈશું, ત્યારે તને તેડતો જઈશ. તને પસંદ પડે તેવું એક પપૈયું લેજે."

"પછી અમે પાલણપુર મૂક્યું, એટલે અમારી ગાડીની બેઉ બાજુએ ડુંગરોની નાની નાની હાર દેખાવા લાગી. અમને એમ થયું કે ગાડી ડુંગરોની વચ્ચે થઈને ચાલે છે. આસપાસ નજર નાખતાં અમને બહુ આનન્દ થયો, અને આબુ કેવો હશે તથા ત્યાં કેવી સારી શોભા હશે તેનો વિચાર આવવા લાગ્યો."

૩

"એમ કરતાં બપોરના અઢી વાગે આબુરોડ સ્ટેશન આવી પહોંચ્યું."

"એ સ્ટેશનને આબુરોડ કેમ કહેતા હશે, મોટાભાઈ?"

"ત્યાંથી આબુ પર્વત ઉપર જવાનો રસ્તો છે, માટે તેને આબુરોડ કહે છે.

"સ્ટેશનથી પર્વતની તળેટીમાં થઈને ઉંચે ચઢવાનો રસ્તો છે. પાકી બાંધેલી સડક છે, અને તે ઉપર મોટર ગાડીઓ ચાલે છે. એક મોટી લાંબી

મોટર ગાડીમાં બેસીને અમે ઉપર ચડવા માંડયુ. એ મોટરમાં બેઠા પછી અમને એમ થયુ, કે આના કરતાં પગે ચાલીને કે ઘોડાગાડીમાં બેસીને જવાનું હોય તો વધારે સારૂં.–કારણ કે એક ખાનામા બીચડાઈને અમને આઠ જણને બેસાડયા હતા. અમને કંટાળો ઘણો આવ્યો, પણ મોટર ઉપર ચડવા માંડી, એટલે અમને કંઈક ઠીક લાગ્યું. જમણી બાજુએ ઘણાં ઝાડ હોવાને લીધે દેખાવ ઘણો સુન્દર હતો, અને તે જોતા જોતા અમે ચડવા લાગ્યા. પવનને લીધે શાંતિ પણ વળતી ગઇ."

૪

"પછી ત્રણેક કલાકમાં અમે બધો રસ્તો ચડી રહ્યા. આબુરોડ સ્ટેશનથી ઠેઠ ઉપર સુધીનો રસ્તો ૧૮ માઇલ લાંબો છે. પર્વત ઉપર ચઢવાનુ સહેલુ નથી, એટલે વાંકોચુંકો રસ્તો લેવો પડયો છે. પણ તેથી શોભામા ઘણો વધારો થયો છે. એક બે જગાએ તો એવી ગમ્મત થાય છે, કે આપણી ઉપર મોટર જવાનો એક રસ્તો હોય, આપણી મોટર ચાલતી હોય તે એક રસ્તો, અને આપણી નીચે વળી ત્રીજો એક રસ્તો દેખાય. એમ વાંકને લીધે રસ્તાની શોભા ઘણી સારી લાગે છે.

"ઉપર ગયા પછી જેમને ત્યા અમારે ઉતરવાનુ હતુ તે ભાઈનું ઘર અમે શોધી કાઢયુ રાત્રે ત્યાં રહ્યા, અને સવારે અમદાવાદના એક મોટા માણસને બંગલે ગયા. અમે તેમનુ સરનામુ જાણતા હતા, એટલે બંગલો શોધતાં અમને મહેનત પડી નહિ. ત્યાં તેમનુ આખુ કુટુંબ હતું. તેમણે અમને આવકાર દીધો અને બેસાડયા. પરંતુ ત્યા અમને એક ઘણા માઠા સમાચાર મળ્યા. અમારા એક મિત્ર મુંબઈમાં દરીઆમાં ડૂબી ગયા એવી ખબર મળી તે સાંભળી અમે ઘણા દિલગીર થયા."

"મુંબઈનો દરીઓ, આપણે ખંભાત આગળ જોયો હતો તેથી મોટો હશે મોટાભાઈ?"

"હા, ભાઈ, ખંભાત આગળ છે તે તો અખાત કહેવાય. મુંબઈ આગળ ઘણો મોટો દરીઓ છે. તે તને કોઈ દિવસ જોવા લઈ જઈશ."

"ત્યાર પછી આબુ ઉપર કઈ જગા પહેલી જોવી ને કઈ પછી જોવી તેનો અમે વિચાર કરવા માંડયો. આઠ વાગ્યા એટલે અમે જોવા નીકળ્યા. પહેલાં અમે એક ટેકરી પર ચડયા. તે ટેકરી પર એક મોટો પત્થર છે. તેનો આકાર દૂરથી દેડકા જેવો દેખાય છે. તેને લોકો દેડકાની ટેકરી કહે છે. બીજી જગાએ એવો એક બીજો પત્થર છે; તેનો આકાર જોઈ આપણને એમ લાગે છે, કે કોઈ સાધુડી બેઠી બેઠી ચોપડી વાચે છે. પછી એક બે ગુફાઓ જોઈ અમે ઘેર ગયા.

## લડાઈનાં કારણો. ૧

(ગયા અંકથી ચાલુ.)

**આપણાં અને આપણ મિત્રરાજ્યો વિરૂદ્ધ જર્મની અને આસ્ટ્રિઆના સિદ્ધાંતો.**

નાનાં રાજ્યોને મદદ કરવી, પોતે જે કોલકરાર કર્યો હોય તે પાળવો, પોતે સ્વતંત્ર રહેવું અને બીજા પણ ભલે સ્વતંત્ર થાય અને રહે એમ ઇચ્છવું, નાનાં અને નબળાં રાજ્યોને મદદ કરી ટેકવી રાખવાં, પોતાનું તેમજ અન્ય પ્રજાનું દરજ્જન ઉચ્ચ કરવા લડાઈ થતી અટકાવવી અને સર્વદા શાન્તિ રાખવા બને તેટલો પ્રયત્ન કરવો, અને છેલ્લે જો ન છુટકે લડાઈ કરવી પડે તો સામા પક્ષને હરાવવા પ્રયત્ન કરવો, પણ તે વખતે માણસ મટી રાક્ષસ ન થવું, એટલે સામા પક્ષમાં ત્રાસ વર્તાવવા ખાતર હારેલા, શરણે આવેલા એવા માણસો ઉપર જુલમ ન કરવો એ ઇંગ્રેજોના સિદ્ધાંત છે. ઇંગ્રેજો અને તેમના મિત્રો આ નીતિથી ચાલે છે.

આ સિદ્ધાંતોની વિરૂદ્ધ જર્મનીના સિદ્ધાંતો છે. કોલકરાર કર્યા હોય તો પોતાની ઇચ્છામાં આવે ત્યારે તોડવા, જેમને પોતાના મિત્રો ગણ્યા હોય તેમની સાથે દગો કરવો, પોતે સ્વતંત્ર રહેવું. મજબુત થવું અને પડોશીઓને દબાવવા અને લુંટવા, લડાઈ કરવા હમેશાં તૈયાર રહેવું અને તક મળે લડાઈમાં ઝંપલાવવું, નાનાં રાજ્યોને ખાઈ જવાની દાનત રાખવી, લડાઈ કરી એટલે પોતાના દુશ્મનના મુલકમાં જવાય તો ત્યાં સ્ત્રી, પુરુષ, બાળક જે હાથમાં આવે તેમના ઉપર હરેક પ્રકારનો જુલમ કરવો, તેમને મારી નાખવાં, તેનાં ઘરબાર લુટવાં, અને બાળી મુકવાં આ તેમના સિદ્ધાંતો છે. આ તેમની રાજ—નીતિ છે. જર્મનીની આ રાજનીતિ રાક્ષસી રાજનીતિ છે એમ કહીએ તો ચાલે.

જ્યારે બેલ્જિઅમમાં જર્મન લશ્કર ઘૂસી ગયું ત્યારે સ્વતંત્રતાની ખાતર બહાદુર બેલ્જિઅમના લશ્કરે તેમની સામે થઈ જર્મનોને ત્યાં અટકાવ્યા. આ ઉપરથી તેમણે બેલ્જિઅમના કિલ્લાઓ તોડયા અને તેનાં શહેરો લુટયાં તેની પ્રજાને કચડી, લુંટી, રીબાવી, અને ઘણાંક નિર્દોષ બાળકો, વૃદ્ધ પુરુષો, અને સ્ત્રીઓને ક્રૂર રીતે માર્યાં. સુધરેલા દેશોએ લડાઈના કેટલાક નિયમો ઘડયા છે. આ નિયમો કરવામાં જર્મનોનો ભાગ

હતો. આમનો એક નિયમ એ હતો કે લડતાં ન હોય એવા શહેરીઓ, સ્ત્રીઓ, બાળકો તથા લડનારા સિપાઈઓ હારીને શરણે આવે તેમના ઉપર જુલમ ગુજારવો નહિ, પણ જર્મનો તો તેમ વર્તવા તૈયાર ન હતા. બેલ્જિયમ, ફ્રાન્સના ઉત્તરનો ભાગ તથા રૂશિઆનો થોડો ભાગ તેના હાથમાં આવ્યો કે તે આટલા સર્વેને તેનાં લશ્કરો હેરાન કરવા લાગ્યાં. નિર્દોષ કુમળાં બાળકો, સ્ત્રીઓ તથા નહિ લડનારા પુરુષો અને શરણે આવેલા સિપાઈઓ ઉપર હરેક જાતનો જુલમ કર્યો. આ શું તેમની બહાદુરી દેખાડે છે? તેનાં માણસોએ ગામો અને શહેરો બાળ્યાં લુટ્યાં. આ શું તેમની માણસાઈ દેખાડે છે? બસો વરસ પર આવું હેવાનીયતપણું દેખાડાતું, પણ હાલ તો તેમ ન કરવા તેઓ બધાએ મળી નક્કી કરેલું; કાયદા બાંધવા જનાર પણ તે અને તોડવાને આચકો ન ખાનાર પણ તે. તેઓએ ઘણાં ક્રૂર કામો કર્યાં છે, અને તેઓ આવાં ખૂન કરીને શરમાવાને બદલે ઉલટા આનંદ માને છે. માણસોને મારી અઘોરી આનંદ માને છે તેવો નીચ આનંદ તેમનો છે.

જર્મન પ્રજા આટલી ભણેલી છે, આટલી કેળવાયલી છે, આટલી આગળ વધેલી છે તેમ છતાં—તેઓ આમ કેમ વર્તતા હશે? શું તેમનાં બધાનાં મગજ ચગડોળે ચઢ્યાં છે કે તેમને સારાસારનો વિચારજ નથી આવતો? પ્રશિઆની સરદારી હેઠળ જર્મનીનાં રાજ્યો આગળ વધવા લાગ્યાં અને મધ્ય યુરોપમાં એક મહાન બળવાન એકત્ર રાજ્ય થયું ત્યારે ભવિષ્યમાં લડાઈઓ ઓછી થશે એમ બધાઓ માનતા હતા. એકત્ર જર્મન પ્રજા કળાકૌશલ્ય અને ઉદ્યોગ હુન્નરમાં બેપારાબંધ આગળ વધી તેથી યુરોપની બીજી પ્રજાઓને ઉલટો આનંદ થયો. તે દેશમાં નવી શોધખોળો થવા માંડી, અને જો બીજે કોઈ ઠેકાણે એવી શોધખોળ થાય તો તેને વ્યવહાર રૂપ ત્યાં આપવામાં આવ્યું. વળી જર્મનીને તેના પોતાના મુલક કરતા બમણો મુલક આફ્રિકામાં મળ્યો. આ મુલકને તે આબાદ કરશે અને ત્યાં તે પોતાની અક્કલ હોશિયારી વાપરશે એમ બીજી પ્રજાઓ માનતી હતી, પણ જર્મનીનો આવો કોઈ વિચાર ન હતો; તેની ઇચ્છા તો બીજા પાડોશીઓને દાબી કચડી પોતાને તાબે કરી લેવાની અથવા પોતાથી હમેશાં ડરતા રાખવાની હતી.

ખરું જોતાં અસલથી પ્રશિઆની આ રાજનીતિ હતી. પ્રશિઆના સૌથી જાણીતા મહાન ફ્રેડરીકની આજ રાજનીતિ હતી. ઘણાં વરસ ઉપર

જ્યારે આસ્ટ્રિઆનો રાજા મરણ પથારીએ પડયો, ત્યારે તેણે પોતાની કુંવરીને પોતાના પછી ગાદી આપવાનો વિચાર કર્યો. ફ્રેડરીકે તેમાં મદદ કરવા વચન આપ્યું. તે રાજા મરી ગયો અને તેની કુંવરી મેરીઆ થરીસા હજુ તો બાપનો શોક પાળે છે એટલામાં તેને મદદ આપવાનું વચન આપનાર ફ્રેડરીકજ પોતે પોતાનું લશ્કર લઈ તેનો એક પ્રાન્ત સાઇલેસિઆ પચાવી પડયો. આ વચન પાળવાની તેની રીત સાથે હાલના જર્મનીની રીત સરખાવતાં કંઈ ફેર માલમ પડશે નહિ. બીજો દાખલો આપું. પોલાંડનું પહેલું સ્વતંત્ર રાજ્ય હતું. પ્રશિઆની ઇચ્છા તેને ખાઈ જવાની થઈ. તેણે આસ્ટ્રિઆ અને રૂશિઆને પોતાના પક્ષમાં લીધા, અને ત્રણે મળી પોલાંડને હરાવી તેના ટુકડા કરી તેઓ ખાઈ ગયા. પોલાંડની સ્વતંત્ર પ્રજાએ સ્વતંત્રતા જાળવવા ખાતર ઘણાં તરફડીઆં માર્યાં, પણ સાણસામાં પકડાએલા સર્પના તરફડીઆ જેવાં તે તરફડીઆં હતાં.

ત્યાંના રાજ્યદ્વારી પુરુષોએ તેમના કાનમાં ઝેર રેડયું. તેમાંના મુખ્ય બિસ્માર્કે તેમને એમ સમજાવ્યુ કે બધાં જર્મન રાજ્યો એકત્ર થયાં છે, તે ફ્રાન્સ વગેરે દેશોને પસંદ નથી અને લાગ ફાવે તેઓ તમને હેરાન કરશે. આ વાત રાજ્યોએ ખરી માની. તેણે વળી સમજાવ્યુ કે જર્મનીના દરેક રાજ્યમાં પોતાના બચાવને વાસ્તે સારૂં લશ્કર હોવાની જરૂર છે, તેથી દરેક અઢાર વરસની ઉમ્મરના મરદોએ લશ્કરી તાલીમ લેવીજ જોઈએ. ભડકેલા જર્મન રાજ્યોને આ ઉપાય વાજબી લાગ્યો. તેઓએ બધાએ મળીને આ કામને સંમતિ આપી અને ઘણુ મોટું લશ્કર વિનાખર્ચે તેઓ રાખી શકયા. વળી જ્યારથી તેઓ ફ્રાન્સને હરાવી તે બે ફળદ્રુપ મુલકો મેળવી શકયા ત્યારથી જર્મન પ્રજા મદ પર ચઢી. આ જીત મળી એટલે લોકો ફુલાયા, અને તેઓના મનમાં એમ નક્કી થયું કે પ્રજાજીવન ટકાવી રાખવા અને ઉચ્ચ કરવા લડાયક રાજનીતિ જેવી બીજી કોઈ રાજનીતિ નથી. પ્રશિઆના મોટા લેખકો ભલામણ કરે છે કે પડોશી સાથે લડવું, પોતે આગળ વધવુ, બીજાને હલકા પાડવા, અને ગમે તેવા કોલકરારો ભૂતકાળમાં કર્યા હોય કે ભવિષ્યકાળમાં કરીએ તે બધા જ્યારે લાગ ફાવે ત્યારે તોડવા અને પોતાનો સ્વાર્થ સાધવો. જ્યારે લડાઈ જાહેર કરવી ત્યારે તેતજ દુશ્મનના મુલકમાં સીધા અથવા વચ્ચે આવેલા મિત્રરાજ્યોના મુલકમાંથી સમજાવીને, કે ધમકી આપીને, કે

જ ઉગ્જરતીથી પેસી જવું, ને જો તે મિત્રરાજ્યે વગર સામે થયે રસ્તો ન આપ્યો હોય તો તેના તેમજ દુશ્મનના મુલકમાં પણ ત્રાસ વર્તાવી મૂકવો. આના લેખકો પૈકી એકનું નામ તમને કદાચ માલમ હશે, તે બર્નહાર્ડી કરીને છે. આવા લેખકોએ પ્રજાના જીવનમાં ઝેર ભેળવ્યું. જર્મનીના બીજાં રાજ્યોના વિદ્વાન લેખકોએ આ અભિપ્રાય કબુલ રાખ્યો પોતાનું સર્વે સારૂં છે એમ તેઓ માનતા અને પોતાના કહ્યા પ્રમાણે બીજાઓ પણ વર્તે એમ ઇચ્છતા હતા. બીજી પ્રજાઓને તે પોતાથી ઓછી કેળવાયેલી અને ઉતરતી ગણવા લાગ્યા. અહંકાર, લશ્કરી બળની ખુમારી, અને પારકાનું છીનવી લેવાની અને બીજાને છુંદી આગળ વધવાની અધમ ઇચ્છા એ બધું ત્યાં એકઠું થયું, અને બળ એજ હકદાતા છે, એ સિદ્ધાંત સાબીત કરી આપનાર તે તૈયાર થયું. આસ્ટ્રિયામાં જર્મનીના સિદ્ધાંતો પ્રમાણેજ કામ થાય છે. તે પ્રજામાં જર્મન પ્રજા જેવો સંપ નથી. જુદી જુદી પ્રજાઓ તે રાજ્યોમાં છે, અને તે બધી પ્રજાઓમાં પૂરો સંપ ન હોવાથી તેઓનો ઉપરઝ્યાત કરાણથી તે રાજ્યને ટેકો નથી. હાલ તો તેઓ પોતાના જબરજસ્ત જર્મન મિત્રના જોખ્યા દબાણે ચંપાયે દોરાય છે, પણ તે પ્રજાનું મન અસ્થિર છે, તે દેશમાં તેમજ જર્મનીમાં લડાઈનો અંત આવતા સુધીનાં કે તેમના વિરૂદ્ધ અંત આવ્યા બાદ તેની પ્રજાઓ ખરો વિચાર કરશે અને પછીથી પ્રજાના મનમાં ભરાયેલું ભૂત દૂર થશે તો તેઓ કદાચ ખરૂં ખોટું સમજશે. ખરો પ્રકાશ તેમની નજરે પડતા પોતાના રાજ્યકર્તાઓ તથા રાજ્યદ્વારી માણસોએ ખરૂં ખોટું શું કર્યું છે તે તેઓ તપાસશે, સત્યાસત્યની તપાસમાં જ્યારે અંત પનું પલ્લું નીચું જશે, ત્યારે તેઓ શું કરે છે તે જોવાનું છે.

તે દિવસ આવશે ત્યારે ખરો, પણ હાલની સ્થિતિ શું છે તે તપાસીએ. જર્મની પાસે દારૂગોળો, તોપો, વગેરે સરંજામ ઘણો હતો, તથા એ બનાવવાના સાધનો તૈયાર હતાં, તેના કારખાનામાં સઘળી તૈયારીઓ હતી, ચાલીસ વર્ષથી તે લડવાની તૈયારી રાખતું હતું, તે લડાઈની-૨ રાહ જોઈને બેઠું હતું તેની પાસે લશ્કરને દોરવાને માટે કેળવાયેલા અમલદારો પુષ્કળ હતા આપણી સ્થિતિ જુદાજ પ્રકારની હતી. ઇગ્લાંડનો ઇતિહાસ તપાસો તો તમને એજ માલમ પડશે કે અંગ્રેજ લોકો મોટું લશ્કર દેશમાં રાખે તેની વિરૂદ્ધજ હતા. તેઓને બીનકુલ તે પસંદ નહતું, તેમણે ફક્ત પોતાનો

કાફલો મોટો રાખેલો હતો. તે દેશ બેટ છે એટલે તેની પાસે મારો કાફલો હોય તો તેને કોઈ છેડીજ ન શકે એમ ત્યાંના લોકો માનતા હતા; અને પોતાની સ્વતંત્રતા જળવાઈ રહેવા નવાં વહાણો બનાવ્યા જતા હતા. દુનિયાના કોઈપણ બે દેશના વહાણોનો સરવાળો વિલાયતના વહાણોની સંખ્યાથી વધી જતો નથી. હાલ પણ આપણને અને આપણા મિત્રોને આ કાફલો ઘણો ઉપયોગી થઈ પડયો છે. જર્મની અને આસ્ટ્રિઆનાં વહાણો, તેનાં બંદરોમાં કેદ થઈ પડયાં છે, અને આપણો દરિયાઈ માર્ગ ખુલ્લોજ છે. આ કાફલાને લીધેજ આપણે એક રણક્ષેત્રમાંથી બીજા રણક્ષેત્રમાં માણસો લઈ જઈ શકીએ છીએ અને સંસ્થાનોનાં લશ્કરને પણ ફાવે ત્યાં મોકલી શકયા છીએ. લગભગ દોઢ કરોડ સિપાઈઓને તેની મદદથી આમ લઈ ગયા છીએ, વળી દુશ્મનનાં રાજ્યોનો બહારનો વેપાર બંધ કરી નાંખ્યો છે. આ જમીન પરનાં લશ્કર અને દરિયાઈ કાફલા ઉપરાંત લડાઈમાં હવાઈ વિમાનો જોઈએ છે. પ્રથમ આપણી પાસે બચાવને માટે પુરતાં વિમાનો ન હતાં. આપણા લશ્કરની અને આપણા કાફલા વગેરેની માહીતી જર્મનીને પુરી હતી, અને તેથી કદાચ આપણે લડાઈમા ઉતરીશું તોએ જર્મીન પર બહુ અસર નહિ કરી શકીશુ એમ તેઓ માનતા હતા. બધી ગણતરી કરીનેજ તેણે લડાઈ શરૂ કરી. તેની પાસે લશ્કર સરંજામ વગેરે પુષ્કળ હતા, પણ તેના પક્ષમા ફક્ત ન્યાય ન હતો કદાચ અન્યાયીને પ્રથમ વિજય મળે છે તોપણ પાછળથી તે પટકાય છે એવો ઈશ્વરી નિયમ છે. ઈશ્વર તેને શિક્ષા કરવા સારૂ પ્રથમ તે ફુલાય, ફાલે, આનંદે કૂદે એમ થવા દે છે, પણ પછીથી એવી સ્થિતિ આણી મૂકે છે કે આનંદ અને સત્તાની ટોચ ઉપરથી ગબડીને દુ:ખના અગાધ ખાડ માં જઈ ને તે પડે.

આસનના ઇતિહાસો તપાસો. નેપોલીઅન જેવો મહાન સરદાર બીજો કોણ થયો છે? તેણે આખા યુરોપને હંફાવ્યુ, પોતાનાં સગા વહાલાંઓ ઘણે ઠેકાણે ગાદીએ પણ બેસાડયાં, પણ ક્યાં તેની જાહોજલાલી અને ક્યાં તેનો અંત! સત્તાના શિખરે તે પહોંચ્યો. ફક્ત ઈંગ્લાંડ જો હારી જાય અ તેની દરિયાઈ સત્તાને તે તોડે તો તે આખી દુનિયાને કબજે કરી . એવો વખત આવી પહોંચ્યો. તેણે બધી ગણતરી કરી મૂકી હતી, પ ઈશ્વરી બળને ગણતરીમાં લીધું ન હતું. તે બળ તેને નડયું. તે હાર્યો ને છે શરણે થઈ કેદખાનામાં પડયો, અને દૂર આવેલા સેંટહેલીનાના ટાપ

કેદી તરીકે તેના છેલ્લા દહાડા તેણે ગાળ્યા. ક્યાં ચક્રવર્તી રાજ્ય મળવાની તૈયારી અને ક્યાં આ કેદખાનું ! બીજો દાખલો લ્યો. મહાભારતમાં દુર્યોધનનું વૃત્તાંત વાંચતાં આપણી ખાત્રી થાય છે કે તેની પાસે લશ્કર જબરૂં હતું, તેની પાસે સરદારો ઘણા હતા, તેની પાસે રિદ્ધિસિદ્ધિ ઘણી હતી, પણ તેની પાસેથી ધર્મ દૂર હતો. પાંડવો પાસે એકલોજ ધર્મ હતો, અને તે તેનેજ વળગીને રહેતા. કૃષ્ણ પરમાત્મા જેવા પાંડવની તરફથી દુર્યોધનને વીનવવા ગયા કે તેમને થોડાં ગામો પણ આપે, પણ મદોન્મત્ત થએલા દુષ્ટ દુર્યોધને તેમજ તેના નવાણું ભાઈઓ અને તેના, તેનાજ જેવા, દુષ્ટ સલાહકારોએ કૃષ્ણજીનું અપમાન કર્યું. ભીષ્મ, દ્રોણાચાર્ય વગેરે તેના સ્નેહીઓએ વાંધો ઉઠાવ્યો પણ તેમની ખરી સલાહ ન સંભળાઈ. છેવટે લડાઈ થઈ. ઘણા દહાડા કૌરવો ટક્યા પણ અંતે તેમનો સદંતર નાશ થયો. છેવટે ધર્મનો જય થયો. રામાયણ વાંચનારાને ખબર હશે કે રાવણ અને તેના અતિ બળવાન સગાઓ રણમાં કેમ પડ્યા. સીતા—પવિત્ર સીતાનું હરણ કરી લાવનાર રાવણના પક્ષમાં ન્યાય ન હતો અને તેથી તે રામના સામાન્ય લશ્કરથી પણ હાર્યો ને મરાયો. યાદ રાખો કે આ યુદ્ધમાં પણ એમજ થવાનું. કહ્યું છે કે "सत्यमेव जयते" આપણે સત્યને માર્ગે ચાલીએ છીએ એટલે આપણોજ જય થવાનો. એ જયનાં ચિહ્નો અત્યારથી ફુંકાવા લાગ્યાં છે. ફ્રાન્સમાંથી જર્મનો પાછા હઠતા જાય છે. તુર્કો પાછા પડે છે અને બલગેરીઆ પડ્યું છે.

લડાઈ ચાલી ત્યારથી-આપણી સરકાર નવું લશ્કર ઉભું કરવા જબરજસ્ત પ્રયત્ન કરી રહી છે. નવા માણસોની ભરતી થવાથી ઇંગ્લાંડનું લશ્કર પણ લાખ ઉપરથી પચાસ લાખ જેટલું થયું છે. અંગ્રેજી મુલકો કેનેડા, આફ્રિકા તથા આસ્ટ્રેલિઆમાંથી ગોરા તેમજ કાળા માણસો લડવાને ત્યાં ચાલ્યાજ આવે છે. બીજાં અંગ્રેજી સંસ્થાનોમાંથી પણ હારબંધ લોકો સામ્રાજ્યને મદદ કરવા અને તેની કીર્તિને કલંક ન લાગે તેટલા સારૂ ચાલ્યાજ આવે છે. હિંદુસ્તાનમાંથી શીખ લોકો, જાટ લોકો, ગુરખા લોકો, મરાઠા, પંજાબી, મુસલમાન વગેરે લોકો આપણી હિંદ માતાના નામને અમર કરવા યુરોપ ખંડના મેદાનમાં તેમજ બીજા ભાગોમાં ઝુઝી રહ્યા છે. એકલા જુન માસમાંજ હિંદુસ્તાનમાંથી પચાસ હજાર માણસો લડાઈના કામ સારૂ ગયા છે. હથિયાર અને દારૂગોળો બનાવવાનાં નવાં

સુધી બાળનોમાં એક તો સ્કૂલની વ્યવસ્થા અને સામાન્ય નૈતિક વાતાવરણ છે. તે ઉપરાંત વસતિગૃહ (બોર્ડિંગ)માં જો બાળકોને યોગ્ય છૂટ સાથે યોગ્ય જવાબદારી સમજાવાય તો તેઓ પોતાની જવાબદારી શીખે છે. તેની સાથે શાળાના નામની સાથેજ અમુક ભાવના જોડાયલી હોવી જોઈએ, જેમકે આર્ય ગુરુકુળમાં બ્રહ્મચર્યની ભાવના અને આર્નોલ્ડના રગ્બી સાથે પ્રેમથી ચારિત્ર ઘડવાની ભાવના જેમ એકદમ સ્ફૂરે છે તેવી ભાવનાઓ સ્ફૂરવી જોઈએ.

ચારિત્ર બાંધવામાં શિક્ષકના પવિત્ર જીવનથી પડતી પ્રતિભા ઘણી ઉપયોગી છે. શિક્ષક બાળકને યોગ્ય રીતે મદદ કરી શકે તે માટે બાળક તેના ખરા સ્વરૂપમાં ખીલી નીકળવુ જોઈએ, અને તે પ્રસંગ રમતમાં આવે છે. તેથી બાળકનું વલણ જાણવા માટે શિક્ષકે બાળકની સાથે રમતમાં ભાગ લઈ દ્રષ્ટા તરીકે રહેવું જોઈએ. શિક્ષક પરત્વે માનની દૃષ્ટિએ બાળક જુએ તે માટે શાળાની વ્યવસ્થામાં તેમજ લૌકિક સંસ્થાઓમાં તેમને ભાગ આપી તેમનું માન સાચવવું. તેની સાથે તે યોગ્ય રીતે ભરણપોષણ કરી શકે તેટલા પગારથી, રાજ્યના બીજા નોકરો સાથે પોતાનો દરજ્જો સાચવી રાખે એમ સવડ કરવી જોઈએ.

ચારિત્ર બાંધવામાં બીજું સાધન સ્કૂલમાં વ્યવસ્થા રાખવાનું છે. વિદ્યાર્થીનું નિયમન બે રીતે થઈ શકે છે. એક તો પ્રેમથી, અગર ભયથી. બીજી રીત અમુક વખત માટે, તેમજ અમુક વ્યક્તિની હાજરી સુધી અસરકારક હોય છે, તેની સાથે તેની અસર માનસશાસ્ત્રની દૃષ્ટિએ બહુજ ખરાબ થાય છે, તો શિક્ષકે વ્યવસ્થા રાખવા માટે દૃઢતા સાથે પ્રેમનો ઉપયોગ કરવો જોઈએ. થોડોએક વખત કામ મુશ્કેલ લાગશે પણ પાછળથી તે લાંબા વખત માટે ફતેહમંદ નીવડશે, જેનો પ્રત્યક્ષ અનુભવ ડૉ. આર્નોલ્ડે પોતાના કામથી બતાવી આપ્યો છે.

અમેરિકામાં બાળકમાં પોતાની જવાબદારી સમજવા માટે વિદ્યાર્થીઓની સંસ્થાઓ સ્થપાયા આવે છે, જ્યાં તે બીજા વિદ્યાર્થીઓને મદદ કરે છે અને ન્યાય ચુકાવે છે. આ સંસ્થા વિદ્યાર્થીની જરૂરિઆતો પુરી પાડે છે અને એક નાના સ્વરાજની ભાવના ખીલવે છે. તેવું જો કંઈક અંશે બની શકે તો ચારિત્ર બાંધવામાં એ સંગીન સાધન થઈ પડશે.

ભાષા અને ઇતિહાસ જેવા વિષયો જો યોગ્ય રીતે શીખવવામાં આવે તો ભાષાના વિષયદ્વારા મહાન પુરુષોનાં જીવનચરિત્રોથી ઉચ્ચ આદર્શ બાંધી શકાય છે, અને મનુષ્યસ્વભાવનું દિગ્દર્શન કરાવનારાં અન્ય પુસ્તકોથી વિદ્યાર્થીની કલ્પનાશક્તિ અને હૃદયની ખીલવણી થાય છે. ઇતિહાસ જેવા વિષયો અને તેમાં પ્રજાસ્વાતંત્ર્યની વાતોથી વિદ્યાર્થીના હૃદયમાં દેશ માટે પ્રેમ અને સ્વતંત્રતાના હિમાયતી થવાના સંસ્કાર સાથે જનસેવા માટે આત્મભોગ આપવાના વિચારો થાય છે. તેની સાથે તેનામાં સરકાર તથા પ્રજા વચ્ચેનો સંબન્ધ સમજી એક લોકમાન્ય આગેવાન શહેરી થવાની ઇચ્છાના અંકુરો રોપાય છે.

શાળામા નીતિ તથા ધર્મનું શિક્ષણ આપવા સંબન્ધે ચર્ચા થાય છે, તેમજ, તે શિક્ષણ પરોક્ષ રીતે કે અપરોક્ષ રીતે આપવું એ વિષે વિચાર ચાલે છે. નીતિની ભાવના અને આદર્શ દેશ દેશ પરત્વે જુદાં જુદાં હોય છે. ફ્રાન્સમાં વ્યક્તિસ્વાતંત્ર્ય સાથે શહેરીની જવાબદારી ઉપર વધુ ભાર મૂકવામાં આવે છે. જ્યારે જાપાનમાં દરેક મનુષ્યની પોતપોતાની ફરજ બજાવવા ઉપર વધારે ધ્યાન આપવામાં આવે છે. આવી વસ્તુસ્થિતિ છતાં અને તેમાં ન સુંચવાતાં નીતિના સામાન્ય પાઠો આપણે આપી શકીએ એમ છીએ. એ પાઠો જો વાર્તારૂપે આપવામાં આવે અને તે સાથે ધાર્મિક તત્ત્વો જોડવામાં આવે તો શિક્ષણ વધારે અસરકારક થશે.

ધાર્મિક શિક્ષણ વિષે બોલતાં હિંદમાં જુદા જુદા ધર્મો અને પંથો હોવાથી ધાર્મિક શિક્ષણ આપવું કઠિન લાગે છે, એમ છતાં દરેક ધર્મનાં સામાન્ય તત્ત્વો કોઈ પણ જાતની હરકત વિના આપી શકાય એમ છે.

ટુંકમાં જો વિદ્યાર્થીએ પોતાના ભવિષ્યના જીવનમાં ફતેહ મેળવવી હોય તો પવિત્રતા, કરકસર, સત્ય, ખંત, હિંમત, હૃદયની શુદ્ધિ સાથે સ્વમાન, આત્માવલંબન, કર્તવ્યપરાયણતા, અને વિદ્યા માટે પ્રેમ મોટે ભાગે ખીલવવા જોઈએ, તેની સાથે શિક્ષકે વિદ્યાર્થીમાં સ્વદેશપ્રેમ, આત્મભોગની લાગણી સાથે માતૃભૂમિના કલ્યાણ માટે સ્વાર્થત્યાગની વૃત્તિ ખીલવવી જોઈએ.

---

The line of thought followed is Mr. P. K. Iyer's.
મિ. પી. કે. આયર્સના વિચારોનો અનુવાદ.

# વર્તમાન વિગ્રહનું જમે પાસું.

(લેખકઃ–ભોગીલાલ કેશવલાલ પટવા. બી. એ., એસ. ટી. સી. ડી.
આ. મા. મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ–અમદાવાદ.)

મહાન યુદ્ધનો અંત આવ્યો છે, અને છેલ્લા ત્રણ માસથી જગતમાં પાછી શાન્તિ ફેલાઈ છે. આ યુદ્ધમા લાખો શરીરોની આહુતિ અપાઈ છે, કરોડો મનુષ્યો નિરાધાર તથા અપંગ બન્યા છે, ઘણા પ્રદેશો ઉજ્જડ અને વેરાન થયા છે, અબજો રૂપીયાનો વ્યય થયો છે, જનસમાજને ઉપયોગી ઘણી વસ્તુઓનાં બળિદાન અપાયાં છે, અને એવી રીતે દુનિયાને કદી પણ પૂરી ન શકાય એવી મોટી ખોટ ગઈ છે. આ વિગ્રહનું આવી રીતનુ ઉધાર પાસુ જગ જાહેર છે અને તે વિષે આપણે રોજ સાંભળીએ છીએ અને તેનો સરવાળો જોઈને આપણને કમકમાટ ઉપજે છે. પણ દરેકને બે બાજુઓ હોય છે તેમ આ વિગ્રહનુ પણ કાંઈક જમે પાસું છે: પણ વિગ્રહ ચાલતો હતો તે વખતે અને ત્યારપછી પણ આપણું–ણાંનું ધ્યાન યુદ્ધના બનાવો તરફ હમેશાં ખેંચાયેલુ રહેવાથી આ જમે પાસું આપણાં લક્ષની બહાર રહી ગયું છે, જોકે તે વિષે પણ છૂટક છૂટક આપણે કોઈકવાર વાંચતા હતા.

હવે યુદ્ધ બંધ થયુ છે અને હાલ દુનિયાના કુશળમાં કુશળ રાજ્યકારીઓ એક પરિષદ્ના રૂપમાં ભેગા મળી ભવિષ્યને માટે રાજ્યસત્તા, વ્યવહાર, વેપાર અને દેશપરદેશના પરસ્પર સંબંધ વિષે કાંઈક નિર્ણય કરવા અને ભૂગોળની નવીન રચના કરવા મથન કરે છે, અને આ તેમની મસલતને અંતે સુલેહના સંબંધમાં લાંબા વિચાર પછી શી શી શરતો થાય છે તે આપણે હજુ ત્રણ ચાર માસ પછી જાણીશું. પણ તે અરસામાં આપણે હવે ઉપર સૂચિત યુદ્ધના જમા પાસા તરફ સહેજ નજર કરી જઈશું.

છેલ્લા કેટલાંક વર્ષથી બેહુકમી અને અશાન્તિનાં બીજ જગતમ રોપાયાં હતાં તે આ વિગ્રહને પરિણામે નિર્મૂળ થયાં છે. સત્યનોજ જય થાય છે અને પ્રજાકીય સ્વાતંત્ર્યના નિયમ ઉપર દરેક પ્રજાનો રાજ વહીવટ ચાલવો જોઈએ અને તેને પોતાના વહીવટ માટે સ્વાત્મનિર્ણયં હક્ક મળવો જોઈએ એ મત હવે સર્વમાન્ય થયું છે. હવે જગત લાંબા વખત સુધી જે સુલેહશાન્તિ ફેલાશે તેનો સદુપયોગજ થશે. ને

પ્રજાઓનું પણ પ્રજાકીય છુટાપણું સ્વીકારાશે અને તેનો ભંગ કરવાની કોઈ ગમે તેવી પણ મહાન સત્તા હિંમત કરશે નહિ. તેથી દરેક પ્રજાને ઉન્નતિ કરવાનો અવકાશ મળશે.

અત્યાર સુધી ચાલતી વ્યવસ્થામાં શી શી ખામીઓ હતી તે ચોકસ રીતે આ વિગ્રહ વખતે જાણવામાં આવી, અને તે સુધારવાના ઉપાયો લેવાવા મંડાયા. આપણા સામ્રાજ્યને દવાઓ, રંગો તથા બીજા રસાયણી પદાર્થો માટે પરદેશ ઉપર આધાર રાખવો પડતો હતો તે બાબતની મુશ્કેલીઓ ખુબ રીતે સમજાયાથી આ બધી વસ્તુઓ માટે શોધન કરી તે આપણા સામ્રાજ્યમાંજ તૈયાર કરવાના ઉપાયો ચાલુ થઈ ગયા છે એટલુંજ નહિ પણ આપણો હિંદુસ્તાન દેશ હુન્નરઉદ્યોગમાં કેટલો બધો પછાત છે અને તેથી પરદેશ પર કેટલો બધો તેને આધાર રાખવો પડે છે અને તેનાં પરિણામ દેશને કેટલાં બધાં નુકસાનકારક થઈ પડે છે એ સંબંધી સંપૂર્ણ તપાસ કરવા અને ભવિષ્યમાં અત્રે હુન્નર ઉદ્યોગમાં વધારો શી રીતે થાય તે સંબંધી યોજના તૈયાર કરવા આ વિષયના અનુભવી પુરુષોનું એક કમીશન સરકારે નીમ્યું. આ કમીશનનો રિપોર્ટ બહાર પડી ગયો છે અને સરકારે આ વિષયમાં પગલાં લેવા પણ માંડયાં છે કે જેથી દેશમાં હુન્નર ઉદ્યોગનો વધારો થઈ પોતાને જરૂરી દરેક ચીજ હિંદ પોતેજ પેદા કરી શકે.

વિગ્રહમાં ખોરાકની ઘણી મોટી જરૂર પડવાથી ઘણા મોટા વિસ્તારમાં અનાજનાં વાવેતર થવા માંડયાં અને ઘણા પહાડી અને જંગલી ભાગોને રસાળ બનાવવામાં આવ્યા. મેસેપોટેમીઆ જેવા વેરાન મુલકનું તો સ્વરૂપજ ફરી ગયુ. ત્યાં નવી નહેરો, પૂલ, રસ્તા, રેલ્વે વગેરેની એટલી બધી સગવડ થઈ ગઈ છે કે જો દૈવયોગે લડાઈ આગળ લંબાઈ હોત તો મેસેપોટેમીઆ બીજા ભાગોને ખોરાકી પુરી પાડનારૂં મોટું મથક થઈ પડત. એટલા મોટા પ્રમાણમાં ત્યાં ખેતી થવા માંડી છે. આ પ્રાન્તની પ્રજા ઘણી સુખી થઈ છે, અને હિંદુસ્તાનની પ્રજાને તો મેસેપોટેમીઆમાં વેપાર, ઉદ્યોગ અને વસવાટ માટે નવું ક્ષેત્ર ઉઘડયું છે. આ પ્રમાણે લડાઈમાં જે કેટલીક જગાઓ ઉજ્જડ થઈ છે તેના બદલામાં બીજી ઘણીક ફળદ્રુપ બની તેનો બદલો વાળ્યો. વળી ખોરાકીનું ઉત્પન્ન ઝપાટાબંધ અને વધુ કામ થઈ શકે તે વિષે નવી શોધો થઈ અને તેથી હમેશને માટે દુનિયાને ફાયદો થશે.

લશ્કરી જરૂરિયાતોને માટે ઘણાં જંગલો અને ટેકરીઓ સાફ કરી નાંખવામાં આવ્યાં. નવા રાજ્યમાર્ગો, રેલ્વેઓ, પૂલો, બુગદાઓ, ભોયરાંઓ તથા બીજાં લશ્કરી બાંધકામો અને સુખ સગવડ તથા વહેવારનાં સાધનો જે કદી પણ થયાં ન હોત તે તૈયાર કરવામાં આવ્યાં. આ બધાં હવે કાયમ રહેશે અને તેનો લાભ ભવિષ્યની પ્રજાને મળશે. ઇંગ્લિશ ચેનલ તળેથી એક મોટો બુગદો ફ્રાન્સ સાથે સળંગ વહેવાર માટે બાંધવાના સવાલે હવે ગંભીર સ્વરૂપ લેવા માંડ્યું છે, અને તે પાર પડે તેટલામાં ઇંગ્લાંડથી આખી ને આખી રેલવે ટ્રેન પાટા મારફતે સ્ટીમર પર ચઢાવી ફ્રાન્સ પાટા પર ઉતારી સળંગ લઈ જવા શરૂ થઈ ગયુ છે. આથી બેવાર માલ ચઢાવવા ઉતારવાની મહેનત અને વખતનો મોટો બચાવ થાય છે. આ રીતે વહેવારનાં સાધનોમાં ઘણો સુધારો થયો. યુદ્ધને લીધે સામાન્ય જનસમાજનું ભૂગોળનું જ્ઞાન ઘણું વધ્યું અને બીજા દેશના લોકોમાં અને તેમના વહેવાર ઉદ્યોગ, રીતરિવાજો વગેરેમાં રસ લેતા થયા તેથી બેશક ભવિષ્યમાં વેપાર ઘણોજ આગળ વધશે.

લડાઈ પહેલાં હવાઈ વિમાનોની કળા ઘણીજ બચપણમાં હતી. ધારેલી દિશામાં વિમાન બરાબર લઈ જઈ શકાતું ન હતુ.

લડાઈ દરમિયાન હરિફાઈ અને જરૂરિઆતને લીધે તેમાં ઘણોજ વધારો થયો. મોટા કદનાં, ઝડપી, ચોક્કસ, ધાર્યા પ્રમાણેજ કામ આપનારા અસંખ્ય વિમાનો બાંધવામા આવ્યાં, અને તેમના સાંચા કામમાં નવીન શોધો કરી તે મુજબ સુધારા થયા. આ બધાં વિમાનો લડાઈ પુરી થવાથી નવરા પડ્યાં છે. તેમનો ઉપયોગ સુલેહના વખતમાં હવે વહેવાર માટે થશે. એક વર્ષમાં તો ઇગ્લાંડથી, હિંદ, ઓસ્ટ્રેલિઆ ટપાલ અને મુસાફરોને હવાઈ વિમાનો મારફતે લાવવાની ચોક્કસ ગોઠવણ થઈ જશે. વિમાનો સાધારણ રીતે કલાકના ૧૦૦ માઇલની ઝડપે ચાલશે અને પાંચ દિવસમાં વિલાયતથી હિંદ આવી પહોંચશે. વિગ્રહ ન થયો હોત તો આ દિશામાં આટલો બધો વધારો થાતજ નહિ. હવે તો ભવિષ્યમા ઉનાળામાં નામદાર ગવર્નર ધારશે તો મહાબળેશ્વરમાં રહી મુંબઈ રોજ પોતાના એરોપ્લેનમાં સવારે આવી સાંજે પાછા જઈ શકશે.

અડચણ વખતે નવા રસ્તા સુઝે છે એ નિયમે લડાઈને લીધે આખી દુનિયાના મહાન શોધકોને લડાઈ ખાતાં તરફથી ઘણુ ઉત્તેજન મળવાથી

તેમની શોધકવૃત્તિ ઘણી તેજ થઈ અને ખાસ લડાઈના કામ માટે ઘણી નવી અને અજાયબી ભરેલી શોધો થઈ. રસાયણશાસ્ત્ર આગળ વધ્યું તે લડાઈનાં શસ્ત્રો અને દારૂગોળાને વધુ અસરકારક બનાવવાના પ્રયત્નથીજ. વુલફ્રામ જેવી નવી ધાતુના ઉપયોગની તપાસ થઈ તે લડાઈને લીધે ઉભી થયેલી જરૂરિઆતને લીધેજ. વૈદકશાસ્ત્રમા, ખાસ કરીને શસ્ત્રક્રિયામાં અગાઉ કરતા ઘણો સુધારો થયો તે લાખો ઘાયલ થયેલા સિપાઈઓના પર વહાડકાપ કરવાના પ્રસંગો એકી વખતે આવ્યા તેથીજ દરદીને ઝટ રાહત મળે અને દરદ તુરત કમી થાય તે માટે સર વિમ્ટર દૉમની જેવા વિદ્વાન ડાકટરોએ અથાગ પરિશ્રમ લઈ નવી રીતો શોધી કહાડી. દુખનાળા ભાગ પર અમુક હવાની પીચકારી ( laughing gas ) મારતા તુરત દરદી દુઃખ વીસરી જઈ હસવા માંડે, તથા ગમે તેવુ વહાડકાપનું કામ કરે તોપણ તેને સુદ્રશ લાગે નહિ. જો કે આખો વખત તે પુરેપુરો શુદ્ધ સાનમા હોય, ધા પાકે નહિ, તેમાં ધનુર્વાના જતુ પડે નહિ, અને તુરત રૂઝાઈ જાય તેને માટે નવીન ઉપાયો અજમાવવામા આવ્યા આવી રીતે ઘણી ઘણી નવીન શોધો થઈ અને તેથી મનુષ્યજાતનુ જ્ઞાન ઘણુજ વૃદ્ધિ પામ્યુ આ શોધોનો ઉપયોગ હવે શાન્તિના વખતમા મનુષ્યજાતના ભલા માટે થઈ શકશે.

મજુરવર્ગ દેશની ઉન્નતિ માટે કેટલો ઉપયોગી છે, અને તેની શક્તિ અને આબાદી ઉપર દેશની ચઢતીનો કેટલો બધો આધાર છે એ બાબત વિગ્રહ દરમિયાન સારી રીતે દરયગાન થઈ. આ વર્ગમાથીજ લશ્કરમાં ભરતી થઈ આ વર્ગમાંથીજ લશ્કરને જોઈતી બીજી મદદ પૂરી પડી. આ વર્ગેજ દારૂગોળો બનાવવા, સ્ટીમરો બાંધવા વગેરે કામમાં ઉપયોગમાં આવ્યો, અને તેથી તેની કદર થઈ અને જેમ તે વર્ગ વધુ તદુરસ્ત અને વધુ કેળવાયેલો અને ચતુર બને તેમ દેશ આગળ વધે એમ પિછાનવામાં આવ્યાથી મજુરપક્ષ ઘણોજ આગળ પડતો અને બળવાન થયો અને ખરા પ્રજાજન તરીકેનો પોતાનો હક સમજ્યો આથી હવે તેમનુ ભવિષ્ય સુધારવા માટે ચોક્કસ યોજનાઓ થશે અને ઉપાયો લેવાશે.

લડાઈના વખતમાં સ્ત્રી જાતિને પુરુષોની ગેરહાજરીમા પોતાની શક્તિઓ બતાવવાનો અવકાશ મળ્યો અને તેમણે નર્સો તરીકે, સંકટ નિવારણના કાર્યોમા, દારૂગોળાના કારખાનામાં, તથા બીજાં જે જે ક્ષેત્રો તેમને સોંપવામા આવ્યાં તેમાં એવી સરસ રીતે કામ કરીને બતાવ્યુ કે તેમના

હક હવે વગર આનાકાનીએ એકદમ સ્વીકારાયા, સ્ત્રી જાતિ તરફ અધિક માનવૃત્તિ ઉત્પન્ન થઈ, અને આવી રીતે સ્ત્રીઓને ઘણા લાંબા કાળથી ચાલતો અન્યાય કાંઈક દરજ્જે હવે ઓછો થશે.

કેળવણીની પદ્ધતિ અને પ્રકાર સંબંધી ઘણી ચર્ચા થઈ અને તેમાં મહાન ફેરફારો ભવિષ્ય માટે સૂચવાયા છે કે જેનું પરિણામ દુનિયાના ભલામાંજ આવશે એમ આપણે આશા રાખીએ.

સામાન્ય ભયને લીધે આખું બ્રિટિશ સામ્રાજ્ય જાગૃત થયું અને તેનું ઐક્ય બંધાયું. દરેક ભાગ બીજા ભાગોના ગાઢા સંબંધમાં આવ્યો અને સંપ અને બંધુભાવ આખા સામ્રાજ્યમા ફેલાયો. બધા મતભેદ ઝપાટામાં દૂર થઈ ગયા, તેથી સામ્રાજ્ય મજબુત થયું; અને દુનિયાને પોતાના સામર્થ્યથી ચકિત કરી નાંખી લડાઈમાં હિંદી સિપાઈઓ, ઓસ્ટ્રેલિઆ, દક્ષિણ આફ્રિકા, કેનેડા તથા ન્યુઝીલેન્ડના વીરોની સાથે રહીને દુશ્મનની સામે લડ્યા અને તેથી એવો બંધુભાવ બંધાયો કે હિંદીઓ માટે સંસ્થાનોમાં માનવૃત્તિ અને સદ્‌ભાવ પ્રેરાયાં અને પરિણામે ભૂતકાળની મુશ્કેલીઓ જે કદી દૂર થાત નહિ તે સહજમાં દૂર થઈ ગઈ.

આ પ્રમાણે જોઈ શકાશે કે લડાઈનું જમે પાસું પણ કાંઈ જેવું તેવું નથી. આપણે આશાવાદી છીએ અને પરમકૃપાળુ ઈશ્વરમાં શ્રદ્ધા રાખીએ છીએ કે તે જે કરે છે તે જગતના ભલાને માટેજ કરે છે. તેની અકળ લીલાનો પાર આપણે પામી શકતા નથી એટલે પછી હાલ તો નબળુ થાય તે સારાને માટેજ એમ માની લઈ આ લેખ સમાપ્ત કરીશું.

---

## કીલની નહેર.

(સંપાદક—મિ. શેઠ લાજરસ, ચોહાણ.)

વિજ્ઞાનશાસ્ત્રના ઉંડા અભ્યાસથી પાશ્ચાત્ય પ્રજા, દુનિયાની સ્થિતિમાં કેવા ફેરફાર કરે છે તે સાક્ષરવર્ગથી ભાગ્યેજ અજ્ઞાત હશે! બાંધકામ અને વિજ્ઞાનના પ્રત્યક્ષ પુરાવા માટે અનેક ભવ્યતાઓ વિદ્યમાન છે. તે પૈકી, આધુનિક વિગ્રહમાં અનેક રીતે પ્રખ્યાત થએલી કીલ નહેર, પ્રથમ દૃષ્ટિએજ ઇતિહાસકારોને દૃષ્ટિગોચર થવા સમર્થ નીવડી છે. યાને તત્સંબંધે વિદ્યાર્થીઓને પણ કેટલુંક જ્ઞાન આવશ્યક હોવાથી અત્ર પ્રકાશિત કરૂં છું.

* ઇ. સ. ૧૮૬૪ના દ્વિતીય ડેનિશ વિગ્રહ પછી કીલ પ્રશિયાને હસ્તગત થયું, ને ત્યારથી ત્યાં જર્મન સરકારે, સ્વરક્ષણાર્થે એક કાફલો રાખવાનો આરંભ કર્યો. રાજ્યતંત્રના વાહક અને મહાન રાજ્યનીતિનિપુણ પ્રિન્સ બિસ્માર્કે કેટલોક અગત્યનો ભાગ કબજે કરી, બાલ્ટીકને ઉત્તર સમુદ્ર જોડવાને માટે કીલની કેનાલ બાંધવાની ભગીરથ યોજનાનો નિર્ણય કર્યો. આ નહેરની કુલ લંબાઈ ૬૧ માઇલ છે. નહેર બાંધ્યાની શરૂઆત ઇ. સ. ૧૮૮૭માં થઈ હતી, અને આઠ વર્ષ પછી ઇ. સ. ૧૮૯૫માં તમામ બાંધકામ પુરૂં થયું હતું. ઉક્ત નહેરની સર્વ વ્યવસ્થા જર્મન સરકારને આધીન છે અને બાંધકામ પાછળ થએલા ખર્ચનો ૩ જર્મન મહારાજ્યમાંથી અને ૩ પ્રશિયા પાસેથી લેવામાં આવ્યો હતો. કેનાલ બાંધતાં પૌંડ ૮૦,૦૦,૦૦૦ ખર્ચ થયો હતો.

ઇ. સ. ૧૯૦૮માં કેનાલ નિરુપયોગી થઈ પડવાથી જર્મન સરકારે પુનઃ સમારકામ કરી વિસ્તાર વધારવા માટે પૌન્ડ ૧,૧૧,૫૦,૦૦૦ કાઢ્યા હતા. ને ઇ. સ. ૧૯૧૫ના જાન્યુઆરિમાં સાત વર્ષે કામ પૂર્ણ થયું. લંબાઈ, પહોળાઈ તથા ઉંડાઈમાં વધારો કર્યો. તેમજ જળદ્વાર પણ વિશેષ પ્રચંડ બનાવ્યાં. વળી થોડે થોડે છેટે સ્ટીમરો તથા ક્રુઝરોને આરામ લેવા આશ્રય સ્થાનો બનાવ્યાં. વળી નહેર પર અનેક રેલવે નાંખેલી છે, તેમજ અનેક રસ્તા બાંધેલા છે પ્રથમની અને આધુનિક નહેરનો તફાવત નીચે પ્રમાણે.—

| | | લંબાઈ | પહોળાઈ | ઉંડાઈ | પાણીની સપાટી પરની પહોળાઈ |
|---|---|---|---|---|---|
| જુનાં જળદ્વાર | ફીટ | ૪૬૨ | ૮૨ | ૩૨ | — |
| નવાં „ | ફીટ | ૧૧૫૦ | ૧૪૮ | ૪૬ | — |
| જુની નહેર | ફીટ | — | ૭૨ | ૨૯ | ૨૨૦ |
| નવી નહેર | ફીટ | — | ૧૪૪ | ૪૦ | ૩૩૪ |

ગમે તેટલી મોટી ક્રુઝરો ને ડ્રેડનોટ સહેલાઈથી પસાર થઈ શકે છે, ને આશ્રય પણ લઈ શકે છે. કિનારે કાફલો પણ રહી શકે છે. નહેર ઉપર એકંદર બે જવા આવવાના પૂલ, પાંચ રેલવેના પૂલ, અને સોળ સરકારી રસ્તા છે. આ તમામ બાંધકામ મજબુત પોલાદથી કર્યું છે. કેટલાક પૂલની

* અનુવાદ.

ઉંચાઈ તો ૧૫૦ ફીટ જેટલી છે. વળી પ્રત્યેક પૂલ પર વીજળીના દીવાની યોજના કરેલ હોવાથી, અંધારી રાત્રે પણ ઉત્તમ પ્રકાશ પડે છે.

કીલ નહેરના અધિકારથી જર્મન સરકારને બે પ્રકારનો ફાયદો થયો છે. (૧) આત્મરક્ષણ અને (૨) વ્યાપારને ખીલવીને અઢળક દ્રવ્યની પ્રાપ્તિ કરવી. જ્યારે પ્રથમ નહેર ખુલ્લી મૂકવામાં આવી ત્યારે માત્ર પૌંડ ૪૫,૦૦૦નીજ આવક થઈ હતી. આ પ્રમાણે ૧૮૯૬થી તે ઠેઠ ઇ. સ. ૧૯૦૨ સુધી કંઈજ વિશેષ લાભ થયો નહિ. પરંતુ ૧૯૦૩ની સાલથી વસ્તુસ્થિતિ બદલાઈને તે વર્ષ દરમિઆન પૌંડ ૨૮૫૦ ચોકખો નફો થયો. તથૈવ પ્રતિવર્ષ નફાની રકમ વધતી ગઈ, ને ઇ. સ. ૧૯૧૨માં પૌંડ ૬૦,૦૦૦ નફો થયો. વળી ઇ. સ. ૧૯૧૩ ની સાલમાં ૩૯,૦૦૦ નાની મોટી આગબોટો તથા વહાણો તેમાંથી પસાર થયાં હતાં. સુલેહના પ્રસંગે દરેક પ્રજા આ નહેરનો લાભ લઈ શકતી હતી. કિન્તુ હાલ તો એકલી જર્મન સરકારજ તેનો લાભ બહોળા ને એકલા હાથે લેતી દેખાય છે. સાધારણ ઝડપથી ચાલનારી સ્ટીમર ફક્ત ૬ કલાકમાં આ કેનાલને પસાર કરી જાય છે. વળી સ્ટીમરોનો માર્ગ પણ સુગમ થયો છે ડેન્માર્કના કિનારા પરથી ફેરો મારીને જતાં જે વખત લાગતો તે કરતાં આ કીલની નહેર મારફતે જતાં ૨½ દિવસ ઓછા લાગે છે. લંડનથી પેટ્રોગ્રેડ-જતા જેટલા માઇલ થતા તે કરતા, આ રસ્તે ૨૩૮ માઇલ ઓછી વાટ ( રસ્તો ) કાપવી પડે છે તેમજ હેમ્બર્ગ ને પેટ્રોગ્રેડ વચ્ચેનુ અંતર પણ ૪૨૪ માઇલ જેટલુ ઓછુ થઈ ગયુ છે.

આવી રીતે આ નહેરનું સામાન્ય વર્ણન છે

## મરાઠા એટલે કોણ? *

( લેખક —રા. પોપટલાલ કેવળચંદ શાહ. )

મેવાડના મહારાણાનો એક કુંવર દક્ષિણમાં જઈ વસેલો તેના વંશજ હાલના મરાઠા ક્ષત્રિયમાં હોવાનું ભાટ લોકો કહે છે. મેવાડના રાજવંશના મૂળ પુરુષ મહા હારીત પરથી મરાઠા નામ પડ્યાની એક અટકળ છે પણ તે અસંભવિત લાગે છે.

---

* " क्षत्रियआणि त्यांचें अस्तित्व " નામના પુસ્તકને આધારે લખ્યું છે.

વિશ્વામિત્રના પુત્ર મહારથના વંશના મરાઠા કહેવાયા એવું કેટલાક કહે છે. રાઠોડ-મહારાઠોડ (મહારાષ્ટ્રકૂટ) પરથી પણ કદાચ મરાઠા નામ પડ્યુ હોય યુદ્ધમાં મરે ત્યારેજ પાછા હઠે (મર્યે-હઠે) એવા ક્ષત્રિયો પરથી મરાઠા નામ પડ્યાની કેટલાક અટકળ કરે છે. મરાઠા ક્ષત્રિયમાં ચૌહાણ, જાધવ કે જાદવ, પ્રતિહાર કે પુડિહાર, પરમાર કે પંવાર, રાઠોડ, સાળુંખે કે સોલંકી વગેરે વીરત્વ દાખવનારી રજપૂતોના નામવાળી શાખાઓ છે.

કેટલાક કહે છે કે મહારાષ્ટ્રના રહેવાસીઓ મરાઠા કહેવાયા. પરંતુ મરાઠા પરથી મહારાષ્ટ્ર નામ પડ્યાની પણ કેટલાક અટકળ કરે છે. Mr. H. &. Deworth C. S. લખે છે કે "In ancient copper plate grants as well as inscriptions we often meet the word Maharatha (મહારઠ) and I am inclined to think that the derivation (of મહારાષ્ટ્ર) from Maharatha is correct A race is sometimes named after a Country, Sometimes a Country after a race."

મહારથી (મોટા લડવૈયા) એ શબ્દ પરથી મરાઠા શબ્દ બન્યાનું અનુમાન વધારે ખરૂ જણાય છે. મહારથી એ શબ્દ દક્ષિણના ક્ષત્રીયો માટે જુના વખતથી વપરાતો જણાય છે. કાર્લાની ગુફા પાસે પાણીની જુની એ, ટાંકી છે તે મહારથી વિષ્ણુદત્તે બંધાવ્યાનો લેખ છે. એ લેખ ઇ. સ. પૂ. ૩૦૦ વર્ષ પહેલાંનો છે.

જૈનોના સૂત્રકૃતમાં અને પ્રજ્ઞાપના (પન્નવણા) સૂત્રમાં તેમજ વરરૂચિના પ્રાકૃતપ્રકાશમાં પણ "મહારાષ્ટ્ર" શબ્દનો ઉલ્લેખ છે.

## કેળવણીખાતાની જાહેર ખબરો.

(ઉ. ભાગના મે. એ. ઇ. સાહેબના તા. ૨૬-૧૨-૧૮ના હુકમ નં. ૧૧૫૫૪ ઉપરથી.)

"મેસર્સ કરસનદાસ નારણદાસ એન્ડ સન્સ" બુકસેલર તથા પ્રકાશક સુરતનાને તેમના તા. ૨-૧૨-૧૮ના પત્રના જવાબમા જણાવવામાં આવે છે કે મે ડિરેકટર સાહેબે તેમના તા. ૧૯-૧૨-૧૮ના હુકમ નં. ૧૧૬૦૬થી રૉસ્કોકૃત કેમિસ્ટ્રિ (રસાયનશાસ્ત્ર)ની ગુજરાતી આવૃત્તિ મંજુર કરી છે. હવેથી તે લોકોને તથા શાળાને વેચવાની છૂટ છે.

## જપ્ત થએલાં પુસ્તકો.

( ઉ. વિ. મે. ઓ. ઇ. સાહેબના તા. ૨૫-૧૨-૧૯૧૮ના હુકમ નં. ૧૦૯૧૪ ઉપરથી )

મુંબઈ સરકારના જ્યુ. ડિ૦ ના નીચેના હુકમો ઉપરથી સર્વને જાહેર કરવામાં આવે છે કે નીચે લખેલાં પુસ્તકો અને ચોપાનીઆંની બધી નકલો જ્યાં મળી આવે ત્યાં, સને ૧૯૧૦ ના ઇન્ડિઅન પ્રેસ એક્ટની રૂઈએ નામદાર શહેનશાહ તરફથી જપ્ત થએલી જાહેર થઈ છે; કારણ કે બ્રિટિશ હિંદની સરકાર સામે ફિતુર કરવા તેમજ ખૂની કૃત્યો કરવા અને બ્રિટિશ સરકારને દ્વેષ અને તિરસ્કારને પાત્ર બનાવવાનું તેમાં લખાણ છે.

( ૧ ) 'Young India' (યંગ ઇન્ડિઆ) લેખક લાલા લજપતરાય, પ્રકાશક 'ધી ઇન્ડિયન હોમરૂલ લીગ' લન્ડન. આ પુસ્તકનું કોઈપણ ભાષામાં થએલું ભાષાન્તર પણ જપ્ત થએલું જાહેર કરવામાં આવે છે.

( કિસ્સે મુંબઈ જ્યુ. ડિ. તા ૩૧-૧૨-૧૭ના હુકમ નં. ૮૨૦૫ )

( ૨ ) " अमेरिकाको स्वाधीनता कैसे मीली " આ નામનું હિંદી ભાષામાં લખેલું પુસ્તક નામદાર આગ્રા અને આઉધના સંયુક્ત પ્રાંતોની સરકારે જપ્ત કર્યું છે.

( કિસ્સે મુંબઈ. જ્યુ ડિ તા. ૬-૧૧-૧૮નો હુકમ ન ૭૨૧૮ )

( ૩ ) 'माकी पुकार' એ નામનું રત્નાકર પ્રેસ, મુઝફ્ફરપુરમાં હિંદીમાં છાપેલું ચોપાનીઉં નામદાર બિહાર અને ઓરિસ્સાની સરકારે જપ્ત કર્યું છે કારણ કે તેના કેટલાક શબ્દો સીધી અથવા આડકતરી રીતે સરકાર સામે દ્વેષ અને તિરસ્કાર ઉત્પન્ન કરે તેવા છે.

( કિસ્સે મુંબઈ, જ્યુ. ડિ. તા. ૨૨-૧૧-૧૮ નો હુકમ ન. ૭૫૦૮ )

( ૪ ) " The Finished Mystery " (અગમ્ય ભેદ) આ પુસ્તક મદ્રાસની સરકારે જપ્ત કર્યું છે.

( કિસ્સે મુંબઈ તા. ૨૭-૮-૧૮ ના હુકમ નં. ૫૫૫૩ ઉપરથી. )

---

સૂચનાઃ—

હવેથી શાળાપત્રનું વાર્ષિક લવાજમ અગાઉથી લેવાનું નક્કી કર્યું છે, ( જુઓ સૂચના ૩ ). માટે અમારા સુન ગ્રાહકોને વિનંતી કરવામાં આવે છે કે તેઓ સને ૧૯૧૯નું લવાજમ તા ૩૧ મી જાન્યુઆરી ૧૯૧૯ સુધીમાં મોકલી આપશે.

તંત્રી.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૮ મું.　　　માર્ચ સને ૧૯૧૯.　　　અંક ૩ જો.

## નોંધ.

### મુંબઈમાં ભરાયેલી વૈજ્ઞાનિક કોંગ્રેસ (પરિષદ્)

ગયા જાન્યુઆરિ માસની અધવચમાં મુંબઈમાં ભરાયલી વિજ્ઞાનવિદ્યાની હિંદી કોંગ્રેસમાં જે જુદા જુદા વિષયો પર નિબંધ વાચવામાં આવ્યા હતા તથા તે પર વિવેચન થયાં હતાં તે ઘણાં મનન કરવા યોગ્ય છે. એ વિદ્યાના જુદા જુદા વિભાગો જેવા કે ખેતી, વનસ્પતીશાસ્ત્ર, તબીબીવિદ્યા, પદાર્થવિજ્ઞાન, ગણિતશાસ્ત્ર, ભૂસ્તરવિદ્યા વગેરે પર ઘણો પ્રકાશ પાડવામાં આવ્યો હતો. આજે દુનિઆના નાના મોટા સઘળા વહેવારમાં, ઉદ્યોગ હુનરમાં, અને આરોગ્યના સંરક્ષણમાં વિજ્ઞાન અને રસાયનનો ઉપયોગ ઘણુધા જોવામાં આવે છે, અને જે દેશો એ વિદ્યામાં પ્રવીણ છે તે વેપાર વણજમાં, દ્રવ્યબળમાં અને આરોગ્યમાં પણ આબાદ માલમ પડે છે.

ઉપર કહેલા જે વિભાગો ઉપર નિબંધો વાંચવામાં આવ્યા હતા તેમાં સર્વનું ધ્યાન ખેંચે એવો વિષય 'મનુષ્ય વિરૂદ્ધ જીવજંતુ' નો હતો અને તે તબીબી વિજ્ઞાનની શોધખોળના પ્રમુખ લિસ્ટન સાહેબે વાંચ્યો હતો. જુદાં જુદાં જીવજંતુઓની ઉષ્ણકટિબંધના પ્રદેશોમાં કેટલી ઝડપથી વૃદ્ધિ થાય છે, તથા કેવી રીતે લાખો માણસો જંતુદ્વારા જુદા જુદા રોગના ભોગ થઈ પડે છે તેનું *ચિત્તાકર્ષક નિરૂપણ* તેમાં કર્યું હતું ઇંગ્લાંડમાં સર મેરી જોન્સટન નામનો એક વિદ્વાન તો એટલે સુધી આગળ જઈને કહે છે કે સઘળી કેળવણીની સંસ્થાઓનો અભ્યાસક્રમ ફેરવી નાખવો જોઈએ અને યુક્લિડની માથાકૂટને બદલે જંતુવિદ્યાનું જ્ઞાન અપાવું જોઈએ, અને બીજગણિતના ગુંચવણીઆ પ્રશ્નો ઉકેલવાને બદલે છોકરા છોકરીઓને પ્રાણીવિદ્યા, વનસ્પતીવિદ્યા, અને રસાયણના મૂળતત્વોનું જ્ઞાન અપાવું

જોઈએ. લિસ્ટન સાહેબ ઉપલા મતને તદ્દન મળતા આવતા નથી, પરંતુ એઓ ભાર દઈને જણાવે છે કે હિન્દુસ્તાનના વતનીઓને જંતુવિદ્યાનું જ્ઞાન અવશ્ય હોવું જોઈએ.

લિસ્ટન સાહેબ પોતાના વિવેચનના ટેકામાં જે પુરાવા અને માહીતી આપે છે તે અર્થસૂચક અને જાણવાજોગ છે. છેલ્લાં ચાર વર્ષ સુધી જે દારૂણ યુદ્ધ યુરોપમાં ચાલ્યું અને જેમાં હિંદી લશ્કરે કીર્તિવંત ભાગ ભજવ્યો હતો તેમાં ચાલીસ હજાર હિંદીઓ દુશ્મનના શસ્ત્રોના ભોગ થઈ પડયા હતા; પરંતુ તેજ મુદ્દત દરમિઆન હિંદુસ્તાનમાં લાખો માણસો જીવજંતુદ્વારા દાખલ થયેલા રોગોના ભોગ થઈ પડયાં હતાં. દાખલા તરીકે મેલેરિઆ નામનો ઝેરી તાવ જે એક જાતના મચ્છરના કરડવાથી શરીરમાં દાખલ થાય છે તે વર્ષે દહાડે લાખોના પ્રાણ લે છે. પ્લેગ જેવો દુષ્ટ રોગ જે સાધારણ સાવચેતીના ઉપાયો લીધાથી ઘણે ભાગે દૂર કરી શકાય એવો છે તે ઉંદર પરના ચાંચડ મારફતે મનુષ્યમાં દાખલ થાય છે અને અત્યાર સુધીમાં તેણે એક કરોડ કરતાં વધારે હિંદીઓનો ભોગ લીધો છે. છેલ્લાં ચાર વર્ષમાં એકલા એ રોગના સપાટામાં વીસ લાખ માણસો આવી ગયાં છે. હિંદુસ્તાનમાં આસામ પ્રાંતમાં જંતુદ્વારા દાખલ થતા 'કાળો તાવ' નામના રોગથી ત્યાંની વસ્તીનો નાશ થયો છે. માંકડ અને જૂને લીધે ટાઈફસ નામનો અને ઉથલા ખાતો તાવ આવે છે અને તે ઘણીવાર પ્રાણઘાતક નીવડે છે. છેલ્લા યુરોપીય વિગ્રહમાં સર્વિઆ દેશ મૂળ કારણ હતો, અને ત્યાંની નાની વસ્તીના ઘણા માણસો લડતાં માર્યા ગયા છે, પરંતુ એટલું તો સિદ્ધ થયુ છે કે ઓસ્ટ્રિઆ અને બલ્ગેરીઆ સાથે લડતાં જેટલા સર્વિઅનો માર્યા ગયા તેના કરતાં અતિ વધારે સંખ્યામાં તેઓ માંકડના ભોગ થઈ પડયા હતા. લશ્કરીઓને પુરાં પાડવામાં આવેલાં વસ્ત્રો અને ધાબળીઓ આ જંતુઓથી ઉભરાઈ જતાં હતાં અને તેનું બહુ હાનિકારક પરિણામ આવ્યું હતું. પગ ઉપર સોજા આવે છે અને 'હાથીપગ' (એલિફન્ટીઆસિસ)નો રોગ થાય છે તે એક જાતના જીવડાંથી થાય છે, જે મચ્છરદ્વારા શરીરમાં પ્રવેશ કરે છે.

આપણા ઘરમાં ઉડતી નિર્દોષ જણાતી માખીઓથી હિંદુસ્તાનમાં વર્ષે દહાડે હજારો પ્રાણ લેવાય છે. એક અમેરીકન લખનાર વાજબી રીતે

કહે છે કે એક માખી બંદુકની એક ગોળી કરતા વધારે નાશકારક નીવડે છે કોઈ પણ રોગના જંતુની અસરવાળા મળમૂત્ર ઉપર માખીઓ બેસે છે અને પછી આપણા ખાવાના પદાર્થો પર બેસીને પોતાના પગે અથવા શરીરે ચોટેલા ચેપી જંતુઓ તે પદાર્થમા દાખલ કરે છે. કોલેરા, અતિસાર, ક્ષય વગેરે દુષ્ટ રોગોપણ માખીથીજ ફેલાય છે; આપણી બજારોમા વેચાતી મિઠાઈ અને એવા બીજા પદાર્થો જે સુખડીઆની દુકાનેથી વેચાતા લાવીએ છીએ તેમાં અસંખ્ય જીવલેણ જંતુઓ ઘરમાં લાવીને આપણે તેનું પોષણ કરીએ છીએ એ વાત આ ઉપરથી સ્પષ્ટ સમજાય એવી છે. કંદોઈની દુકાને મિઠાઈ ઉપર બેઠેલી માખીના ટોળા સર્વેએ જોયા હશે. યુરોપના કેટલાક દેશોમા જેમ મિઠાઈ વેચનારાઓને એવી ચીજો પારદર્શક બરણી-ઓમાંજ રાખવાની ફરજ પાડવામાં આવે છે તેવુંજ કાંઈક આપણે ત્યાં પણ થવાની જરૂર છે.

જંતુઓની વૃદ્ધિ થોડાજ સમયમાં ઘણી ઝડપથી અને મોટા જથ્થામાં થાય છે. એવો અડસટ્ટો કાઢવામા આવ્યો છે કે મેલેરીઆ તાવ ફેલાવનારા મચ્છરના એકજ જોડકામાથી, તેના વિનાશને [illegible] પણ પ્રતિકૂળ સંજોગ ન હોય તો એક વરસમાં કરોડો નહિ પણ અબજો જીવડા પેદા થાય છે. માલ્થસ નામના એક અંગ્રેજ વિદ્વાને સપ્રમાણ સિદ્ધ કર્યું છે કે સુખ-શાંતિથી રહેવાની અને ખાવાપીવાની સગવડ હોય તો દરેક દેશની જન સંખ્યા દર પચીસ વર્ષે બમણી થાય. મનુષ્ય કરતાં પશુપક્ષી અને જીવ જંતુઓની વૃદ્ધિ ન કલ્પી શકાય એટલી ઝડપથી થાય છે. જગપ્રસિદ્ધ ચાર્લ્સ ડાર્વિન પોતાના એક પુસ્તકમા લખે છે કે પશુપક્ષીઓની વૃદ્ધિ પ્રતિકૂળ સંજોગોથી રોકી શકાતી ન હોય તો એક જોડ બચ્ચાંમાથી આખુ જગત ઉભરાઈ જાય જેમ મચ્છરનું તેમ માખીનુ જાણવુ નિર્દોષ જણાતા મચ્છર, માખી, માકડ અને ચાંચડ, જે આપણા ઘરોમા સમયે સમયે અનુકૂળ સંજોગોમા ઉભરાઈ જાય છે તે કેટલા હાનિકર્તા છે, બલ્કે મનુષ્ય જાતના કેટલા કટ્ટા શત્રુઓ છે તે આ ઉપરથી સહેજમા સમજાશે; આ આપણા હિંદુસ્તાન જેવા ઉષ્ણકટિબંધવાળા પ્રદેશની હવા એ જંતુઓની વૃદ્ધિ કરવામા ઘણી અનુકૂળ થઈ પડે છે ઇંગ્લાંડ જેવા ઠંડા મુલકમાં એક માખીના ઈંડાને સેવતાં બાર કે તેર દિવસ જોઈએ છીએ ત્યારે હિંદુસ્તાનની ગરમ હવામા તેને બે કે ત્રણજ દિવસ લાગે છે. યુરોપના ઠંડા દેશોમા

પ્લેગ, કૉલેરા, મેલેરીઆ વગેરે જુદી જુદી જાતના તાવ ઝાઝીવાર ટકતા નથી તેનું એક મગજ કારણ ત્યાંની ઠંડી હવા છે. આ લખાણનું તાત્પર્ય એ છે કે ઉપર કહેલાં જંતુઓની વૃદ્ધિ કેવા સંજોગો વચ્ચે થાય છે, તે કેટલાં હાનિકર્તા-જીવલેણ-છે, તેથી આપણને શાં શાં નુકસાન થાય છે, જે જે દુષ્ટ રોગો તે ફેલાવે છે તેને માટે આપણે શાં શા સાવચેતીના ઉપાયો યોજવા, તે જંતુઓનો શી રીતે નાશ કરવો, અને તે સર્વને અંગે એક નાગરિક તરીકે ઘરની અને પાડોશની સ્વચ્છતા અને સફાઈ શી રીતે જાળવવી-એ સઘળી બાબતોનું જ્ઞાન આપણી શાળાઓમાં ભણતાં છોકરાંઓને પ્રયોગ દ્વારા આપવું એ દરેક શિક્ષકનું કર્તવ્ય છે. આ વિષય જેટલો રસિક તેટલો મહત્વનો છે, અને તેથી કરીને ઘરમાં માબાપો અને શાળામાં શિક્ષકો એ વિષયનું જ્ઞાન ક્રમે ક્રમે બાળકોને નાનપણથીજ આપે તો રહેણી કરણીમાં, ખાવા પીવામાં, તથા સ્વચ્છતા જાળવવામાં સાવચેતીઓ રાખવાની તેમને સારી ટેવ પડે અને ભવિષ્યમાં એકંદરે દેશને ઘણો ફાયદો થાય એ નિર્વિવાદ છે.

## (૨) નવું પ્રધાન મંડળ. કેટલાક અધિકારીઓ.

(૧) પ્રધાન. ... ... ... ... મિ. લોઈડ જ્યોર્જ.
(૨) ઉમરાવની સભાનો નેતા અને અધ્યક્ષ... લોર્ડ કર્ઝન.
(૩) પરદેશ ખાતાનો મંત્રી. ... ... મિ એ. જે. બાલ્ફુર.
(૪) સંસ્થાન ખાતાનો મંત્રી. ... ... લોર્ડ મિલ્નર.
(૫) આમની સભાનો ઉપરી. ... .. મિ. બોનર લૉ.
(૬) સેક્રેટરી ઓફ સ્ટેટ, હિન્દુસ્તાનનો. ... મિ. ઈ એસ મોન્ટેગ્યુ.
(૭) અન્ડર સેક્રેટરી ઓફ સ્ટેટ ફોર ઇન્ડિઆ. લોર્ડ સત્યેન્દ્રપ્રસન્ન સિંહ.
(૮) નાણાં ખાતાનો ઉપરી ... ... મિ. ઓસ્ટિન ચેમ્બરલેન.
(૯) લડાઈ તથા વિમાન ખાતું.... ... મિ. વિન્સ્ટન ચર્ચીલ.

## અમદાવાદ, પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજનો સને ૧૯૧૯નો અભ્યાસક્રમ.

### ( ૧ ) ભાષા.

**બીજું વર્ષઃ—**

પાઠ્ય પુસ્તક "મુદ્રારાક્ષસ કિંવા મેળની મુદ્રિકા" સને ૧૯૧૫ની ચોથી આવૃત્તિ, અનુવાદક, કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.

આ નાટકના પહેલા પાંચ અંક પૃ. ૧ થી ૯૦.

**ત્રીજું વર્ષઃ—**

પાઠ્ય પુસ્તક "સાહિત્ય રત્ન" સને ૧૯૧૬ની ૬ઠી આવૃત્તિ, સંયોજક ઈ. પ્રા, ખાન સાહેબ, બી. એ., અને નરહરિ ત્ર્યંબકલાલ, એમ. એ. એલ. એલ. બી.

આ પુસ્તકમાંથી પસંદ કરેલાં નીચેના પદ્ય તથા નાટ્ય તથા ગદ્યના ફકરા.

પદ્યઃ—

નરસિંહ મ્હેતો—પ્રભાતિયું ૮મું, ૯મું અને ૧૦મું.
અખો—માયા વિષે. (લીટી-૧ થી ૩૨)
શામળભટ—આદમ કર્મ.
દયારામ—પહેલું પદ.
ધીરો ભક્ત—પહેલું પદ.
નર્મદાશંકર—સારસ.
દલપતરામ—લક્ષ્મી.
ગોવર્ધનરામ—હિંદુ લગ્નની કૃત્રિમતા.
નરસિંહરાવ—ઉત્તરા અને અભિમન્યુ તથા મધ્ય રાત્રિયે કોયલ.
કલાપી—શિકારીને
ખબરદાર—ગુણવંતી ગુજરાત.
લલિત—અનેરી આશા.

કવિતાના મુખપાઠઃ—

નરસિંહ મ્હેતો—પ્રભાતિયું ૮ મું.
દયારામ—પદ પહેલું.
ધીરો ભક્ત—પદ પહેલું.

નર્મદાશંકર—સાહસ.
નરસિંહરાવ—ઉત્તરા અને અભિમન્યુ તથા ગંભીર રાત્રિયે ટોપલ.
કલાપી—શિકારીને.
અમરદાર—ગુણવતી ગુજરાત.
લલિત—અનેરી આશા.

નાટ્ય વગેરે—

પ્રેમાનન્દ—શ્રીદામાની સફળ મુકિત.
નંદશંકર—સંસાર સાગર.
મણિલાલ નભુભાઇ—ચારિત્ર બળ, પ્રમત્ત પ્રકૃતિ તથા જીવન ચરિત્ર.
દોલતરામ—અભિમાન
મનઃસુખરામ—અસ્ત અને ઉદયનું દ્વન્દ્વ.
ગોવર્ધનરામ—સરસ્વતીચંદ્રનો ગૃહત્યાગ, અંબેદાસને મણિમુદ્રાની ભેટ, સરસ્વતીચંદ્ર ને બાવાઓ, તથા કુમારી કુસુમ.

## (૨) સંસ્કૃતનો અભ્યાસક્રમ.

૩ જું વર્ષ.

| | |
|---|---|
| શાકુન્તલ. | ૪ થો અંક |
| શિક્ષિકા | પાઠ ૨૬ થી ૩૩ |

૨ જું વર્ષ.

| | |
|---|---|
| શિક્ષિકા. | પાઠ ૧૭ થી ૨૬ |
| વાર્તા. | ૪ ને ૬ |

૧ લું વર્ષ.

| | |
|---|---|
| શિક્ષિકા. | પાઠ ૧ થી ૨૦ |
| નીતિના | શ્લોક ૧૫ |

## સૃષ્ટિજ્ઞાન.

### વર્ષ ૧ લું.

વનસ્પતિ —

મૂળ, થડ અને પાન અને તેનાં કર્તવ્ય. ફૂલના ભાગ અને તેનાં કર્તવ્ય. ફળ. બીની રચના. બીજોદ્ભવન ક્રિયા.

પ્રાણીઃ—

પહેલી ગુજરાતી ચાર ચોપડીઓના સૃષ્ટિજ્ઞાનના પાઠમાં આવતાં પ્રાણીઓ સંબંધી વિશેષ જ્ઞાન. દેડકાંની જીવનદશાનું અવલોકન.

આકાશ અને હવાઃ—

પવનની દિશા પારખવી. આકાશમાં સૂર્યના સ્થાન ઉપરથી આશરે વખત જાણવો. તડકામાં લાકડીના પડછાયા પરથી દિવસનો સમય જાણવાની રીત, અને તેનો સૂર્યઘટીયંત્ર સાથે સંબંધ.

થર્મોમીટર, બેરોમીટર તથા વરસાદના એક અઠવાડીઆના માપનો નકશો.

## વર્ષ બીજું.

વનસ્પતિઃ—

એકદળ અને દ્વિદળ વનસ્પતિનાં મૂળ, થડ, પાન અને ફુલમાં તફાવત. ફળીકરણ, બીનો ફેલાવો, અપુષ્પ-વનસ્પતિનું અવલોકન. વનસ્પતિનો દેશ અને આબોહવા સાથે સંબંધ, મનુષ્યને ઉપયોગી વનસ્પતિનું નિરીક્ષણ. (ઘઉં, બાજરી, ડાંગર, મકાઈ, જુવાર, તુવેર, વાલ, ચણા, તલ, એરંડો, કપાસ, ભીંડા, રીંગણી, બટાકા, ડુંગળી વગેરે સ્થાનિક છોડ).

પ્રાણીઃ—

મરઘીના ઈંડાનું નિરીક્ષણ. પક્ષીની ચાંચ અને પગ.

અળસીઉં, વંદો, માખી, મધમાખ, અને મચ્છરનું નિરીક્ષણ.

એરંડીના રેશમનાં કીડાની જીવનદશાનું અવલોકન.

આકાશ અને હવાઃ—

જુદી જુદી ઋતુમાં સૂર્યના સ્થાનની ફેરફારીનું નિરીક્ષણ.

ચંદ્રની કળાઓનુ નિરીક્ષણ.

બાગ કામઃ—

શાળોપયોગી બગીચાના ઉદ્દેશ, તેની વ્યવસ્થા અને રચના.

## વર્ષ ત્રીજું.

વનસ્પતિઃ—

કઠોળ, દુધી, કપાસ, રીંગણી, પારિજાતક, રાઈ, લજામણી અને કુંવારા વર્ગના સ્થાનિક છોડનું નિરીક્ષણ.

પ્રાણીઃ—

આખી ગુજરાતી વાચનમાળાના સૃષ્ટિજ્ઞાનના પાઠોમાં આવતાં પ્રાણી-[illegible] ઓનું વર્ગીકરણ.

બાગમાં થતાં નાશકારક જંતુઓનું નિરીક્ષણ અને તેમને અટકાવવાના ઉપાય (તીડ, ઉધાઈ, કાતરા વગેરે.)

આકાશ અને હવાઃ—

ખુલ્લી આંખે દેખી શકાય એવાં નક્ષત્રોનું અવલોકન.

બાગ કામઃ—

કલમ બનાવવી. છોડને એકથી બીજી જગાએ રોપવા.

તા. ક.—બીજા વિષયોનો અભ્યાસક્રમ ગઈ સાલ મુજબ.

---

## વાણી-વિનોદ.

વિષય-પાણી—

( લખનાર-મિ. ગીરજાશંકર કરુણાશંકર ભટ્ટ, તાલુકા સ્કૂલમાસ્તર—વચ્છેગામ. )

અર્વાચીન શિક્ષણપદ્ધતિઓ, પેસ્ટેલોઝી, ફ્રોએબ, મોન્ટેસોરીની અને સ્લોઈડ એ પદ્ધતિઓ દાખલ થઈ છે, પરન્તુ તેનો સાર એ નીકળે છે કેઃ—

જો હોંશથી કામ કરનાર ઉદ્યોગી શિક્ષક હોય તોજ એ દરેક પદ્ધતિનું પરિણામ ફળદાયક નીવડે છે, અને એમ થવાથી વિદ્યાર્થીઓની સહાઝીક બુદ્ધિ ખીલે છે, શોધક વૃત્તિ વધે છે, પૃચ્છા સતેજ થાય છે અને શિષ્ય શિક્ષકમાં ગાઢો સંબંધ જોડાય છે.

બાળકને ગમે તે શિક્ષણમાં આનંદ અને ગમ્મત આપવી એ એક શિક્ષકની અદ્દભુત-બુદ્ધિનું કાર્ય છે.

મહેતાજી—છોકરાઓ, તમે પાણી વિષે નિબંધ લખી લાવ્યા હતા, ત્યારે આપણે ઠરાવ્યું હતું કે, એ વિષે થોડી વધારે વાત હવે પછી કરીશું. તો ચાલો, આજે એ વિષે તમને થોડો આનંદ આપીએઃ—

વિનોદભાઇ, તમે પાણી વિષે ટુંકામાં બોલી જશો ?

જી, હા, સાહેબ—કુદરતે દુનિયા પર પાણીને બે ભાગમાં વહેંચ્યું છે.
( ૧ ) ખારૂં અને ( ૨ ) મીઠું.

ખારા પાણીનો મોટો જથ્થો ( ભંડાર ) પૃથ્વીપર છે.

( મહા સાગરો. )

(૧) તેની વરાળ એજ વરસાદનું સાધન.
(૨) તેનાથી દૂરના દેશો સાથે વ્યાપારી સંબંધ.
(૩) મીઠાનો મોટો ભંડાર.

ઘ. મીઠું પાણી નદી, તળાવ, ને સરોવરમાં હોય છે.

(૧) નદીદ્વારા કુદરતે મીઠા પાણીને ઘણા પ્રદેશમાં પુરૂં પાડયું છે તેથી તે રાંધવા, ખાવા પીવાના, ને નહાવા ધોવાના કામમાં વાપરવા મળી શકે છે.
(૨) કેટલાક પ્રદેશોને તે રસાળ કરે છે, તેમ ખેતીવાડીને તે મહુજ ઉપયોગી છે.
(૩) તેની વરાળ થવાથી અને એ વગળને ઉપયોગમાં લેવાનું સાધન બુદ્ધિમાન અને સતત ઉદ્યોગી મહાન પુરૂષોએ કરી આપ્યાથી, જબરજસ્ત મીલો, અને અનેક જાતના સાંચાઓ તેનાથી ચાલે છે. તેમજ
(૪) પાણીના ધોધની ગતિથી પણ અનેક સંચાઓ ચાલે છે.

ચ. વૈદ્ય–વિદ્યામાં પાણીનો નીચે પ્રમાણે ઉપયોગ થાય છે.

(૧) જખમ પર ભીનો પાટો બાંધી રાખવાથી જખમ રૂઝાઈ જાય છે.
(૨) પગ્ગડ ઉપર પાણીની થોડી મિનિટ સુધી ધાર કરવાથી શાંતિ મળે છે, ને બેભાન થયેલ માણસ શુદ્ધિમાં આવે છે.
(૩) ઊનું પાણી ઠારીને પીવાથી ઔષધરૂપ ગણાય છે.
(૪) હમેશા પરોઢીએ ઉઠીને થોડું ટાઢું પાણી પિનારને અમુક વ્યાધિ મટે છે.
(૫) જન્મથી ટાઢે પાણીએ નહાવાની ટેવવાળો માણસ ઘણું કરી નીરોગી હોય છે.
(૬) સમુદ્રના જળમાં નહાવાથી સંધિવા જેવા વ્યાધિ મટે છે.

પાણી વિષે થોડો વિનોદ.

ઉદાહરણો,–પાણી શબ્દનો અર્થ, જળ, બુ, નીર, આબ ઈત્યાદિ છે. પણ કેટલાંક વાક્ય આપણી ગુજરાતી ભાષામાં એવાં છે કે ત્યાં પાણી શબ્દનો અર્થ જુદે જુદે ઠાકાણે જુદો જુદો થાય છે.

૧ કુવામાં પાણી ખુટયુ છે. (જળ)
૨ ઘોડો 'પાણીવાળો' છે. (તેજવાળો)
૩ મોતી 'પાણી વગરનું' છે. (કિંમત વિનાનું)
૪ છોકરો 'પાણીવાળો' છે. (ચંચળ)
૫ આજથી આ ભાઈનાં 'ઉતરતા પાણી' છે. (ઉતરતી સ્થિતિ)
૬ ગજવેલને 'પાણી પાયુ' (પાનુ કે ધાર આણી.)
૭ ગમે તેમ કહો, પણ આ ઈસમમાં નક્કી 'પાણી મુઉં' છે. (દોષવાળો)
૮ અરે ભલા માણસ મોટા થયા, પણ 'સઘળાં વરસ પાણીમાં ગયાં લાગે છે.' (મૂર્ખ છે)
૯ 'ઢાંકણીમાં પાણી લઈ બુડી મર' (તુચ્છકાર)
૧૦ 'દૂધના દૂધમાં, ને પાણીના પાણીમાં' (યોગ્ય થયુ.)
૧૧ અરે આતો 'નેનના પાણી મોભે ગયા.' (ઉલટુ થયુ.)
૧૨ શું! 'પાણીમાં મો જોયુ છે.' (શરાતનનો અર્થ)
૧૩ તે ઉતાવળો ગયો, પણ જ્યાં ચાર આંખ ભેગી થઈ ત્યાંતો 'પાણી પાણી થઈ ગયો.' (નરમ પડયો.)
૧૪ 'આંખોમાં પાણી ભરાઈ આવ્યાં.' (આંસુ)
૧૫ અરે ભાઈ શુ કરીયે? આ માલ તો 'પાણીને મુલે કાઢવો પડે છે' (ઓછી કિંમતે.)
૧૬ એવાં કામને માટે રામજીએ તો હવે પાણી મુકયુ છે. (પ્રતિજ્ઞા લીધી.)
૧૭ શીદ ફિકર કરો છો? એ છોકરો એને પાણી પાય એવો થશે. (હરાવશે-કે થકવશે)

કહેવતમાં

૧૮ ઠીક છે "દાદે પાણીએ ખસ જાય છે" (ખસેડવાના અર્થમાં)
૧૯ અરે, આ, "પાણીથી પણ પાતળો છે" (હલકા મનનો)
૨૦ મહેનત પર "પાણી ફેરવ્યુ" (બગાડયુ એ અર્થમાં)

## સમ્રાટ્ પચમ જ્યૉર્જને આશીર્વચન.

( યોજક રા રા ર. કે અજાગીઆ. )

### અતર્લાપિકા

દોહરા

પંખી ઊડે નભમડળે, ભ્રમર ઠબે શિરતાજ,
મધપુડે મધુરસ ઝરે, જ્યોત ઝગે રવિરાજ; ૧.
રઘુપતિ રામ હૃદે ધરે, જન્મ મરણ દુખ જાય;
ચહેકો ન કદિ ગર્વથી, હુકમ હરિ એ થાય, ૨.
જીભે હરિરસ ચાખવો, ચોરી જ્ઞાન વિશેષ,
દશ પદ અક્ષર આદિના, દે આશીષ નરેશ. ૩.

### બ્રિટિશ સામ્રાજ્યને વિજય ધન્યવાદ.

હરિગીત છદ.

જયવિજયે જય જયકારને, રાજેંદ્ર રાજ્યે ગાજિયો,
ગુમાવી ગર્વજ ગાંડનો હારી અરિ બહુ લાજિયો,
બેડો ભરાઈ પરહદે, ફ્રાી જઈ સિંહનાદથી,
કેડે પડે શિર કેશરી, અનગો રહું ફરી વાદથી, ૧.
બ્રહ્માડ લેવું બાથમાં, ને ગગન કિલા બાધવા,
નવ તૃપ્ત તૃષ્ણા તે થશે, જમમ ત્રાગ કાચા સાધના,
તર્કો વિતર્કો કે કરે, ઉપમ સિંહ બ્રિટિશ છોકરો,
બોલ્યા વિના બહુ બોલકો, બેરી હવે શિર ફોડશે ૨.
ધન માત ભેગી પત્નીને સુત 'તિ ધન રણ પાઠવ્યા,
નિજ ભૂપ સેવ્યા ને હવી, અરિના હઠાવ્યા ના હઠયા,
છે ધન્ય અંગન દેશને, સામ્રાજ્ય હિંદુસ્તાનને,
સામ્રાજ્યનો જય બોલતા, છે ધિક અરિ નાદાનને; ૩.
ધન મિત્ર બ્રિટિશ રાજ્યના, સુરેક્ષ ખતે જાળવી;
ધન પ્રજા ન્હરી સર્વને, ઉર ધરી આજ્ઞા પાળવી;
વૈમાનિકો ધન નાવિકો, ઝીલનાર ગોળા બોબના,
છે ધન્ય રણ સેના ચડી, કરતી ધ્વનિ યાહોમના, ૪
લઈ પક્ષ હક્કો દક્ષનો, જયવિજય આપ્યો ઈશ્વરે,
જય તો સદા છે સત્યનો, એ વાત નિશ્ચય તો ઠરે,

બહુ હર્ષ વાધ્યો સર્વને, યુરોપી યુદ્ધ વિરામતાં;
ઉજવ્યો વિજય દૃઢ ભાવથી, જયઘોષ યશ જગ જામતાં; ૫.
બ્રિટિશ સામ્રાજ્યે રહો, ન્યાયી ધ્વજા નિત ઊડતી;
જામો અધિક યશ જગ વિષે, સમ્રાટ્ જ્યોર્જ જીવો અતિ;
શમશેર શૂરા સાધનો. ધન વીર શૂર સરદારને;
વળી ધન્ય બ્રિટિશ રાજ્યને, જય વિજય જય જયકારને. ૬.

## લડાઈની મુખ્ય હકીકત.

(રા. રા. હરરાય અમુલખરાય દેશાઈ બી. એ.)

ઓસ્ટ્રિઆએ સર્વિઆ સામે લડાઈ જાહેર કરી તેના પર ધસારો કર્યો, અને સર્વિઆની મદદે જવા રશિઆ તૈયાર થયું, એટલે જર્મનિએ તેને ધમકી આપી ફ્રાન્સને કચડવાના ઈરાદાથી બેલ્જીયમના મુલકમાં ઘુસી જઈ પોતાનું લશ્કર આગળ પાડયુ, ત્યારે મહાન યુદ્ધની શરૂઆત થઈ એમ સઘળી દુનિયાને લાગ્યું આમ બેલ્જીઅમનું અલગપણું જર્મનિએ તોડયું એટલે ઇગ્લાંડે જર્મન સામે લડાઈ જાહેર કરી. ૧૯૧૪ના જૂનની ૨૮મીને રોજ ઓસ્ટ્રિઆના રાજકુમારનું ખૂન થયુ ત્યારથી ૪થી ઓગસ્ટ સુધીમાંજ આ બનાવ બન્યો લડાઈ અટકાવવાના ઉપાયો યોજનાના રાજદ્વારી પુરુષોના સઘળા પ્રયત્નો નિષ્ફળ ગયા.

જર્મનિને સ્વપ્ને પણ ખ્યાલ ન હતો કે બેલ્જીઅમનું નાનકડું લશ્કર દુનિયાના મોટામાં મોટા લશ્કર સામે ટક્કર ઝીલી શકશે. બેલ્જીઅમને માટે બે રસ્તા ખુલ્લા હતા. એક તો જર્મનોને પોતાના મુલકમાં થઈને જવા દેવા અને તેમ કરી પોતાની આબરૂ ગુમાવવી; અને બીજો આબરૂ સાચવવા ખાતર મોટા લશ્કરની સામે થવું-દરિયાની ભરતી અટકાવવા પ્રયત્ન કરવો. બેલ્જીઅમે આબરૂ ખાવા કરતા લડવાનો માર્ગ પસંદ કર્યો. પ્રથમ લીજના કિલ્લા આગળ મારો ચાલ્યો. લીજ આગળ જર્મનોને ચાર દિવસ ભાગવા પડયા. તરત ફ્રાન્સમા જવાની આશા રાખનારા જર્મનોની આશા ભંગ થઈ, કિલ્લેબંધી તોડવાની તોપો પાછળથી લાવવાનો તેમનો વિચાર હતો તે ફેરવવો પડયો, અને તેમને તે તોપો તરત મંગાવવી પડી, કારણ કે વચ્ચે નામુર નગર બેલ્જીઅમના કિલ્લાઓ પડેલા હતા. ૨૩મી ઓગસ્ટે નામુર પડયુ, એટલે લડાઈ શરૂ થયે ૧૫ દિવસ ઉપર

થઈ ગયા. આ દરમિઆન અંગ્રેજ ફ્રેંચનાં લશ્કરોમાંથી થોડાક માણસો બેલ્જીઅમની મદદે ગયા, પણ તેથી કંઈ ભરતીનાં મોજાં અટક્યાં નહિ. અંગ્રેજોનું લશ્કર ફ્રાન્સમાં ગયું એ વાત ખરી પણ તેમાં ફક્ત ૭૫ હજારજ માણસો હતા. અંગ્રેજ લોકોના મુલકો બેટ હોવાથી તેમણે ફક્ત કાફલા ઉપરજ વધારે લક્ષ આપેલું અને જમીન પરનું લશ્કર બહુ રાખવાની દરકાર નહિ રાખેલી. ફ્રેંચ અને અંગ્રેજોએ આગળ વધતા જર્મનોની સામે બેલ્જીઅમની દક્ષિણના ભાગોમાં ટક્કર ઝીલી, પણ પોતાનો પક્ષ ટક્કર ઝીલી નહિ શકે એમ લાગવાથી ફ્રેંચનું લશ્કર પાછું પડવા માંડ્યું. ભૂલમાં તેના સરદારે અંગ્રેજોને તેની ખબર કરી નહિ. આથી આ ખબર અંગ્રેજ સરદાર જનરલ ફ્રેન્ચને મોડી પડી. આ વખતે આપણું લશ્કર મોન્સ નામના બેલ્જીઅમની દક્ષિણે આવેલા મથક આગળ હતું. અંગ્રેજોના નાના ૭૫ હજારના લશ્કર સામે જર્મનિનું ત્રણગણું લશ્કર ગોઠવાએલું હતું. ધીરજ અને હિંમતથી તેઓ લગભગ સો માઈલ સુધી પાછા પડ્યા અને પાછા પડતાં પડતાં પણ તેમણે જર્મનો સામે સખત લડાઈ ચાલુ રાખી હતી.

અંગ્રેજો લડાઈમાં ઉતર્યા એટલે તેમનાં સંસ્થાનો પણ લડાઈમાં ઉતરીજ ચૂક્યાં હતાં. કેનેડા, ઓસ્ટ્રેલિઆ, દક્ષિણ આફ્રિકા, હિંદુસ્તાન વગેરે મુલકમાંથી લશ્કરો ફ્રાન્સ જવા તૈયાર થયાં. જર્મન લશ્કર પારિસની લગોલગ આવી પહોંચ્યું હતુ. માર્ન નદી પર ફ્રેંચ અને અંગ્રેજોના એકત્ર લશ્કરે સખત ખૂનખાર લડાઈ પછી જર્મનોને પાછા હઠાવ્યા. આ આપણી પહેલી જીત ૧૯૧૪ના સપ્ટેમ્બરની ૧૨મીએ થઈ. જર્મનો ૫૦ માઈલ પાછા હઠ્યા, અને એઈન નદી પર મોરચો ઘાલી બેઠા. જર્મની પાસે પુષ્કળ તોપો અને અખૂટ દારૂગોળો હોય એમ લાગતું હતુ. હવે બન્ને લશ્કરો સામસામાં ખાઈઓ ખોદી બેઠાં. બેલ્જીઅમના કિલ્લાઓ એક પછી એક લડી લડીને જર્મનોએ તાબે કર્યા. બેલ્જીઅમના રાજા તથા રાજકુટુંબ અને તેના મુખ્ય અમલદારો બેલ્જીઅમ છોડી ગયા, અને ત્યાંના હજારો વતનીઓ ઇંગ્લાંડ વગેરે દેશોમાં નાસી ગયા. બેલ્જીઅમમાં લડાઈ પતી એટલે જર્મનીના લશ્કરો કેલે, ડનકર્ક વગેરે ફ્રાન્સનાં બંદરો પર હમલા કરવા લાગ્યાં. અહીં બેલ્જીઅમના બાક્યા તૂટ્યા લશ્કર સાથે અંગ્રેજોનુ લશ્કર હતુ, અને દરિઆ પરથી અંગ્રેજ કાફલો જર્મનિના લશ્કર ઉપર સખત તોપોનો મારો ચલાવતો હતો. આ કટાકટીના વખતે બેલ્જીઅનોએ પોતાની નહેરો પાણીથી

ભરી દીધી અને જર્મન લશ્કરના માર્ગમાં ભારે મુશ્કેલી ઉભી કીધી. તોપોના મારાથી અને આ પાણીના ભયથી જર્મનો આ કાંઠાનાં બંદરો આગળથી નાસી છૂટયા.

આટલામાં આપણા દેશમાથી શીખ વગેરેની પલટણો જઈ પહોંચી. જેવા તેઓ ફ્રાન્સના માર્સેલ્સ બંદરે ઉતર્યા કે તરતજ-તેમને ફ્રેંચ લોકોએ વધાવી લીધા, અને તેઓને ઝડપબંધ લડાઈના મેદાનમાં રવાને કર્યા. આ લડાઈમાં વપરાતાં લડવાનાં સાધનોથી તેઓ બીનવાકેફગાર હતા, તેમ છતાં પણ તેઓ ડર્યા વગર લડાઈમાં ઉતર્યા અને નોવેશેપેલ નામનું ગામ જે અંગ્રેજોએ છોડયુ હતું તે પાછુ મેળવ્યું. પછીથી યીપ્રેની જબ્બરજસ્ત લડાઈ થઈ. તે ૨૦મી ઓક્ટોબરથી તે ૧૭મી જાન્યુઆરિ સુધી ચાલી. પોતાથી ૭ ગણા જર્મનો સામે અંગ્રેજ લશ્કરે ટક્કર લીધી સખત ટાઢના દિવસો હતા તેમ છતાં પણ આપણા દેશનું લશ્કર ત્યાં સખત લડયું, અને તે લશ્કરે આપણા દેશની કીર્તિને ઝળહળતી કરી. ખરી ચીવટ અને બહાદુરીથી આપણું લશ્કર લડયુ, અને તેને પરિણામે છેવટે જર્મનોને ત્યાંથી પાછા હઠવાની ફરજ પડી.

આ પશ્ચિમના રણક્ષેત્રનો દશમોજ ભાગ આપણા અને અંગ્રેજના લશ્કરે સાચવ્યો હતો. બાકીનો ભાગ તેટલીજ બહાદુરીથી ફ્રેંચનું લશ્ક સાચવતુ હતુ. ખરો મારો અંગ્રેજી લશ્કર પર પડયો કેમકે તેઓ બંદરોન પાસે તેમજ પારિસના સીધા રસ્તામાં હતા અને જર્મનોને બંદરો લે હત તથા સીધા એકદમ પારિસ જવુ હતુ.

જે વખતે પશ્ચિમ રણભૂમિપર આ માગે ચાલતો હતો તે વ રશિઅનો ધીમે ધીમે આગળ વધતા હતા પ્રશિઆના પૂર્વ ભાગ તેમણે પ્રસારો કરી કેટલાંક શહેરો લીધા, પણ ૧૯૧૪ના ઓગસ્ટ મા તેઓને હીડનબર્ગ નામના જર્મન સરદારે ઘણી સખત હાર ખ રશિઅનોનું મોટુ લશ્કર ઘેરાઈ ગયુ. હવે જર્મનોએ પોતાના લશ્ક કેટલોક ભાગ આ તરફ પોતાના મુલકનો બચાવ કરવા મારૂ રાખી મ આ વખતે રશિઆનુ બીજુ લશ્કર ઓસ્ટ્રિઆમાં પેઠુ હતુ, અને ઓસ્ટ્રિઆને હરાવતુ હરાવતું તે છેક પ્રીઝમલ સુધી જઈ પ ૧૯૧૫ના માર્ચમાં તે કિલ્લો તેણે કબજે કર્યો. ઓસ્ટ્રિઆ જે પડી વાની તૈયારીમાં હતુ તેની મદદે જર્મન લશ્કર ગયુ, અને ૧૯૧૫ન

અને જુલાઈ માસમાં રશિઅનોને તેમણે મારી હઠાવ્યા. રશિઆઈ પોલાંડમાં તે લશ્કરો ઘુસ્યાં અને વોરસો કબજે કર્યું. રશિઆ પાસે તોપો ઓછી હતી અને દારૂગોળાની ઘણી ટાંચ હતી તેમ છતાં પણ તેણે કુનેહબાજ જર્મનો સામે સખત લડાઈ લડ્યા કરી. તે પાછું ટટાર થઈ ૧૯૧૬ના જૂન માસમાં ફરીથી ઓસ્ટ્રિઆમાં ઘુસી ગયું.

જે વખતે પશ્ચિમ અને પૂર્વ રણક્ષેત્ર પર આ કામ ચાલતું હતું તેજ વખતે સર્વિઆ કે જેને લીધે આ લડાઈ શરૂ થઈ હતી એમ કહ્યું છે તે નવરૂં બેઠું ન હતું. ઓસ્ટ્રિઆના મોટાં લશ્કરોને સર્વિઆ અને મોન્ટીનીગ્રોનાં લશ્કરોએ મારી હઠાવીને તેમના મુલકમાં પાછાં ઘાલ્યાં હતાં. આ નાના રાજ્યની સામે બલગેરીઆને લડાઈ જાહેર કરવા સારૂ જર્મનોએ ઉશ્કેર્યું. આ બલગેરીઅન પ્રજા રશિઆએ કરેલા ઉપકારો ભૂલી ગઈ, પણ તેમાં કંઈ નવાઈ નથી. કારણ કે તેનો રાજા ફર્ડીનાન્ડ જર્મન ઓલાદનો હતો, અને દગો દેવો–ઉપકારનો બદલો અપકારથી વાળવો એ તો જર્મનોની નીતિજ છે, સર્વિઆની ચારે તરફ દુશ્મનો આવી ગયા, અને તે દેશમાં તાવ વગેરે રોગો ફાટી નીકળ્યા તેથી આ નાનકડું રાજ્ય હવે ૧૯૧૫ના નવેમ્બરમાં દુશ્મનને તાબે થઈ ગયું, પણ તેનું લશ્કર બહાર નાસી ગયું અને હજુ પણ તે હિંમતથી લડે છે એવી કોઈક કોઈક વખતે ખબરો આવે છે. સર્વિઆની મદદે ગ્રીસ જવા તૈયાર થયું હતું. તેના પ્રધાન વેનેઝીલોસે આપણી પાસે દોઢ લાખ માણસ માગ્યાં જે આપણે સેલોનિકામાં ઉતાર્યાં. આટલામાં જર્મનિની લાગવગથી ત્યાંના રાજાએ સર્વિઆની મદદે જવું માંડી વાળ્યું.

જ્યારે પૂર્વ અને પશ્ચિમે આ લડાઈઓ ચાલી રહી હતી, ત્યારે તાબે કરેલા મુલકમાં જર્મનો અનેક પ્રકારે જુલમ ગુજારતા હતા. બેલ્જીયમ જેવો નાનો દેશ પોતાની સામે ટક્કર ઝીલી પોતાનો અમૂલ્ય વખત ગુમાવી ગોઠવેલી બાજી ધૂળધાણી કરી નાખશે એવું તેમણે સ્વપ્ને પણ ધાર્યું ન હતું, અને જ્યારે આમ થયું ત્યારે તેમના ગુસ્સાનો પાર રહ્યો નહિ; તેમના સરદારો તરફથી એવા હુકમ મળવા માંડ્યા કે તાબે આવેલાએ મુલકમાં કેર વર્તાવી દેવો. લડાઈમાં નહિ ઉતરેલાં અને નહિ ઉતરી શકે એવાં માણસોને–સ્ત્રી તેમજ પુરુષને, નાનાં તેમજ મોટાંને–સઘળાંને અનેક રીતે હેરાન હેરાન કરી મૂક્યાં, ઘણાં હેરાન હેરાન કરી મૂક્યાં. ઘણાં એવાં

...દોષ લોકોનાં ઘરબાર લઈ લીધાં, લૂંટી લીધાં, તેમજ બાળી મૂક્યાં; ...ણા બાપડાઓને ગરદન માર્યાં; ઘણીક સ્ત્રીઓ તરફ બેઆદબીથી વર્ત્યા, ...ણીકની લાજ લૂંટી, દેવસ્થાનો અને માંદાઓની હૉસ્પિતાલો ઉપર ગોળા ...ડ્યા, બેલ્જીયમમાં ત્રાસ વર્તાવવાના હેતુથી અને તેની પ્રજાને ફફડાવવાના ...ઈરાદાથી આવાં અનેક અનેક ઘોર કાળાં કામો કર્યાં. આવાં કાળાં કૃત્યની કાળી ટીલી જર્મનોને કપાળે સદાને માટે ચોંટી છે, તે કેમે કરી કદ ભુસાવાની નથી. તેમનાં આ ઘાતકી કામો અને ત્યારબાદ તેમણે કરેલાં બીજાં તેવાંજ ઘાતકી કામોને લીધે દુનીઆની લડાઈમાં નહિ ઉતરેલી કેટલી પ્રજાઓએ એક પછી એક આપણા પક્ષમાં આવવા માંડ્યું અને તેમણે નક્કી ઠરાવ કર્યો છે કે ગમે તેમ થાય તોપણ આવી ક્રૂર પ્રજાની શુદ્ધ બુદ્ધ ઠેકાણે આણવી.

(અપૂર્ણ.)

## આબુની સહેલ.

(અનુસંધાન પૃષ્ટ ૩૭ થી.)

લેખક—રા. રા. સાકરલાલ અમૃતલાલ દવે. બી. એ. એસ. ટી. સી. ડી. તેલગ હાઈસ્કૂલ ગોધરા.)

(ધોરણ ૩ના બાળકો સારૂ સહેલું વાચન)

" આબુ ઉપર સૌથી સરસ અને સુન્દર જગા નખી તળાવની છે ... તેની આસપાસ પત્થરના મોટા મોટા ટેકરા છે, અને તે ટેકરામાંથી ... પાણીનાં ઝરણાં વહે છે. તે વડે એ તળાવ થએલું છે. આવા તળાવને ... સરોવર કહે છે. એમાં વરસાદને લીધે પણ પાણીનો ઉમેરો થાય છે ... અને તેથી તેની શોભા વધે છે. એ સરોવર જોઈ મને ઘણોજ આ... થયો. ચારે બાજુએ દેખાવ એવો સરસ થઈ રહ્યો છે, કે અમે ત્યાં ... પાંચ કલાક ગાળ્યા. સરોવરની ચારે બાજુએ ફરીને જોયું, અને ... એક ઝાડની છાયામાં બેસી સારી રીતે શોભા નિહાળી. દાક્તર ક... તો ત્યાં ઓરજ મઝા પડી. તેમને ત્યાંથી ઊઠવું જ ગમ્યું નહિ.

" અમારે ચાર દિવસમાં બધુ જોઈ લેવાનું હોવાથી કેટલુંક ... જોવુ પડ્યું. એક દિવસ સાંજે, આથમતો સુરજ બહુ સરસ દેખાય ... જગાએ ગયા. ત્યાંથી દૂર ખુલ્લું મેદાન દેખાય છે, અને ત્યાં ... આથમ્યો ત્યારે આસપાસનો દેખાવ ઘણો રમણીય લાગ્યો.

"બીજે દહાડે અર્બુદા દેવીનાં દર્શન કરવા ગયા. તે ટેકરી ચઢવી ઘણી કઠણ છે. મારે એક બે વાર વચમાં બેસવું પડ્યું. કેમકે ચઢતાં ચઢતાં છાતી ભરાઈ આવતી હતી, અને શ્વાસ માતો ન હતો. ટેકરી ઉપરથી ચારે બાજુએ લાંબી નજર કરી શકાય છે, અને ત્યાં થોડો વખત બેસવું ગમે એમ છે. આ અર્બુદા દેવીના નામ પરથી આબુ નામ પડયું હશે.

"પછી એક આખો દિવસ અચળગઢની ટેકરી જોવામાં ગાળ્યો, રસ્તો ઘણો લાંબો છે, અને અમે ચાલીને ગયા હતા એટલે થાક ઘણો લાગ્યો. ત્યાં ઉપર નાનાં ઝરણુ છે, તેને શ્રાવણ ભાદરવો કહે છે. તેમાં અમે નાહ્યા, ઠંડાગાર પાણીને લીધે અમારો થાક ઉતરી ગયો. નાહ્યા પછી જૈન લોકોનું દહેરૂં જોવા ગયા. ત્યાં ચૌદ સોનાની મૂર્તિઓ છે. દહેરાની શોભા પણ સારી છે. પછી થોડું નીચે ઉતર્યાં, અને એક સુન્દર મહાદેવના દહેરામાં મુકામ કર્યો. ત્યાં બધું જ સરસ છે. આસપાસ અનેક ચંપાનાં ફૂલના ઢગલે ઢગલા અમે એકઠા કર્યાં. ત્યાં જમી કરીને સાંઝે પાછા આબુ આવતા રહ્યા.

"અચળગઢની ટેકરી ઘણી ઉંચી છે, પણ ત્યાંથી વળી એક બીજી ઉંચી ટેકરી દેખાય છે. તેને ગુરુશિખર કહે છે. ગુરુશિખર આબુનું ઉંચામાં ઉંચું શિખર છે તે જમીનથી એક માઈલ કરતા પણ વધારે ઉંચુ છે; અમને ત્યાં જવાનો વખત મળ્યો ન હતો.

"આબુ ઉપર એક બીજી જોવા લાયક જગા છે, તેને ગોમુખ કહે છે. ત્યાં ઘણાં પગીથયા ચઢવાં પડે છે ને ઉતરવાં પડે છે. ત્યાં ઝરણુનું પાણી ગાયના મ્હોંમાંથી વહેતું હોય એમ લાગે છે. ત્યાં કોઈ વાર વાઘ આવે છે."

"હેં, વાઘ? ખરેખર, જીવતો વાઘ?"

"હા, ભાઈ, ખરેખરો વાઘ. પણ તે કોઈક જ વખત દેખા દે છે. પર્વત ઉપર ઝાડી બહુ હોય છે, તેથી તેમાં વાઘ ભરાઈ રહે છે.

"આબુ પર્વત ઉપર વનસ્પતિ એટલી બધી છે કે તે જોઈ આપણી આંખ ઠરે છે. જ્યાં જુઓ ત્યાં ઝાડજ ઝાડ બધે લીલું કુંજ જેવું છે. આગળ પાંચમી ચોપડીમાં આબુ વિષેની એક કવિતા છે; તેમાં તું શીખીશ, કે ત્યાં

'સુણી ઝાડનાં ઝુંડની ઝાઝી ઝાડી.'"

"વારૂ, રમેશ, આબુ સિવાય કોઈ બીજા પર્વતનાં નામ દે જોઈએ."

"શેત્રુંજો, ગિરનાર, પાવાગઢ."

« શાબાશ, મે પાદાગઢ જોયો નથી; પણ ગિરનાર અને શેત્રુંજો એ જોયા છે. તેમા ગિરનાર એ આબુના જેવો લીલો ડુંગર છે. એટલે તેના ઉપર પાણીનાં ઝરણ અને ઝાડ પુષ્કળ છે. પણ શેત્રુંજો તેવો ી. તે તો તદ્દન સુકો છે. ઉપર બીલકુલ ઝાડનું નામ મળે નહિ. ણીનાં ઝરણ પણ નથી. શેત્રુંજા ઉપર જૈન લોકનાં દહેરાં બહુ સારાં છે; ણ મને ગિરનાર વધારે ગમે છે. રમેશ, હું કોલેજમાં ભણતો હતો, ારે એક વાર ગિરનાર પર ગયો હતો, અને ત્યાં બે દિવસ રહ્યો હતો. હુ રળિઆમણી જગા છે.

« વારું, આબુ ઉપરનાં જૈન દહેરાંની વાત કરી હજી બાકી રહી. એ દહેરાં માણસની બનાવેલી કારીગીરીના ઉત્તમ નમુના છે. તેમા બે બહુ જોવા લાયક છે. એક વિમળશાહનું દહેરું છે, અને બીજું વસ્તુપાળ-તેજ-પાળનું છે. તે બેઉમાં આરસપહાણની એવી સરસ ઝીણી બારીક નકશી છે, કે તે જોઈને આપણે તે બનાવનાર કારીગરનાં ખૂબ વખાણ કરીએ. ઉપર છતમાં તથા થાંભલાઓ પર એવી સરસ કોતરણી કરી છે કે અમને તે જોતા ત્રણ કલાક થયા. તોપણ અમે પુરેપુરા ધરાયા નહિ, તેથી અમે બીજે દહાડે પણ દહેરાં જોવા ગયા.

« આ દહેરાં વિષે એમ કહેવાય છે, કે કોતરણી કરનાર કારીગરને રોજ સાંઝે જેટલી પત્થરની ભૂકી તેણે પાડી હોય તેટલું રૂપું આપવામાં આવતું હતું. તેથી કરીને વધારે રૂપું લેવા સારૂ તે લોકો વધારે ઝીણી નકશી કરતા હતા.

« રમેશ, આ દહેરાંના એક ભાગને હાથીખાનું કહે છે. તેમાં આર-સના બનાવેલા સુંવાળા ને રૂપાળા પુષ્કળ હાથી છે. હું તો તે પર બેસ-વાજ મેડી જાય.

« આ ઉપરાત, આપણે અહીં નદી પાર બંગલા છે તેવા ઘણ બંગલા આબુ ઉપર છે. પૈસાદાર લોકો ઉનાળામાં આબુ ઉપર હવા ખા જાય છે, ત્યારે તે બંગલા ભાડે રાખી તેમાં રહે છે. આપણે ત્યાં, રમે ઉનાળામા કેટલો બધો તાપ લાગે છે! પણ આબુ ઉપર તો જરાએ લાગતો નથી ત્યાંની હવા ઠંડી છે, અને તેથી તાપની ઋતુમા ત્યાં નારની તબીઅત સુધરે છે.

« વળી, ત્યા આસપાસના રાજા મહારાજાઓએ પોતાના બંગલા બાંધેલા છે. તેમાં તેઓ ત્યાં આવે ત્યારે રહે છે. એ બંગલા

સુન્દર છે. સાહેબ લોકોને માટે ત્યાં એક મોંઘી વીશી છે. તેને રજપુતાના હોટેલ કહે છે. ત્યાં રહેવાનું ખરચ ભારે હોય છે. આપણા જેવા સાધારણ લોકને માટે પણ સગવડ છે. ત્યાં નખી સરોવરને કાંઠે એક રઘુનાથદાસજી મહારાજનું મન્દિર છે. ત્યાં ઓરડીઓ બાંધેલી છે. તેમાં આપણે રહી શકીએ."

"ત્યારે, મોટાભાઈ, આવતા ઉનાળામાં આપણે આબુ જવાનું નક્કી કે નહિ?"

"હા, રમેશ, નક્કી જેવુંજ ઘણું કરીને વૈશાખ ઉતરતાં કે જેઠ એમનાં આપણે ત્યાં જઈશું, અને પદરેક દિવસ તો જરૂર રહીશું."

"વાહ, વાહ, ત્યારે તો આણુતી સહેલ થવાની આજે બહુ ગમત પડી, હો, મોટાભાઈ!"

"ચાનો હવે સૂઈ જઈએ."

## ગ્રન્થાવલોકન.

**સૃષ્ટિની ઉત્પત્તિ** ભાષાન્તર કરનાર, રા કલ્યાણરાય ન જોશી, બી. એ. કિંમત ચૌદ આના

આ પુસ્તક રોબર્ટ મેકમિલનના 'ઓરિજીન ઓફ ધી વર્લ્ડ' નામની ચોપડીનો અનુવાદ છે. ત્રણસેં બસો વર્ષ પૂર્વેની યુરોપના દેશોની સ્થિતિ તપાસતાં મરજ માલમ પડી આવે છે કે તે વખતમાં ગ્રીક અને લેટિન ભાષા ઉપર લોકોનો એટલો મોહ હતો કે વિજ્ઞાનશાસ્ત્રનું ક્ષેત્ર બહુજ થોડું ખેડાતું અને શરીરશાસ્ત્ર, આ પૃથ્વી પરના ચેતન અને જડ પદાર્થો, આકાશી દ્રવ્યો, અને સૃષ્ટિની ઉત્પત્તિ વિગેરે અભ્યાસના અભાવે લોકો બહુધા અંધારામાંજ રહેતા તેવાજ પ્રકારનો અવકાશ કેટલેક અંશે હજી આપણા લોકોમાં ફેલાયેલો છે અને તે દૂર કરવાને માટે આવા અને બીજા વિજ્ઞાનના પુસ્તકોની બહુ જરૂર છે વિજ્ઞાનશાસ્ત્રનો જેમ ફેલાવો વધારે થશે તેમ આપણામાંના ઘણા હાનિકારક વહેમો અને રિવાજો નાબુદ થશે, અને હુન્નર ઉદ્યોગને માટે દૃષ્ટિમર્યાદા જે અત્યારે ઘણી સંકુચિત છે તે વિશાળ થશે. આજે પાશ્ચાત્ય દેશો આપણા દેશ કરતાં સુધારા વધારામાં, કળા હુન્નરમાં, જુદી જુદી શોધોમાં આગળ વધેલા છે તેનું એક સબળ કારણ ત્યાંના લોકોએ વિજ્ઞાનશાસ્ત્રના પ્રદેશમાં ઉંડા ઉતર્યા તેજ છે.

કેળવણીખાતાની જાહેર ખબરો.

૦-૨-૦ ને બદલે વધારી ૦-૨-૬ કરવાની મંજુરી આપવામાં છે. વળી ધ્યાનમાં રાખવું કે આ કિંમત નવી આવત્તિને અંગેજ રવાની મજુરી આપવામાં આવી છે.

---

એ. ઇ. સાહેબના તા. ૨૪-૧-૧૯ ના હુકમ નં. ૧૩૧૯૨ થી ઉત્તર વિભાગની પ્રાથમિક શાળાઓમાં હસ્તકળા શિક્ષણ (સ્લોઈડ)નો નીચે મુજબ અભ્યાસક્રમ મંજુર થયો છે,

## કરણીય ભાગ.

### ધોરણ ૪ થું.

(પછીના નમુના માટે શરૂઆતનું પગથીઉં.)

૧. પાકીટ.
૨ ભીતે ટાંગવાનું પાકીટ (પરેલા આકારમાંથી તૈયાર થતું.)
૩. ચિત્ર મુકવાનું ચોકઠું. ( " " )
૪. ફરકડી.
૫. કાતર રાખવાની કોથલી.
૬. ખુમચો. (ચોરસ આકારવાળો.)
૭. ચોપડીનું પણુ દર્શાવનાર (ખૂણીઉં.)
૮. ટોપલી.
૯. પેન્સીલ રાખવાનું ખોખું.

### ધોરણ ૫ મું.

૧. ઢાંકણાવાળી પેટી. (વધારાના નમુના તરીકે વિદ્યાર્થીએ એક ગોળ પણ બનાવવી. મિઠાઈ અગર કંઈ ખાવાની વસ્તુ નિશાળમાં લાવવા વપરાય છે તેવી.)
૨. ચોપડીનું પુઠું. (ઉપર કાગળો ઉમેરીને ગજવામાં રાખવા લાયક ડાયરી બુક.)
૩. હાથાવાળી ટોપલી.
૪. રિકિટ રાખવાનું પાકીટ.
૫. ત્રિકોણાકાર ટોપલી.
૬. કામના કાગળો મુકવાનું પાકીટ.
૭. દોરા વીંટવાનું પતું. (વધારાના નમુના તરીકે છેડે ચોડેલ ગોળ જાડા પુંઠના કકડાવાળી એક ફરકી; બજારમાં મળે છે તેને મળતી.)

૮. પેન્સીનને ઘસી અણીદાર બનાવવાનું કાચપેપરવાળું પતુ.
૯. સોયો રાખવાનુ પાકીટ.
૧૦. રૂમાલ રાખવાની પેટી. (સળંગ ઢાકણાવાળી ચોરસ પેટી.)

ધોરણ છઠું.

૧. છાજલી (સામાન્ય ઉપયોગમાં વપરાતી પુઠાના ટેકાવાળી. બે ત્રણજણા ભેગા મળીને પણ કરે.)
૨. કાર્ડ રાખવાનું પાકીટ.
૩. નોટપેપર મુકવાનું ચોરસ પાકીટ
૪. કાગળની કોથળી,
૫ ઓફિસોમા વપરાતુ પાકીટ

(૨–૫:) એક સાધારણ પેટી, તેને મળતા ઢાંકણાવાળી, છોકરાઓ વાપર છે તે. વિદ્યાર્થી પાસે ઘેરથી તૈયાર કરાવવી.

૬. છબી મૂકવાનું ચોકઠું. (અંદરનો ભાગ ચોરસ કાપેલો.)
૭. ભીંતે ટાંગવાનું પાકીટ.
૮. ટીતપતી કે પિન મૂકવાની પેટી (લબચોરસ)
૯. ચાયની પેટી
૧૦. કાંસકી રાખવાની કોથળી. (એક બાજુએ કાપાવાળી સારી જાતની)

ધોરણ ૭ મું.

૧. કાર્ડ રાખવાની ભીંતે ટાંગવાની કોથળી.
૨. ખૂમચો. (ષટ્કોણ આકારનો)
૩. ટાંકણી મૂકવાનો ઘર.
૪. કુચડો મૂકવાનું ભીંતે ટાંગવાનું ખોખુ.
૫. માપના આંકા પાડ્યા હોય એવી ફુટપટી.
૬. ટેબલ ઉપર રાખવાનુ કેલેન્ડર.
૭. ચિત્ર મૂકવાનું ચોકઠુ. (અંદરનો ભાગ ગોળ કાપેલો.)
૮. પટીણુ થાય તેવુ પાકીટ.
૧૧. બેન્કનો નમુનો. (ઓફિસ.)

સૂચના—શરૂઆતમાં સાધનો સાથે ઓળખાણ કરાવવાના હેતુથી કાગળમાંથી જુદી જુદી આકૃતિ કાપવાનો મહાવરો કરાવવો. દાખલાતરીકે ત્રિકોણ, ચોરસ, દરવાજો વગેરે.

( ઉ. ભા. ના મે. એ. ઇ. સાહેબના તા૦ ૧૮-૨-૧૯ ના હુકમ નં. ૧૩૩૫૬ ઉપરથી.)

## જાહેર ખબર.

૧. આથી ખબર આપવામાં આવે છે કે વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા ઉત્તર વિભાગમાં નીચે જણાવેલે સ્થળે તા. ૧૦ મી એપ્રિલ ૧૯૧૯ ને ગુરુવાર તથા તે પછીના દિવસોએ લેવામાં આવશે.

| | |
|---|---|
| અમદાવાદ. | ભરૂચ. |
| નડિઆદ. | સુરત. |
| ગોધરા. | થાણા. |

૨. તા. ૨૪ મી જૂન ૧૯૧૫ ના મુંબાઈ સરકારી ગેઝેટ ભાગ ૧ લામાં ૧૬૧૧થી ૧૬૨૪ સુધીના પાનામાં પ્રસિદ્ધ કરેલા તથા તા. ૨૧-૧૨-૧૮ ના સરકારી ઠરાવ નં. ૭૪૩૮ મુજબ સુધારેલા અને તા. ૨૬-૧૨-૧૮ ના મુંબાઇ સરકારી ગેઝેટ ભાગ પહેલાના પાને ૨૪૬૪ મે છાપેલા નિયમો પ્રમાણે પરીક્ષા લેવામાં આવશે. તા. ૧૦ મી સપ્ટેંબર ૧૯૧૨ ના કેળવણી ખાતાના નં. ૨૭૧૨ ના સરકારી ઠરાવ પ્રમાણે જે ઉમેદવારોની ઇચ્છા હશે તેમની પરીક્ષા બધા વિષયમાં ઉર્દુ ભાષાદ્વારા લેવામાં આવશે

૩. જે મધ્યસ્થળપરીક્ષામાં બેસવા ઇચ્છતા હોય ત્યાંના પ્રેસિડન્ટને ઉમેદવારોએ તા. ૧લી મે ૧૯૧૯ અથવા તે પહેલાં પોતાની અરજી મોકલી આપવી જોઇએ. તે તારીખ પછી કોઈપણ અરજી સ્વીકારવામાં આવશે નહિ.

૪. પરીક્ષાના પ્રથમ દિવસે પરીક્ષાની ફી પ્રેસિડન્ટ તરફી ઉઘરાવવામાં આવશે.

૫. તા. ૨૧ થી માર્ચ ૧૯૧૮ ના મુંબાઇ સરકારી ગેઝેટ ભાગ બીજાના ૪૯૨ મે પાને મુકરર કરેલી ચોપડીઓ સંબંધી ખબર આપવામાં આવેલી છે

૬. થાણા મધ્ય સ્થળે બેસનાર ઉમેદવારોએ તા ૨૮-૨-૧૮ ના મુંબાઇ સરકારી ગેઝેટ ભાગ બીજાના ૬૭૦ મે પાને મધ્ય વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ તરફથી નીકળેલી જાહેરખબર જોવી.

૭. જે ઉમેદવારોએ તા. ૧લી એપ્રિલ ૧૯૧૯ ના રોજ ૧૫ વર્ષ પુરાં કર્યાં હશે તેઓજ પરીક્ષામાં બેસવાલાયક ગણાશે.

અમદાવાદ. તા. ૨૪-૧-૧૯૧૯ સહી. ડી. એસ. સાવરકર. એ. ઇ. ઉ. ભાગ.

(ઉ. ભા. ના મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ઓફિસ.)

# गुजरात शाळापत्र.

પુસ્તક ૫૮ મું. એપ્રિલ સને ૧૯૧૯. અંક ૪ થો.


## મુંબઈ સરકારનો કેળવણીખાતાનો સને ૧૯૧૭–૧૮નો રિપોર્ટ.

મહેરબાન ડિરેક્ટર સાહેબે સને ૧૯૧૭–૧૮ નો રિપોર્ટ મુંબઈ સરકારને રજુ કરેલો તે ઉપર નીચે મુજબ સરકારી ઠરાવ પ્રસિદ્ધ થયો છે.

સાલ મજકુરમાં એકંદર મુંબઈ ઇલાકામાં કેળવણીને લગતી સરકારી તથા ખાનગી સંસ્થાઓ ૭૦૦ નવી સ્થપાઈ છે. ગુજરાતના કેટલાક ભાગમાં પ્લેગના ઉપદ્રવને લીધે વિદ્યાર્થીની સંખ્યાની હાજરીમાં તથા સંખ્યામાં અગાઉના બે વર્ષ કરતાં ઘટાડો માલમ પડે છે. લડાઈનું ચોથું વર્ષ ચાલતું હોવાથી કેળવણીખાતાને લગતી નાણાંની બાબતમાં પુષ્કળ કરકસર કરવાની જરૂર પડી છે, છતાં સરકારે કેટલાક નવા ખર્ચ પાડ્યા છે. કુલ ખર્ચમાં ૮½ લાખ રૂપીઆનો વધારો કરવામાં આવ્યો છે. વળી સરકારે બક્ષેલા ૨½ લાખ રૂપીઆ ટ્રેન્ડ તથા અનટ્રેન્ડ શિક્ષકોના પગાર વધારવામાં ખર્ચાયા છે. ઇલાકાને લગતું કુલ ખર્ચ રૂ. ૭૯½ લાખનું છે, જેમાંનું રૂ. ૩૬½ લાખ પ્રાથમિક શાળાને અંગે થયું છે. આથી સહજ જણાશે કે મુંબઈ સરકારે પ્રાથમિક શાળાના શિક્ષકો તથા શાળાઓની સ્થિતિ સુધારવા જોઈતું લક્ષ દીધું છે.

ઉચ્ચતર કેળવણી તથા માધ્યમિક કેળવણી સબંધી સરકારે શા સુધારા કર્યા છે તથા કરવા ઇચ્છે છે તે સબંધી કેટલીક હકીકત આપ્યા બાદ પ્રાથમિક કેળવણી જે ખાસ અગત્યનો સવાલ મનાય છે તે વિષે નીચે મુજબ હકીકત આપી છે.

**પ્રાથમિક કેળવણી.** આ ખાતે વાર્ષિક ખર્ચમાં રૂ. બે લાખની ગ્રાન્ટનો ઉપયોગ કરવામાં આવ્યો છે. આને પરિણામે શાળાઓની સંખ્યામાં ૭૦૦ નો વધારો થયો છે. ૯૭ કેટલાક ગામ એવાં છે કે જ્યાં શાળાઓ ઉઘાડી શકાઈ નથી.

આથી શરૂઆતમાં સરકાર ૧૦૦૦ ની વસ્તીવાળા ગામ દીઠ એક નિશાળ ખોલવા ઇચ્છે છે. આગળ જતાં ૫૦૦ માણસની વસ્તી દીઠ એક નિશાળ કાઢવાની યોજના અમલમાં મૂકશે. અનટ્રેન્ડ શિક્ષકનો પગાર રૂા. ૯) થી વધારી રૂા. ૧૦) કર્યો છે અને અનટ્રેન્ડ હેડમાસ્તરનો રૂા. ૧૧) ને બદલે રૂા. ૧૨) થયો છે. મોંઘવારી ભથ્થું આપવાથી દરેકનો અનુક્રમે રૂા. ૧૨) તથા રૂા. ૧૫ પગાર થયો છે, જેને પરિણામે કુલ ખર્ચ રૂા. ૪૨ લાખ થયું છે. હાલની મોંઘવારી જોતાં આ શિક્ષકોને પુરતો પગાર મળતા જોઈએ. એ વાત સરકાર સ્વીકારે છે, છતાં ટ્રેન્ડ શિક્ષકો મળતા હોય તો અનટ્રેન્ડ રાખવા પોતે નારાજ છે. આથી ઇલાકાના દરેક જિલ્લામાં એક ટ્રેનિંગ સ્કૂલ સ્થાપવાનો ઇરાદો છે. આથી દરેક જિલ્લામાં અનટ્રેન્ડ શિક્ષકોને બદલે એક વર્ષની ટ્રેનિંગવાળા શિક્ષકોને નીમી શકાશે. ચાલુ વર્ષમાં ઓ. મિ. પટેલનું બીલ પસાર થવાથી મ્યુનિસિપલ સ્કૂલોમાં મફત તથા ફરજીઆત કેળવણી દાખલ થશે. કેટલીક મ્યુનિસિપાલિટિઓએ આ યોજના સ્વીકારી છે અને વધારે વેરા નાખી ખર્ચને પહોંચી વળવા ઇચ્છે છે.

**સ્ત્રી કેળવણી.** છોકરીઓ વધારે સંખ્યામાં ભણી શકે એ હેતુથી વધારે સરળતા કરવા સરકાર આવતા (૧૯૧૯-૨૦) ના વર્ષમાં જુદી નિશાળો કાઢી અગર છોકરાઓની નિશાળમાં છોકરીઓને લગતા ખાસ વર્ગ ઉઘાડી સગવડ કરી આપવા ધારે છે.

**મુસલમાનોની કેળવણી.** મુસલમાનોમા કેળવણી લેનારની સંખ્યામાં વધારો થતો જાય છે નિશાળોમાં શિક્ષણ ઉર્દુદ્વારા આપવું કે નહિ તે લગતો અગત્યના પ્રશ્નનો નિર્ણય આ વર્ષમાં થયો છે દરેક સ્થળે મુસલમાન વિદ્યાર્થીને પોતાની ઇચ્છા મુજબ પ્રાંતની ભાષાદ્વારા અગર ઉર્દુદ્વારા શિક્ષણ લેવાની છૂટ મળી છે. જે વિદ્યાર્થી ઉર્દુદ્વારા શીખે તેમને પોતાના વિભાગની બોલાતી ભાષા બીજી ભાષા તરીકે શીખવી પડશે જ્યાં વિદ્યાર્થી ઉર્દુ શીખતા ન હોય ત્યાં ઉર્દુને બીજી ભાષા ગણી લેવી. આ યોજના ઇલાકાના બધે મુસલમાન ભાઈઓએ સ્વીકારી છે અને તેમને પસંદ પણ છે. બીજી અગત્યની બાબત એ છે કે સરકારે સિંધમાં ભણતા મુસલમાન વિદ્યાર્થીઓની કેળવણીનો વિસ્તાર કરવા એક લાખ રૂપીઆ મંજુર કર્યા

આ ગ્રાન્ટમાંનો કેટલોક ભાગ લાયક વિદ્યાર્થીઓને સ્કોલરશિપ આપવામાં ખર્ચાશે અને તે સ્કોલરશિપ મિડલસ્કૂલમાં દાખલ થાય ત્યારથી તે આર્ટ્સ કોલેજનો અભ્યાસ પુરો કરતાં સુધી મળશે. આ પણ ઉત્તમ યોજના છે. ઉપરાંત તે ગ્રાન્ટનો બાકીનો ભાગ મુલ્લાની શાળાને કાયમ રાખવા સારૂ ખર્ચાશે, કેમકે સિંધમાં આ શાળાઓમાં ઘણા મુસલમાન વિદ્યાર્થીઓ ભણે છે, અને છેલ્લાં બે વર્ષમાં તેમની સંખ્યા ૮૦ ટકા વધી છે, અને હાજરી ૯૦ ટકાની થઈ છે.

છેવટે કેળવણીખાતાને લગતી વ્યવસ્થા વિષે તથા મિ૦ ફ્રેઝર (માધ્યમિક શિક્ષકોની ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપલ)ના અકાલ મૃત્યુ વિષે તથા મિ૦ રેનજે લડાઈમાં જવાથી નાદુરસ્ત તબીયતને લીધે વહેલા વાનપ્રસ્થ થયા તે બાબતનું તેમજ મિ૦ મેસીસ બર્ન્સ પેન્શન ઉપર જતા હોવાથી ખાતાને પડતી ખોટનું સૂચન કર્યું છે. હાલના ડિરેક્ટર સાહેબના એક વર્ષના અધિકાર દરમિયાન કેળવણી ખાતામાં પ્રાથમિક શાળાઓ તેમજ શિક્ષકવર્ગના પગારમા વધારો વગેરે બાબતને લગતા થએલા સુધારાનું સૂચન કરી તેમનો આભાર સરકારે માન્યો છે.

---

## લડાઈની મુખ્ય હકીકત.

(ગયા અંકથી ચાલુ.)

(રા. રા. હરરાય અમુલખરાય દેસાઈ બી. એ.)

ઇટાલિનું સ્વતંત્ર રાજ્ય જર્મનિ અને ઓસ્ટ્રિઆ સાથે કોલકરારથી બંધાએલું હતું તેમજ તેને ભૂતકાળમાં ઇંગ્લાંડે ઘણી મદદ કરેલી; તેથી આ લડાઈમાં કોના પક્ષમાં તેણે ઉતરવું એ સવાલ તેના રાજદ્વારી પુરુષોને મુંઝવી નાખતો હતો. ઇટાલિનો કેટલોક ભાગ ઓસ્ટ્રિઆના કબજામાં હતો તે તેણે આ વખતે કોલકરાર પ્રમાણે માગ્યો; જે આપવા ઓસ્ટ્રિઆ કંઇ-પણ વિચાર કરતું હતું. ઇટાલિના રાજદ્વારી પુરુષોમાં મતભેદ હતો. જર્મનિ અને ઓસ્ટ્રિઆના એલચીઓ દેશમાં ખટપટ ઊભી કરવા ભારે પ્રયત્ન કરી રહ્યા હતા, પણ ઇટાલિની પ્રજા બેલ્જીયમમાં વર્તાવેલા ત્રાસથી ઉશ્કેરાઈ જર્મનિ અને ઓસ્ટ્રિઆ તરફ તો નજ જવું એવો વિચાર કરવા લાગી. આ અરસામાં જર્મનિના દરીઆઈ સરદારોએ સબમરીન એટલે પાણીમાં ડૂબીને

ફ્રાન્સમાં આગળ વધી શકાયું નહિ, અને મેળવેલી જીત પણ તેને છોડવાની જરૂર પડવા લાગી ત્યારે તેણે ઝેરી વાયુ બનાવી તે મિત્રરાજ્યોનાં લશ્કર પર છોડયો. આપણા લશ્કરો તરફ પવન વાતો હતો તેથી આ ઝેરની અસરથી કેટલાક માણસો ગુંગળાઈ ગયા. હિંમતથી કામ થયું નહિ ત્યારે લુચ્ચાઈ, દગલબાજી અને તે ઉપરાંત આવીનીચ યુક્તિથી કામ લેવા માંડયું. પણ આપણા રસાયણશાસ્ત્રીઓએ થોડીજ વારમાં તે ઝેરની અસર ન થાય એવી યુક્તિ ખોળી કાઢી, અને ત્યાર પછી આપણા લશ્કરને આમ ઝેરથી મારવામાં જર્મનો ફાવતા નથી. પછીથી સળગી ઉઠે એવા પ્રવાહીઓ તેણે છોડવા માંડયા. આમ કર્યાં છતાં પણ તે ફાવ્યો નહિ. વર્દૂનના કિલ્લા પર તેણે ચાર માસ મારો ચલાવ્યો, પણ ત્યાંના ફ્રેંચ લશ્કરે તેમને આખરે પાછા હઠાવી કાઢયા, અને બીજી તરફ સોમ નદી પર આપણા લશ્કરે તેમને હઠાવી કહાડયા. ઇંગ્લાંડનાં કારખાનાંમાં ત્યાંનાં બૈરાંઓ અને મરદોએ સખત કામ કરી તોપો અને ગોળાઓનો ડુંગર ચાળી દીધો હતો. આ તોપો અને ગોળાઓ રાત દિવસ આપણા લશ્કરે છોડયા અને પાંચ માસની સખત લડાઈ પછી જર્મનો પાછા પડયા. તેમના ૩૮૦૦૦ માણસો કેદ પકડાયા અને લાખોનો ઘાણ નીકળી ગયો. આપણા અને આપણા મિત્રોના પણ ઘણાં માણસો મુઆં. બન્ને પક્ષમાં લગભગ ૧૫ લાખ માણસો ઘવાયાં અને પડયાં. આ લડાઈમાં આસપાસની જમીન પરનાં ઘરો, ઝાડો વગેરે તૂટી પડી ગયાં, અને બધે વેરાન જેવુ થઈ ગયુ.

જયારે આપણાં અને ફ્રેંચોનાં લશ્કરો ફ્રાન્સમાં જર્મનોને પાછાં હઠાવતાં હતાં, ઈટાલિની ઉત્તરે અને પૂર્વે ઈટાલિનો મારો ચાલી રહ્યો હતો. મેસોપોટામીઆમાં આપણું લશ્કર તુર્કોને પાછું પાડતું હતું, અને આપણા કાફલાએ જર્મનિના કાફલાને તેનાં બંદરોમાં ગોંધી રાખ્યો હતો ત્યારે વળી એક અણધારી આફત આવી રશિઆમાં ભંગાણ પડયુ; ત્યાં બળવો જાગ્યો. શહેનશાહ પદભ્રષ્ટ થયા, અને પ્રજાસત્તાક રાજ્ય જાહેર થયું. વળી ત્યાં બે તડ પડયાં. એક પક્ષ જર્મનિ સાથે સલાહ કરવાની તરફેણ કરતો હતો, અને બીજો પક્ષ લડાઈ ચાલુ રાખવાની તરફેણમાં હતો. રશિઆની અંદર ત્યારબાદ શા બનાવો બન્યા એ પાછળથી જણાવીશ. પહેલાં જર્મનિનાં સંસ્થાનોની વાત કરીએ. (અપૂર્ણ.)

## આંકના કોઠા.

( લેખક. મિ. રતનજી પુરુષોત્તમ અનડા: હેડ માસ્તર જનાના મિશન ટ્રે. કાલેજ અમદાવાદ. )

આપણી સ્કૂલોમાં હાલ નીચેના આંકના કોઠા ચાલે છે. એકુથી ત્રીસ એકા સુધી; અડધાં, પાયાં, દોઢાં, અઢીઆં, પોણા ને સવાયાં. આ કોઠા વસ્તુની મદદથી બચ્ચાંના મગજમાં ઉતારવા, ને ત્યાર બાદ મોઢે કરાવવા એવી હાલના શિક્ષણની પ્રણાલિકા છે; તેથી તે સંબંધે લખેલી હકીકત અસ્થાને નહિ ગણાય. આંકના કોઠા તપાસતાં એકુથી દાન તથા અડધા, પાયાં વગેરેની રચના એક તરેહની છે, પરંતુ અગિઆર એકાથી વીસ એકા સુધીની રચના બીજી તરેહની છે એટલે કે પહેલાની રચનામાં ફરી ફરી આવનાર અંક વચ્ચે આવે છે ને બીજાની રચનામાં ફરી ફરી આવનાર અંક પહેલો આવે છે. આમ હોવાથી તેમને શીખવવાની રચના પણ જુદી જુદી થવી જોઈએ એ સ્વાભાવિક છે. પરંતુ ઘણે સ્થળે તમામ કોઠા એકજ પદ્ધતિથી શીખવાતા જણાય છે; તેથી જુદી રચના વિષે યોગ્ય ઉલ્લેખ કરવા ધારું છુ. હાલ આંકના કોઠા નીચે મુજબ શીખવાય છે. ધારો કે દુનો પાડો શીખવવો છે તો પ્રથમ આપણે બે વસ્તુની એક ઢગલી કરી બચ્ચાના મગજ પર ઉતારીએ છીએ કે બેનો સમૂહ તે દુ. એટલે એક વાર દુ લેતાં બે ( દુ ) થાય છે;

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| તેથી | ૧ | ૨ | ૨ | ૦૦ | | | એકવાર દુ લેતાં બે થાય. |
| | ૨ | ૨ | ૪ | ૦૦ | ૦૦ | | બેવાર દુ લેતાં ચાર થાય. |
| | ૩ | ૨ | ૬ | ૦૦ | ૦૦ | ૦૦ | ત્રણવાર દુ લેતાં છ થાય. |
| | ૪ | ૨ | ૮ | ૦૦ | ૦૦ | ૦૦ | ૦૦ વગેરે. |

ઉપરની રીતે બીજા બધા કોઠા શીખવવામાં આવે છે, ને તે યુક્ત છે. હવે અગિઆરનો પાડો શીખવવો હોય તો તે પણ નીચેની રીતે શીખવાય છે.

૦૦૦૦૦૦૦૦૦૦૦ ૧૧ ૧ ૧૧ અગિઆર એકવાર લેતાં અગિઆર થાય.

૦૦૦૦૦૦૦૦૦૦૦ ૦૦૦૦૦૦૦૦૦૦૦ ૧૧ ૨ ૨૨ અગિઆર બેવાર લેતાં બાવીસ થાય.

૦૦૦૦૦૦૦૦૦૦૦ ૦૦૦૦૦૦૦૦૦૦૦ ૦૦૦૦૦૦૦૦૦૦૦ અગીઆર ત્રણવાર લેતાં તેત્રીસ થાય વગેરે.

આંકના કોઠા ગુણાકારજ છે તેથી ઉપરની રીતે અગિઆરનો પાડો શીખવતાં સામાન્ય દષ્ટિમાં દોષ જણાતો નથી, તેમજ પરિણામમાં કંઈ ફેર પડતો નથી. એ રીતમાં બહુ વાંધો લેવાતો નથી, પરંતુ ઝીણો વિચાર કરતાં તે રીત સિવાય એક બીજી રીત માલમ પડે છે. બાળકો દાન સુધી શીખે છે ત્યાં સુધી તેમને એમ બતાવવામાં આવે છે કે વસ્તુનો સમૂહ દર્શાવનાર અંક વચ્ચે આવે છે ને જેટલી વાર લેવાય છે તે દર્શાવનાર અંક પ્રથમ આવે છે, પણ ઉપરની રીતે અગિઆરનો પાડો શીખવતાં તે પદ્ધતિ ફેરવવી પડે છે, ને બતાવવું પડે છે કે વસ્તુનો સમૂહ બતાવનાર અંક પ્રથમ આવે છે ને જેટલી વાર લઈએ તે બતાવનાર અંક વચ્ચે આવે છે. બચ્ચાના મગજમાં આવો ફેરફાર મૂકવો પડે છે તેનો સબબ માત્ર શીખવવાની પદ્ધતિમાંજ ફેર છે, નહિ તો કોઈ કોઠામાં તેવો ફેરફાર કરવો પડશે નહિ. એ નીચેની રીતે તે પાડો શીખવતાં બરાબર સમજાશે.

ધારો કે અગિઆરનો પાડો શીખવવો છે.

० ० ० ० ० ० ० ० ० ० ० ૧૧ ૧ ૧૧. અગિઆર વાર એકું લેતાં અગિઆર થાય.

०० ०० ०० ०० ०० ०० ०० ०० ०० ०० ०० ૧૧ ૨ ૨૨. અગિઆર વાર દુ લેતાં બાવીશ થાય.

००० ००० ००० ००० ००० ००० ००० ००० ००० ००० ००० ૧૧ ૩ ૩૩. અગિઆર વાર તેરી લેતાં તેત્રીશ થાય વગેરે.

આ રીતે ત્રીસ સુધી શીખવતાં ઉચ્ચાર મુજબ વસ્તુની મદદ લીધી કહેવાય. પહેલી રીત મુજબ શીખવતાં નીચે મુજબ ગોઠવણ ને ઉચ્ચાર થાય.

૧ ૧૧ ૧૧ એક અગિઆરી અગિઆર.
૨ ૧૧ ૨૨ બે અગિઆરી બાવીશ.
૩ ૧૧ ૩૩ ત્રણ અગિઆરી તેત્રીશ.

પરંતુ આપણે તેમ ગોઠવતા કે બોલતા નથી માટે વપરાતી ગોઠવણ ને ઉચ્ચાર મુજબ બીજી રીત સાધિયો વાપરવાં તે રસ્તો વધારે સારો છે.

## વિગ્રહને લીધે પ્રસિદ્ધિમાં આવેલાં ભવિષ્યમાં યાદ રાખવા લાયક સ્થળો.

(રા. બી. કે. પટવા. બી. એ. એસ. ટી. સી. ડી.)

### ફ્રાન્સ.

**બોર્ડો**—નૈર્ઋત્યમાં ગારો નદીપર શહેર. ૧૯૧૪ ના સપ્ટેમ્બરમાં લડાઈની શરૂઆતના વખતે જ્યારે પારિસ તરફ જર્મનો ધસી આવતા હતા ત્યારે સલામતી ખાતર થોડો વખત ફ્રાન્સની સરકાર પારિસથી બદલીને રાજધાની અત્રે લાવી હતી.

**માર્ન**—પારિસની ઉતરે સીન નદીને મળનારી નદી. આ નદીના વિભાગમાં ૧૯૧૪ ના સપ્ટેમ્બરના પાછલા ભાગમાં પહેલી મોટી ખુનખાર લડાઈ થઈ હતી. સાત દિવસના સતત યુદ્ધ પછી મિત્રરાજ્યોએ જર્મનિને સખત હાર આપી પાછા નાસવાની ફરજ પાડી હતી, અને પારિસ ભયમાંથી મુક્ત થયું હતું.

**એઇન**—માર્નના યુદ્ધ પછી આ નદીની ખીણમાં ચાર વરસ સુધી મિત્ર રાજ્યો અને દુશ્મનોનાં લશ્કરો ખાઈઓ ખોદી બચાવનાં મોટાં બાંધકામ કરી પડાવ નાખી રહ્યાં હતાં અને વારંવાર સખત યુદ્ધ થતાં હતાં. છેવટ ૧૯૧૮ના સપ્ટેમ્બરમાં દુશ્મનોને અત્રેથી પાછા ભાગવું પડ્યું છે.

**વર્ડૂન**—ફ્રાન્સના ઈશાન કોણમાં ઐતિહાસિક કિલ્લો છે. તેને ઘેરો ઘાલી તે સર કરવા અને પારિસ તરફ જવાનો રસ્તો ખુલ્લો કરવા માટે ૧૯૧૭માં જર્મનોએ ૭ માસ પ્રયત્ન કર્યો હતો, પણ ફ્રેન્ચ જનરલ પેટેને તેનો બહાદુરીથી બચાવ કરવાથી જર્મનોને તેમાં નિષ્ફળતા મળી હતી.

**માર્સેલ્સ**—દક્ષિણ ભૂમધ્ય સમુદ્ર ઉપર પ્રખ્યાત બંદર. હિંદ સાથેના વહેવારનું મુખ્ય મથક. હિંદી લશ્કર હમેશાં આ બંદરે ઉતરી થોડો વખત આરામ લઈ, લડાઈ સંબંધી માહીતી મેળવી પછી રણક્ષેત્ર તરફ કૂચ કરતું હતું.

**કેલે**—ઈંગ્લિશ ચેનલ ઉપર, ઇંગ્લાંડના કિનારાથી નજીકમાં નજીક ઇંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચેના વહેવારનું મુખ્ય બંદર. આ મથક તરફ આવવા અને તે હાથ કરવા જર્મનોએ ઘણા પ્રયત્નો ચાર વર્ષ સુધી કર્યા,

પણ તે સર્વે નિષ્ફળ ગયા. ઇંગ્લિશ ચેનલમાં થઈ ને ચાલતો ઇંગ્લાંડનો વહેવાર તોડી નાખી ઇગ્લાંડને મહાત કરવાનો જર્મનિનો મુખ્ય ઉદ્દેશ હતો. કૈસરે સર કરવા ધારેલાં ત્રણ મથકો ( પારિસ કૅલે, વૉર્સો ) માંનું એક.

નોવાશીપેલ—ફ્રાન્સની ઉત્તરે ગઢ છે. ૧૯૧૬ના માર્ચમાં અત્રે બ્રિટિશ લશ્કરે જર્મનોને સખત હાર આપી હતી. આખી બોઅર યુદ્ધમાં ત્રણ વરસમાં વપરાઈ હતી તેટલી લશ્કરી સામગ્રી અત્રે બે દિવસમાં ખપી ગઈ હતી; એટલું ભયંકર યુદ્ધ થયું હતું.

સોમ—બેલ્જ્યમની સરહદ તરફ નદી. પશ્ચિમ રણભૂમિનો દરીઆ કિનારાથી આ નદીની ખીણ સુધીનો વિભાગ સાચવવાનું બ્રિટિશ લશ્કરે માથે લીધું હતું. આ પ્રદેશમાં જર્મનોએ ઘણાં મજબુત બચાવનાં કામ પ્રખ્યાત હિન્ડબર્ગલાઇન ( બાપોં, પેરોન, કેમ્બ્રોય, સેન્ટકવેન્ટીન) બાંધી આખા ભાગપર પણી મજબુત કિલ્લેબંધી કરી હતી, અને તેથી અત્રે ઘણીજ સખત લડાઈઓ થતી હતી. ૧૯૧૭માં અત્રે જર્મનોને બ્રિટિશ લશ્કરે માર્શલ હેગની સરદારી નીચે સખત હાર આપી. થીએપ્વાલ અને લોન્ગવીલ નામનાં કિલ્લેબંધી મથકો કબજે કર્યા હતાં. અને આ વિગ્રહની છેલ્લી ખુનખાર લડાઇ ૧૯૧૮ ના સપ્ટેમ્બરમાં અત્રેજ થઈ હતી જેને પરિણામે જર્મનોને પાછા નાશી પોતાની હાર કબુલ કરી સલાહની માગણી કરવી પડી હતી.

હેવરે—ફ્રાન્સની ઉત્તરે બંદર. આ શહેર, બેલ્જ્યમના રાજા આલ્બર્ટને ફ્રાન્સે કામ ચલાઉ લડાઈ દરમિઆન સોંપ્યું હતુ, તેથી બેલ્જ્યમની રાજધાની લડાઈ દરમિઆન ચાર વર્ષ અત્રે રાખવામાં આવી હતી.

વર્સેઇલ્સ—પારિસની પશ્ચિમે વીસ માઈલ દૂર શહેર છે. ફ્રાન્સના અત્રેના મોટા મોટા ઐતિહાસિક રાજમહેલમાં વિગ્રહ દરમિઆન મિત્રરાજ્યોની સંયુક્ત કૌન્સિલ લડાઈ સંબંધી ગોઠવણ કરવા મળતી હતી, અને ત્યાર પછી પણ મહાન સુલેહની પરિષદ્ અત્રેજ ફ્રાન્સના વડા પ્રધાન મો. કલેમનશોના પ્રમુખપદ નીચે મળી છે.

આ સિવાય લીજનો કિલ્લો, રીહમ્સનું ઐતિહાસિક દેવળ, બુલોન બંદર વિગેરે બીજાં પણ સ્થળો જાણીતાં થયાં છે. (અપૂર્ણ.)

## "નિદ્રા મહીં નહિ હતું તન ભાન જ્યારે."

(લેખક—રા. સાકરલાલ અમૃતલાલ દવે. બી. એ. એસ. ટી. સી. ડી.)

રા. રા. માધવચરામનું આ કાવ્ય પણ, સત્યના કાવ્યની પેઠે, સરળ, સુન્દર તથા સદ્વિચારવાળું છે. પ્રભાતમાં ઊઠી પ્રભુનું સ્મરણ તથા સ્તવન કરવાની બાળકને ટેવ પડે, તો તેનાં પરોક્ષ પરિણામે કરીને શાળાનું વાતાવરણ કેટલું બધું સુધરી જાય, અને નીતિના શુષ્ક પાઠો ધર્મિષ્ઠતાથી છવાઈ કેવા રસપૂર્ણ અને સુદઢ બને? પરંતુ જ્યાં આપણનેજ તેવી ટેવ ઘણે ભાગે નથી, ત્યાં 'પરોપદેશે પાંડિત્ય' કરવું વ્યર્થ છે. શિક્ષકોમાં, શાળાઓના અધિકારીઓમાં, ઘરમાં, બહાર, લગભગ સર્વત્ર અનીતિનાં નાનાં મોટાં આચરણ-આંખ આગળ તરવર્યા કરે છે, ત્યાં શાળાઓમાં નીતિના પાઠો આપવાનો દંભ કર્યે કોનું કલ્યાણ થવાનું છે તે તો પ્રભુ જાણે. પરંતુ અત્યારે તો પ્રભુની પ્રાર્થના કરી તેમાંથી વ્યક્ત થતા વિચારો વિષે વિવરણ કરવાનું કર્તવ્ય પ્રાપ્ત થયું છે.

કોઈ પણ કાવ્ય શિષ્યને યોગ્ય વૃત્તમાં કે રાગમાં ગાતાં ન આવડે તો તે કાવ્યની ખૂબી અર્ધ કરતાં વધારે નષ્ટ થાય છે એવો અનુભવ છે એટલે કાવ્યનું રહસ્ય શીખવતાં પહેલાં શિક્ષકની ફરજ છે કે તે કેમ ગવાય તે શીખવવું જોઈએ. પ્રસ્તુત કાવ્યનું વૃત્ત વસન્તતિલકા છે. એ વૃત્તમાં દરેક ચરણમાં ૧૪ સ્વર આવે છેઃ ત, ભ, જ, જ, એમ ચાર ગણ મળી ૧૨, અને છેલ્લા બે ગુરૂ સ્વર મળી ૧૪ થાય છે. તે આ પ્રમાણે સ્પષ્ટ સમજાવી શકાયઃ—

| ત | ભ | જ | જ | ગ ગ |
|---|---|---|---|---|
| – – ⌣ | – ⌣ ⌣ | ⌣ – ⌣ | ⌣ – ⌣ | – – |
| નિ દ્રા મ | હીં ન હિ | હ તું ત | ન ભા ન | જ્યા રે |

હવે મુદ્દાની વાત એ છે કે છેલ્લા બે સ્વર ગુરુ છે એ વાત ખરી, ગુરુ બોલવા જોઈએ એ પણ ખરું; પરંતુ આપણા ગુજરાતમાં ઘણે ઠેકાણે એ ગુરુ સ્વરને જોઈએ તેના કરતાં વધારે ગુરુ કરી લંબાવીને બોલવાનો રિવાજ જણાય છે; એટલે છેલ્લા બે સ્વર ગુરુ મટી જઈ પ્લુત થાય છે, અને તેથીજ કરીને કાવ્ય કર્ણકટુ બને છે. આવી ખોટી પ્રચલિત ટેવ શિષ્યને ન પડે તેની ખાસ સંભાળ શિક્ષકે લેવાની છે. ઉપર જે ગણરચના દર્શાવી છે તે શિક્ષકના જ્ઞાનને અર્થે છે, ચોથા ધોરણના વિદ્યાર્થીને માટે નહિ, એ કહેવાની જરૂર નથી.

કાવ્ય સારો યોગ્ય રાગે ગવાવા જોઈએ, તે સંબન્ધે વિદ્યાર્થી તરીકેનું મારૂં એક સ્મરણ નોંધુ તો વિનોદ મળશે એમ ધારૂં છુ. અમારા એક અંગ્રેજી સાહિત્યના સુશિક્ષક 'વેનિસનો વેપારી' એ કાવ્ય શીખવતાં વર્ગમાં વિદ્યાર્થી ખરાબ વાંચે ત્યારે એમ કહેતા, કે શેક્સપીઅરની કબર આગળ જઈ જો તું આ પ્રમાણે આ કાવ્ય વાંચે તો મારી ખાતરી છે કે કબરમાંથી બહાર નીકળી તને જરૂર તે લાતે લાતે મારે. આ વચનનો ભાવાર્થ સ્પષ્ટજ છે.

હવે કાવ્ય તરફ વળીએ.

૧. ઊંઘ અને મરણ એ બે કુદરતી બનાવો સર્વ મનુષ્યોને સમાન બનાવી દે છે. ગમે તેવો મોટો માણસ હોય, ધનાઢ્ય હોય કે સત્તાધીશ હોય, પણ તે ટાંટીઆ લાંબા કરી ઊંઘી ગયો હોય ત્યારે તેની છબી પાડી લઈ બીજે દહાડે સવારે તેને બતાવીએ તો પોતે કેટલું બધું આશ્ચર્ય પામે? એવી ભાન વગરની, દયામણી સ્થિતિમાં આપણને પ્રત્યેક રાત્રે કોણ સભાળે છે? તે મહાન પ્રભુનો પાડ માનવાનું આપણાથી કેમ ભૂલી જવાય? માટે પ્રભાતે પથારીમાંથી ઊઠી તે પ્રભુનું સ્મરણ કરી, તેની સ્તુતિ ગાઈ, બીજા બધાં ગાડ્ડાં—પેટ ભરવાનાં—કામ આપણે કરવાં જોઈએ. ઈશ્વરસ્મરણ અને પછી ઉદરપોષણ.

૨–૩. પહેલા ચરણમા 'એ' સર્વનામ પ્રભુને માટે મૂકેલું છે. પ્રભુ પ્રેમે કરીને પ્રાણિમાત્રનું પાલન કરે છે. એટલુંજ નહિ, પણ જરા ઊંડા ઉતરી વિચારીશુ તો જણાશે કે તેણે આ આખુ જગત પ્રાણીઓના કલ્યાણને અર્થેજ રચ્યું છે. આ સિદ્ધાન્તના પ્રતિપાદનમાં ઉદાહરણની જરૂર છે; અને તેથી બીજીથી માંડી છઠ્ઠી કડી સુધી તેવાં ઉદાહરણ આપેલાં છે.

તેજસ્વી સૂર્યશશી નિત્ય પ્રકાશે છે, અને જીવને જીવન દે છે તથા તેમની (જીવોની) શક્તિ વધારે છે—આ પ્રમાણે અન્વય છે. અર્થ કઠણ નથી. સૂર્ય ન હોય તો આપણી પૃથ્વી પર સજીવ પદાર્થ હોઈ શકે નહિ એ જાણીતી વાતનો ઉલ્લેખ છે. સૂર્ય (તથા ચન્દ્ર) આપણને પ્રકાશ આપેછે, તેમજ તેમના પ્રકાશથી આપણામાં જોર રહે છે, બલ્કે આપણું જીવનજ તેથી ટકી રહે છે.

આપણે માટે સૂર્યચન્દ્ર ક્ષણ પણ આરામ લેતા નથી; (સતત ઉદ્યોગની કેટલી બધી જરૂર છે?) પોતે આરામ લેતા નથી, છતાં આપણો દિવસનો થાક ઉતારવાને આરામની કેવી સરસ ગોઠવણ કરી છે! નિરાંતે રાતે ઊંઘી જઈએ અને સવારે ઊઠીએ, એટલે પાછા તાજાજ, કેવો ચમત્કાર!

'ત્રીજી કડીમાં 'ટાળે' અને 'દીએ' એ બેઉ ક્રિયાપદનો કર્તા એકજ હોવો જોઈએ; એટલે સૂર્ય અને ચન્દ્ર અન્ધકારનો નાશ કરે છે, અને પોતાના નિયમિત ભ્રમણથી પૃથ્વીના જીવોને રાત્રે ગાઢી 'ઊંઘ દે' છે—એમ અર્થ કરવો જોઈએ.

('દીએ' નો કર્તા 'પ્રભુ' લઈએ તો અર્થ સારો થાય, પણ વ્યાકરણની દૃષ્ટિએ વાક્ય દૂષિત બને.)

૪. 'રે જીવ કાજ રચના જગની જણાએ, એ સિદ્ધાંતના સમર્થનમાં બીજું ઉદાહરણ આવે છે. સૃષ્ટિ પરનાં પ્રાણીઓ હરખાય અને સંતોષ પામે તેટલા માટે નિયમિત રીતે વરસાદની ગોઠવણ પ્રભુએ કરી છે. (મેઘરાજાની મહેરપર આપણા જીવનનો આધાર છે એ વાત આવા દુકાળના સમયમાં સર્વના અનુભવમાં જ છે. એ મહેર નથી થતી ત્યારે આપણે તેનાં કારણ વિચારવાં જોઈએ. શું દેશમાં અધર્મ અને અનીતિ વધારે જામતાં જાય છે કે જેથી પ્રભુને અકૃપા દર્શાવવી પડતી હશે?)

'પૃથ્વી વનસ્પતિવડે ધન ધાન્ય આપે'. પૃથ્વી વડે ધન અને વનસ્પતિ વડે ધાન્ય આપે છે, એવો અર્થ કરવો જોઈએ. એટલે 'ધનધાન્ય' સામાસિક શબ્દ નથી, પણ બે જુદા જ શબ્દ છે, માટે છૂટા છાપવા જોઈએ. વાચનમાળાની કવિતાઓ અર્થ પ્રમાણે છપાતી હોય, તો આપણા પ્રાથમિક શાળાના શિક્ષકની કેટલી મુશ્કેલી ઓછી થાય? પૃથ્વીમાંથી ધન મળે છે, અને વનસ્પતિમાંથી ધાન્ય મળે છે, એમ કહેવાનો કવિનો આશય છે. પૃથ્વીનું બીજું નામ 'વસુધા' કે 'વસુન્ધરા' સર્વને વિદિત છે. પરન્તુ 'આપે' નો કર્તા કોણ? 'પ્રભુ' શબ્દનો અધ્યાહાર લેવો પડશે. આ કાવ્યમાં વાક્યરચના શિથિલ છે એમ કહ્યા વિના ચાલશે નહિ. 'આપે' નો કર્તા 'પૃથ્વી' ગણી 'ધનધાન્ય' સામાસિક શબ્દ કર્યો લાગે છે, પરંતુ પૃથ્વી વનસ્પતિ વડે ધન શી રીતે આપે? માટે ઉપર કરેલો અર્થ જ યોગ્ય છે.

૫. હવા, અગ્નિ, પાણી—એ ત્રણ અદ્ભુત પદાર્થ આપણા જીવનના સુખને અર્થે ઈશ્વરે સરજ્યા છે. એ ત્રણ પદાર્થો આપણી સર્વદા સેવા કરે છે અને આપણા સુખચેનમાં તત્પર રહે છે.

૬. પરંતુ પ્રભુનો આપણા પર મોટામાં મોટો ઉપકાર તો એ છે, કે તેણે આપણને મન અને બુદ્ધિ આપ્યાં છે. એ બે શબ્દોનો અર્થ બાળકને શીખવવો સહેલ નથી.

આપણે જે વડે ખરૂં ખોટું પારખી શકીએ છીએ તે આપણી બુદ્ધિ

કહેવાય. કોઈ છોકરો તમને મારે અને તમે તેને ગુસ્સે થઈ બચકું ભરી લો, તે તમે ખોટું કર્યું એમ તમનેજ થોડી વાર પછી લાગશે. તેનું કારણ તમારામાં બુદ્ધિ છે. કુતરો બચકું ભરી જાય છે, પણ તે ખોટું કામ થયું એવું તેને લાગતું હશે? ના, કેમકે તેનામાં બુદ્ધિ નથી. વારૂ, હવે બુદ્ધિ જેમાંથી નીકળે છે, જે બુદ્ધિનું મૂળ છે, તેને **મન** કહે છે. આપણામાં વિચાર કરવાની શક્તિ છે તે **મન** ન હોય તો ન હોઈ શકે.

હું ધારૂં છું કે આવી કોઈ રીતે બાળકોને મન તથા બુદ્ધિનો થોડો ઘણો ખ્યાલ આપી શકાય.

પ્રભુએ મનુષ્યને મન તથા બુદ્ધિ આપ્યાં તેથી કરીને બીજા સર્વ જીવો કરતાં મનુષ્ય શ્રેષ્ઠ ઠરે છે, અને તે સમર્થ પણ છે. સિંહ જેવા બળવાન પશુને માણસ પોતાની બુદ્ધિ વડે પાંજરામાં પુરી સંગ્રહસ્થાનકમાં રાખે છે; હાથી જેવા મોટા પ્રાણીને પણ વશ કરી તેની પાસે ઉપયોગી કામ કરાવે છે; આથી જણાય છે કે સૌ જીવોમા મનુષ્યની સત્તા સર્વોપરી છે. પ્રભુએ "સત્તા વડી સહુ જીવોપર તેની થાપી."

> "એવું રૂડું સદૈવ પાલન જે કરે છે,
> **તેને ભૂલી નહિ ભજે જન પાપી તે છે,"**

આ પંક્તિઓ પાટિયા પર મોટે અક્ષરે લખી શિષ્યોનું ધ્યાન દોરવાની જરૂર છે. પ્રભુને વિસારી દે, પ્રભુને દરરોજ સંભારે નહિ, પ્રભુને પોતાના સર્વ કાર્યમાં સાક્ષી સમજે નહિ, તે માણસ ખરેખર **પાપી** છે એ વાત તેમના ચિત્તમાં ચોંટાડવી જોઈએ.

૭. છેલ્લી કડી સૌથી ઉત્તમ છે.

હે પ્રભુ, તારી કૃપા વિના સદ્‌બુદ્ધિ પ્રાપ્ત થતી નથી, અને સદ્‌બુદ્ધિ વિના નીતિને માર્ગે પળાતું નથી; કારણ કે લાલચો ઘણી હોય છે અને તે મારા મનને સંશયમાં નાખી ખોટે રસ્તે દોરે છે. એ સર્વ સંશય દૂર કરી મારી બુદ્ધિ એવી તો અસલ ને નિર્મળ બનાવ કે સર્વ પ્રકારનાં પ્રલોભનને દૃઢતાથી લાત મારી શકું.

શ્રીકૃષ્ણના ઉપદેશને અન્તે અર્જુન કહે છે કે હવે મારા સંશય ટળ્યા અને હું સ્થિર થયો છું. ઈશ્વરકૃપા વિના મનુષ્ય સાચો ધર્મ ઓળખી શકતો નથી.

જે જે કાર્ય મારે કરવાનાં છે તે **બધાંમાં ધર્મને પરોવીને** હું તે કરૂં એવું માગું છું, અને આવા સાચા, ધાર્મિક ને નીતિમય જીવનને અન્તે પ્રભુના ચરણારવિન્દે બેસી **શાંતિ** મેળવું એટલું ઇચ્છુંછું. **તથાસ્તુ.**

(ઉ. ભા. ના મે. એ. ઈ. સાહેબના તા. ૨૨-૨-૧૯૧૯ ના હુકમ નં. ૧૭૭૨૨ ઉપરથી)

## જાહેર ખબર.

### સને ૧૯૧૮માં ઉત્તર ભાગમાં લેવાએલી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલા ઉમેદવારોની યાદી. (લાયકાત પ્રમાણે.)

| નામ, બાપનું નામ, અને અટક. | મળેલા કુલ માર્ક. |
|---|---|
| **અમદાવાદ મધ્ય સ્થળ** | |
| હરિશંકર દલછારામ વેદીઆ | ૪૩૬ |
| સવજી લાલા પરમાર | ૪૨૧ |
| નરસિંહ ડાહ્યાભાઈ શાહ | ૪૦૫ |
| *અબદુલ્લામીયાં મીયાં સાહેબ, અલવી | ૪૦૩ |
| રતનલાલ મનસુખરામ શાહ | ૪૦૦ |
| જગજીવન લલ્લુભાઈ વ્યાસ | ૩૯૫ |
| મંગળદાસ કાળીદાસ શાહ | ૩૯૫ |
| ગોકળ ભાઈચંદ શાહ | ૩૯૧ |
| ચંપકલાલ મણિલાલ દવે | ૩૮૦ |
| બણાલાલ છોટાલાલ શાહ | ૩૭૭ |
| પોપટલાલ મોહનલાલ પટવારી | ૩૭૨ |
| કુબેર મોતીલાલ વાળંદ | ૩૬૮ |
| કેશવલાલ છોટાભાઈ પટેલ | ૩૬૬ |
| શામજી દેલા મકવાણા | ૩૬૫ |
| ભાઈલાલ તળશીભાઈ પટેલ | ૩૫૯ |
| લખુભા જમભાઈ સુડાસમા | ૩૫૩ |
| અંબાલાલ શોભારામ જોશી | ૩૫૨ |
| સાંકળેશ્વર અમથારામ ત્રિવેદી | ૩૪૯ |
| હીરાલાલ શીવરામ ત્રવાડી | ૨૪૬ |
| પરભુદાસ મોહનદાસ પટેલ | ૩૪૨ |
| જયન્તીલાલ હીવલાલ મહેતા | ૩૪૧ |
| હીરાલાલ ભોધારામ વ્યાસ | ૩૪૦ |
| મગનલાલ જેઠાલાલ શાહ | ૩૩૯ |
| દામોદર ઉમીઆશંકર પંચોલી | ૩૩૨ |
| રવિચંદ લલ્લુ ભોજક | ૩૩૨ |
| જયશંકર જાદવજી રાવળ | ૩૩૦ |
| જેઠાલાલ સોમનાથ દવે | ૩૨૯ |
| ડેવિડ ધનજીભાઈ ખ્રિસ્તી | ૩૨૬ |
| લાલમીયાં મહમદઅલ્લી સૈયદ | ૩૨૬ |
| ડોસુમીયાં અમીનમીયાં ચાવડા | ૩૨૨ |
| લક્ષ્મીશંકર જયશંકર જોશી | ૩૨૧ |
| માવજીભાઇ ચતુરદાસ પટેલ | ૩૨૦ |
| લલ્લુભા જોરસિંહજી સુડાસમા | ૩૧૮ |
| રતિલાલ ભોગીલાલ વાળંદ | ૩૧૮ |
| ચીમનલાલ કેશવલાલ શાહ | ૩૧૭ |
| વસંતરામ ગોવિંદરામ ભટ્ટ | ૩૧૭ |
| રામચંદ્ર મગનલાલ શુકલ | ૩૧૬ |
| બીખાલાલ રેવાશંકર વ્યાસ | ૩૧૫ |
| ગટુલાલ મોતીરામ ત્રવાડી | ૩૧૩ |
| ડાહ્યાભાઈ ભુલાભાઇ પટેલ | ૩૧૦ |
| મહમદઅલી નજરઅલી વોરા | ૩૦૯ |
| પુંજાભાઈ માકાભાઈ પટેલ | ૩૦૮ |
| મણિલાલ તારાચંદ બારોટ | ૨૦૭ |
| પરમાનંદ ગરબડદાસ અખ્યા | ૨૦૭ |
| માધવદાસ કેવળદાસ પટેલ | ૩૦૫ |
| આયુબરાવ પીરભાઈ રાણા | ૩૦૪ |
| ખોડીદાસ ગંગારામ ઠાકર | ૩૦૧ |
| મુલજી ધનજી પટેલ | ૩૦૧ |
| અંબાશંકર નરસિંહરામ ગોર | ૩૦૦ |

## ૯૬ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં પાસ થએલાં ઉમેદવારોની યાદી.

| | |
|---|---|
| અચુમીયાં હુસેનખાન સુમરા | ૩૦૦ |
| ઇનાયતુલ્લા અલીભાઇ મોમના | ૩૦૦ |
| ઇમામમીયાં નુરામીયા મલેક | ૩૦૦ |
| ભોગીલાલ લલ્લુભાઈ કાયસ્થ | ૨૯૬ |
| મનસુખ સોમચંદ પરીખ. | ૨૯૫ |
| ભાઇશંકર શીવરામ વ્યાસ | ૨૯૩ |
| ડાહ્યાલાલ છોટાલાલ પંડયા. | ૨૯૩ |
| ત્રીકમલાલ ગોર્ધનદાસ માસ્તર | ૨૯૩ |
| ગોર્ધનદાસ ભોગીલાલ દેસાઇ | ૨૯૨ |
| શાંતિલાલ કૃપાશંકર મહેતા | ૨૯૨ |
| શંકરભાઈ ચતુરભાઇ પટેલ | ૨૯૧ |
| ઉમીઆશંકર લલ્લુભાઈ અખ્પારૂ | ૨૮૯ |
| રતિલાલ માધવલાલ ત્રિવેદી | ૨૮૭ |
| ભીખાભાઈ ભુલાભાઈ પટેલ | ૨૮૬ |
| પુલશંકર ત્રિભોવનદાસ ઠાકર | ૨૮૬ |
| જમ્મરખાન ચાંદખાન પઠાણ | ૨૮૬ |
| આત્મારામ નાગરદાસ દેસાઈ | ૨૮૫ |
| ઇશ્વરલાલ જેઠાલાલ ઠાકર | ૨૮૫ |
| ભીખાજી ખરસુજી પગી | ૨૮૪ |
| મોહનસંગ વજાજી બારોટ | ૨૮૪ |
| અકબરમીયાં છોટુમીયાં પઠાણ | ૨૮૩ |
| જુગાજી સગાજી ચાવડા | ૨૮૩ |
| કોદરલાલ રણછોડદાસ મોદી | ૨૮૩ |
| મણિલાલ હરિભાઇ પટેલ | ૨૮૩ |
| દામોદર દયારામ જોશી | ૨૮૨ |
| રતિલાલ નાથાલાલ શાહ | ૨૮૨ |
| વલીભાઈ આદમભાઈ પટેલ | ૨૮૨ |
| જફરબેગ અહમદબેગ બેગ | ૨૮૨ |
| ચુનીલાલ છગનલાલ શાહ | ૨૮૧ |
| હરગોવિંદ કુબેરદાસ રાયપરા | ૨૮૦ |
| ભીખા કેશવ મકવાણા | ૨૭૯ |
| નાથાલાલ બેચરદાસ સથવારા | ૨૭૮ |
| લક્ષ્મીરામ મોતીરામ નંદાણી | ૨૭૭ |
| જીવાભાઈ બાબરભાઇ પટેલ | ૨૭૬ |
| શકરાલાલ આશારામ શાહ | ૨૭૬ |
| પીતાંબર મહાશંકર જોની | ૨૭૫ |
| મહીપતરામ જયચંદ ભોજક | ૨૭૪ |
| રેવાશંકર મોતીરામ શુક્લ | ૨૭૦ |
| મોમાલાલ ચુનીલાલ શાહ | ૨૭૦ |
| શનાલાલ હરિવલ્લભદાસ શાહ | ૨૬૯ |
| લલ્લુભાઇ હરગોવન શાહ | ૨૬૮ |
| ખોડીદાસ વેરીદાસ પટેલ | ૨૬૮ |
| અહમદમીયા ભાઇમીયાં મલેક | ૨૬૭ |
| મગનલાલ ગોકળ આચાર્ય | ૨૬૭ |
| જગન્નાથ ભાઇશંકર ભટ્ટ | ૨૬૬ |
| ઉમીઆશંકર છગનલાલ ભટ્ટ | ૨૬૩ |
| કાળીદાસ ડાહ્યાભાઈ પટેલ | ૨૬૨ |
| પ્રાણલાલ પુરશોત્તમ પટેલ | ૨૬૨ |
| જમનાદાસ લલ્લુભાઈ પારેખ | ૨૬૦ |
| રતિલાલ પ્રહ્લાદજી રાવળ | ૨૫૫ |
| પ્રેમજી મનજી અદેસરા | ૨૫૪ |
| જેષ્ટાનંદ ચુનીલાલ ભટ્ટ | ૨૫૪ |
| જેઠીભાઇ બાવલભાઇ કુરેશી | ૨૫૪ |
| નંદલાલ વ્રજલાલ પરીખ | ૨૫૪ |
| ડાહ્યાલાલ અમેચંદ દોશી | ૨૫૩ |
| ગુલામરસુલ મીયાભાઇ પરમાર | ૨૫૨ |
| મુલજી છગનલાલ દાની | ૨૫૧ |
| વલીમહમદ નાથાસીઆ નીયાટર | ૨૫૧ |
| ગૌરીશંકર હરિલાલ ત્રિપાઠી | ૨૫૦ |
| અમૃતલાલ દેવશંકર ઠાકર | ૨૪૯ |
| મથુર મોતી દબગ | ૨૪૯ |
| શીવપ્રસાદ લીલાધર પંડયા | ૨૪૮ |
| જીવાજી મુલજીભાઈ પટેલ | ૨૪૭ |
| પ્રતાપરાય કરસનદાસ દિક્ષીત | ૨૪૭ |
| રવિશંકર મોહનલાલ ત્રિવેદી | ૨૪૫ |
| અભેસિંહ શીવસિંહ ઠાકોર | ૨૪૨ |
| ડાહ્યાલાલ નાનાલાલ શાહ | ૨૪૨ |
| ગોર્ધન છગન વાળંદ | ૨૪૨ |
| પુરશોત્તમ કહાનજી પંડયા | ૨૪૧ |
| સાદીક અબજલ ઘાંચી | ૨૪૦ |
| કેશવલાલ બેચરદાસ શાહ | ૨૩૯ |
| નારણભાઇ મોતીભાઈ પટેલ | ૨૩૯ |

ઉત્તમભાઇ ચતુરભાઇ પટેલ ૨૩૮
નસરૂદ્દીન હનીફુદ્દીન શેખ ૨૩૭
મંગળશંકર નાગેશ્વર જોશી ૨૩૬
છોટાલાલ ફુલચંદ શાહ ૨૩૫
માધવલાલ જમનાદાસ ગાંધી ૨૩૫
અમથાલાલ છગનલાલ પંડ્યા ૨૩૨
મોતીભાઇ નારણભાઈ પટેલ ૨૩૨
અમીરમીયાં છોટુમીયાં શેખ ૨૩૧
છુછુભાઈ રાસાભાઈ રાણા ૨૩૧
મણિલાલ લલ્લુરામ જોશી ૨૩૧
નાથાભાઈ હરિભાઇ પટેલ ૨૨૭
હરિલાલ ઇશ્વરલાલ ઠાકર ૨૨૬
જવાનસિંહજી ગોબરસિંહજી
વાઘેલા ૨૨૬
*અહમદમીયાં ઇબ્રાહીમુદ્દીન કાઝી ૨૨૩
*ગ્યાસુદ્દીન પન્તીમીયાં કાદરી ૨૨૧
*હુજીમીયાં ઇબ્રાહીમ શેખ ૨૨૦
*હુસેનમીયાં અહમદમીયાં ઠાકોર ૨૧૯
*નુરભાઈ કાલાભાઇ ગોધારી ૨૧૯
સુનીલાલ મગનભાઇ પટેલ ૨૧૮

નડીઆદ મધ્ય સ્થળ.

છોટાભાઈ મોતીભાઈ વરાણસી
પટેલ ૩૮૮
મંગળભાઈ બાજીભાઈ પટેલ ૬૭૬
ગોકળભાઈ ઝવેરભાઇ બારીઆ ૩૬૨
અંબાલાલ માણેકલાલ પંડ્યા ૩૫૦
શામાભાઈ છગાભાઈ પટેલ ૩૪૫
પુરશોત્તમ ફુલાભાઈ પટેલ ૩૩૯
મનુભાઈ ગણપતલાલ દેસાઇ ૩૩૮
સતુજા સાહેબમિંયાજી મલીક ૩૩૫
અહમદમીયાં મહમદમીયાં મલેક ૩૩૪
પ્રભુદાસ લલ્લુભાઈ રેવણદાસ પટેલ ૩૩૨
કાળીદાસ ભાઇજી કુંભાર ૩૩૦
મોતીભાઇ ચતુરભાઈ પટેલ ૩૩૦
સોમાભાઈ નારણભાઈ પટેલ ૩૩૦
મણિલાલ રણછોડભાઈ ઠાકર ૩૨૭
બેચરભાઈ હરિભાઈ પટેલ ૩૨૬
ડાહ્યાભાઈ ગીરધરભાઈ પટેલ ૩૨૩
પ્રેમપુરી બુધપુરી ગોસાંઈ ૩૨૨
સોમેશ્વર નાથજી પંડ્યા ૩૨૨
છગનલાલ છોટાલાલ શાહ ૩૧૮
છોટાભાઈ ઇશ્વરભાઈ પટેલ ૩૧૬
રેમલ હીરાભાઈ રબારી ૩૧૫
મોતીભાઈ શંકરભાઈ પટેલ ૩૧૪
મણિલાલ ત્રીભોવનદાસ મરૈયા ૩૧૨
છુભાઈ ગેંદાલજી ખાંટ ૩૦૫
હરમાન મહીજી વાળંદ ૩૦૫
મણિલાલ બાપુજી શાહ ૩૦૪
ખોજા ખુશાલ ખ્રીસ્તી ૩૦૩
રસિકલાલ જેઠાલાલ જોશી ૩૦૧
કાભાઈ જાલમભાઈ પાટણ
વાડીઆ ૩૦૧
મગનભાઈ વલ્લભભાઈ પટેલ ૨૯૯
સોમાભાઈ સનાભાઈ દાજીભાઈ
પટેલ ૨૯૮
ભાથીભાઈ કાળીદાસ બારૈયા ૨૯૫
કૃષ્ણશંકર હરિશંકર ભટ્ટ ૨૯૫
વલ્લભભાઈ ભાઇજીભાઈ પટેલ ૨૯૫
લક્ષ્મીનારાયણ પુરશોત્તમ ઠાકર ૨૯૫
વાઘજીભાઇ શંકરભાઈ પટેલ ૨૯૩
મંગળ બેચરભાઈ ભોઇ ૨૯૧
મગન મુળજી ખ્રીસ્તી ૨૯૦
ભાવાભાઈ ચુંથાભાઈ વાઘરી ૨૯૦
મણિલાલ ડાહ્યાભાઈ ઠાકર ૨૮૯
દલસુખરામ વહાલદાસ ઉપાધ્યા ૨૮૯
ધુળાભાઈ ભાઇજીભાઈ લક્ષ્મીદાસ
પટેલ ૨૮૭
કાળીદાસ સદાભાઈ બારૈયા ૨૮૬
રણછોડભાઇ ઝવેરભાઈ પટેલ ૨૮૬
હરિલાલ દામોદરભાઈ વ્યાસ ૨૮૫
ધુળાભાઈ ભાઇજીભાઈ
ગરબડભાઈ પટેલ ૨૮૪

રણછોડભાઈ પ્રભુદાસ પટેલ ૨૮૪
છોટાભાઈ હાથીભાઇ પટેલ ૨૮૨
દુરદેવપુરી હિંમતપુરી ગોસાંઇ ૨૭૯
સોમાભાઈ જેશીંગભાઇ પટેલ ૨૭૯
કુલસંગ જીણાજી પરમાર ૨૭૮
ચતુરદેરૂ મોતીદેરૂ જનગામ ૨૭૭
હીમાભાઈ સોમાભાઇ પટેલ ૨૭૭
સોમાભાઈ મરઘાભાઈ મથુરભાઇ પટેલ ૨૭૭
નરસિંહભાઈ દેસાઈભાઈ પટેલ ૨૭૬
મણિલાલ છગનભાઈ વાળંદ ૨૭૬
શીવલાલ દાનાભાઇ ખ્રીસ્તી ૨૭૫
મગનભાઈ આધાભાઇ પટેલ ૨૭૫
અંબાલાલ મોહનલાલ દવે ૨૭૪
મથુરભાઇ કાળીદાસ પટેલ ૨૭૪
શીવાભાઇ ચતુરભાઇ પટેલ ૨૭૩
છગનલાલ ઇચ્છાભાઇ બારોટ ૨૭૨
મોહનલાલ રણછોડદાસ સરૈયા ૨૭૧
છોટાભાઇ ગોવિંદભાઈ પટેલ ૨૭૦
પુરૂશોત્તમ આત્મારામ કાછીઆ ૨૬૯
સુરાભાઇ પુન્જાભાઇ પગી ૨૬૯
પ્રભાકર સદાનંદ ખ્રીસ્તી ૨૬૭
શનાભાઇ ધનાભાઇ પગી ૨૬૭
બાબરભાઇ શકરભાઇ પટેલ ૨૬૭
મોહનલાલ ડાહ્યાભાઇ ત્રવાડી ૨૬૭
દીનાનાથ બાપાલ અધ્વર્યુ ૨૬૬
ભગવાનલાલ મોતીરામ પંડ્યા ૨૬૫
કાળીદાસ આશાભાઇ પટેલ ૨૬૫
ગંભીરસંગ સુલજી રાજ ૨૬૫
બાશીરમીયાં હિંમતમીયાં મલેક ૨૬૩
પુંજાલાલ ઘેરીભાઇ પટેલ ૨૬૧
શંકરલાલ ભીખાભાઈ પંડ્યા ૨૬૦
સોમાભાઈ ગોકળભાઈ પટેલ ૨૫૯
સુખશંકર હરિલાલ વ્યાસ ૨૫૯
મગળભાઇ રણછોડભાઇ પટેલ ૨૫૭
મોતીભાઇ ફીરોઝભાઈ પટેલ ૨૫૭

શંકરભાઇ બેચરભાઇ પટેલ ૨૫૭
રસુલમીઆં જહુમીઆં મલેક ૨૫૬
અંબાલાલ પુંજાભાઇ પટેલ ૨૫૪
ડાહ્યાભાઇ દેસાઇભાઇ પટેલ ૨૫૪
નાથાભાઇ સોમાભાઇ ખ્રીસ્તી ૨૫૩
પ્રભાતસીંગ માનસીંગ પરમાર ૨૫૩
શંકરભાઈ બેચરભાઇ મંજાભાઇ પટેલ ૨૫૧
અંબાલાલ જીવરામ મહેતા ૨૪૯
રતિલાલ મગનલાલ દવે ૨૪૮
ભાથીભાઇ ભલુભાઇ પગી ૨૪૬
ભવાનીશંકર મણિશંકર ભટ્ટ ૨૪૫
વહેરીભાઇ ગીરધરભાઇ પટેલ ૨૪૩
નવનીતરાય ત્ર્યંબકરાય પંડયા ૨૪૨
હરમાનભાઇ કાળીદાસ પટેલ ૨૪૧
પરસોત્તમ ધુળાભાઈ વાળંદ ૨૪૧
મંગળભાઇ છગનભાઇ ભટ્ટ ૨૩૯
ચુનીલાલ મગળભાઇ પટેલ ૨૩૯
ધુળાભાઇ ખુશાલભાઇ પટેલ ૨૩૯
કાળીદાસ ડાહ્યાજી ખાંટ ૨૩૮
મથુરભાઇ સોમાભાઇ વાળંદ ૨૩૮
છનાભાઇ ફુલાભાઇ બારૈયા ૨૩૭
સોમાભાઇ કાળીદાસ પટેલ ૨૩૬
ચીમનલાલ જીવરામ વ્યાસ ૨૩૬
વાડીલાલ રેવાશંકર ભટ્ટ ૨૩૫
નારણભાઇ શંકરભાઇ પટેલ ૨૩૫
મંગળજી રામાજી બારૈયા ૨૩૪
*હુસેનખાન નજુખાન પઠાણ ૨૩૨
છોટાભાઈ છગનભાઇ પટેલ ૨૩૧
નાથાલાલ લક્ષ્મીદાસ પટેલ ૨૩૧
અબદુલ જીવાભાઇ વહોરા ૨૩૦
પુનમભાઇ મકનદાસ પટેલ ૨૨૭
લાખાભાઇ વસ્તાભાઇ વાઘરી ૨૨૬
છનાભાઇ બાબરભાઇ પટેલ ૨૨૪
અમૃતલાલ ઉમીઆશંકર પાઠક ૨૨૪
બહેચરભાઇ શીવાભાઇ પટેલ ૨૨૩

છોટાલાલ ભવાંનીશંકર પંડયા ૨૨૨
ધનશંકર શીવલાલ પુરોહિત ૨૨૧
છોટાલાલ મેઘાભાઈ ભાવસાર ૨૨૦
મોહનલાલ ચુનીલાલ પાટણવાડીઆ ૨૧૭
મેડીઆ ગલા પરમાર ૨૧૬
છોટાભાઈ ફુલાભાઇ પટેલ ૨૦૯
મંગાભાઇ શીવાભાઇ વાળંદ ૨૦૭
ડોલાભાઈ જેશીંગભાઇ બારોટ ૨૦૨
*હીસામુદીન સરફુભાઇ શેખ ૨૦૨

## ગોધરા મધ્ય સ્થળ.

જેઠાલાલ ચુનીલાલ ત્રિવેદી ૩૨૧
હીરા કુંવરજી બારીઆ ૩૧૨
દલજી નાથાજી દામર ૩૦૮
અંબરતલાલ ગૌરીશંકર ભટ્ટ ૩૦૬
*અજીજુલ્લામીઆં હમીદુલ્લામીઆં ખાટીક ૩૦૩
ચુનીલાલ રણછોડ શાહ ૩૦૩
રવિશંકર મોહનલાલ ત્રિવેદી ૨૯૮
રાધાકૃષ્ણ મલજી અંધાડીઆ ૨૯૨
બેચરભાઇ મંગળભાઇ પટેલ ૨૮૭
અંબાલાલ નાથજી પટેલ ૨૮૫
હીરાલાલ ભીખાભાઇ પરમાર ૨૮૩
પ્રતાપસીંગ સાહેબસીંગ ઠાકોર ૨૮૩
કોદરલાલ હરજીવન પંડ્યા ૨૮૧
રમણલાલ છોટાલાલ શાહ ૨૭૮
નર્મદાશંકર રણછોડ અધ્યારૂ ૨૭૭
ભાઇસીંગ મલજી ગોરાલા ૨૭૭
મગનલાલ મુળજી શાહ ૨૭૬
કાન્તીલાલ હરિલાલ ભટ્ટ ૨૭૩
નર્મદાશંકર માધવલાલ ત્રિવેદી ૨૭૩
મણિલાલ ભોગીલાલ ભટ્ટ ૨૭૨
માનસીંગ કુવેરજી રાઠોડ ૨૭૧
કોલીઆ કેસર ગોરાલા ૨૬૬
હરગોવિંદ અંબલરામ પંડ્યા ૨૬૩
ઉદેસીંગ દલભાઈ રાણા ૨૬૩
મોતી કેલા મહીદા ૨૬૦
ચંદુલાલ સોમેશ્વર શાહ ૨૫૯
પરભુદાસ રામા મકવાણા ૨૫૮
મગનલાલ પુરશોત્તમ પારેખ ૨૫૮
ધીરજલાલ ભોગીલાલ શાહ ૨૫૮
છોટાલાલ જેશંકર ઠાકર ૨૫૫
કેશવલાલ લક્ષ્મીદાસ મજમુદાર ૨૫૪
હીરાલાલ છોટાલાલ મહેતા ૨૫૩
દેસાઇભાઇ ભગવાનભાઈ પટેલ ૨૫૩
કેહાનજી હરિભાઈ રાવ ૨૪૯
જેમંગ સનુ બારીઆ ૨૪૮
આશીર્વાદ કોલા પરમાર ૨૪૬
ભાઇશંકર સોમેશ્વર ત્રિવેદી ૨૪૬
મણીલાલ મોહનલાલ પંડ્યા ૨૪૪
ધુળાભાઈ પુંજાભાઇ પટેલ ૨૪૪
મોતીભાઇ ઘોરીભાઈ પટેલ ૨૪૩
રેવાશંકર જેશંકર દવે ૨૪૨
આશીર્વાદ કાળીદાસ ચોહાણ ૨૪૦
છોટાલાલ સાંકળચંદ શાહ ૨૩૮
મણિલાલ કોદરલાલ દેસાઈ ૨૩૭
અનંતરાવ બાપુરાવ ગોડબોલે ૨૩૫
ગોપાલસીંગ ભગવાનજી વીરપુરા ૨૨૨
મંગળદાસ કરૂણાશંકર વ્યાસ ૨૨૧
રમણલાલ બાપુલાલ શેઠ ૨૧૬

## ભરૂચ મધ્યસ્થળ.

શાંતીલાલ છોટાલાલ મોદી ૪૨૮
છોટાલાલ નથુભાઇ નાશીકર ૩૭૯
છગનભાઈ ઘેલાભાઇ પાટણવાડીઆ ૩૭૧
દાનજી ગંગારામ પટેલ ૩૬૭
અંબાલાલ જટાશંકર દવે ૩૪૯
કાશીશંકર મછાશંકર અગ્નિહોત્રી ૩૪૮
ચંદુલાલ મોતીલાલ તલાટી ૩૪૮
ચીતુ મુલજી બારોટ ૩૪૬
ચુનીલાલ દલસુખરામ દવે ૩૪૦
કુબેર કરશન પટેલ ૩૩૬

| | |
|---|---|
| ઉમીઆશંકર સોમેશ્વર જોશી | ૩૨૪ |
| બહેચરદાસ ધરમદાસ પટેલ | ૩૨૪ |
| *રસુલ રહીમતુલા સૈયદ | ૩૨૧ |
| મોહનભાઈ ગોર્ધનભાઇ પટેલ | ૩૧૮ |
| ત્રિભોવનભાઈ વરાદભાઈ પટેલ | ૩૧૬ |
| જમુભાઈલીભાઈ પટેલ | ૩૧૪ |
| મુળાભાઇ દુર્લભદાસ જાદવ | ૩૦૭ |
| ચંપકલાલ ઠાકોરદાસ શેઠ | ૩૦૫ |
| ઈશ્વરભાઇ ફુલાભાઇ પટેલ | ૩૦૪ |
| મુકુંદલાલ હરિલાલ ઢોળાભાઇ-વાળા | ૩૦૧ |
| જમીઅનરામ શીવશંકર પંડ્યા | ૩૦૧ |
| ફુલાભાઇ ગોવિંદભાઇ પટેલ | ૩૦૦ |
| પ્રભુદાસ રઘુનાથ પટેલ | ૩૦૦ |
| રણછોડ લક્ષ્મણ પઢીઆર | ૨૯૯ |
| નારાણજી નરોત્તમ ભટ્ટ | ૨૯૮ |
| શ્યામશંકર જમીઅતરામ પંડ્યા | ૨૯૭ |
| રામાભાઇ કાળાભાઇ પટેલ | ૨૯૬ |
| નારાણરામ ગોપાલદાસ ચાપાનેરી | ૨૯૫ |
| મગનભાઇ ખુશાલ પટેલ | ૨૯૨ |
| અમરસીંહ માનસીંહ રાણા | ૨૯૧ |
| અમૃતરામ રૂપરામ પંડ્યા | ૨૮૬ |
| અનોપ ભગાન પઢીઆર | ૨૮૪ |
| અમૃતલાલ રેવાશંકર ભટ્ટ | ૨૮૩ |
| રેવાશંકર અમૃતલાલ ત્રિવેદી | ૨૮૩ |
| બાલચંદ્ર મોતીલાલ ભટ્ટ | ૨૮૧ |
| દુર્લભ નરોત્તમ પટેલ | ૨૮૧ |
| કરમાઇલ મુન્તફા મલેક | ૨૮૦ |
| અમૃતલાલ નંદલાલવદાસ ચોકસી | ૨૭૯ |
| રામચંદ્ર દામોદર ભટ્ટ | ૨૭૫ |
| રતિલાલ મણિલાલ પંડ્યા | ૨૭૩ |
| જેમલસિંહ માવલસિંહ મોરીજા | ૨૭૧ |
| મુલજીભાઇ ભગુભાઇ બારોટ | ૨૭૦ |
| હીરાભાઇ ગગાભાઇ પટેલ | ૨૬૮ |
| *મહમદમુસા વલી પટેલ | ૨૬૮ |
| જયન્તીલાલ ડાહ્યાભાઇ શેઠ | ૨૬૮ |
| ઉમરખાન સરદારખાન પઠાણ | ૨૬૬ |
| ખોડા બેચર રાઠોડ | ૨૬૩ |
| રહેમાનશા હુસેનશા ફકીર | ૨૬૧ |
| હીરા અમીર ઝાનોઝા | ૨૫૯ |
| ગજાનંદ કાશીરામ તેવર | ૨૫૮ |
| *અહમદ ઇસા હસન પટેલ | ૨૫૬ |
| મગનલાલ નરોત્તમ વ્યાસ | ૨૫૬ |
| ચંદ્રપ્રસાદ કીશોરદાસ દીક્ષીત | ૨૫૫ |
| દિવાકર ગણપતરામ પંડ્યા | ૨૫૨ |
| વિનાયકરાવ ગોવિંદરાવ ભાલેટકર | ૨૫૧ |
| કાસમભાઇ હીતાભાઇ મોચી | ૨૫૧ |
| હાથીભાઈ બહેચરભાઈ પટેલ | ૨૫૧ |
| મગળભાઇ મગનલાલ ત્રિવેદી | ૨૫૦ |
| ગમાનભાઇ ચીતાભાઇ પટેલ | ૨૪૮ |
| મુમેભાઇ બગાસ પટેલ | ૨૪૮ |
| પીતાંબર કેશવલાલ શાહ | ૨૪૮ |
| ડાહ્યાભાઇ જમનાદાસ ગાંધી | ૨૪૫ |
| મણિશંકર ગીરજાશંકર જોશી | ૨૪૩ |
| પુરશોત્તમ હરિલાલ વેદીઆ | ૨૪૩ |
| કરસન જેઠા દેડ | ૨૪૨ |
| છોટાલાલ લલ્લુભાઇ મજમુદાર | ૨૪૨ |
| હાજીમીઆં કાળુમીઆં શેખ | ૨૪૨ |
| *મહમદ મુસા પટેલ | ૨૪૦ |
| નંદશંકર પાર્વતીશંકર મહેતા | ૨૩૮ |
| ઇશ્વર નારણસંગ દ્રારસીઆ | ૨૩૮ |
| મોતીભાઇ આગદાસ પટેલ | ૨૩૬ |
| *મુસ્તફા ઉમરભાઇ મલેક | ૨૩૫ |
| કેશવલાલ નાથજી દવે | ૨૩૧ |
| ઉમરજી અલીભાઈ પટેલ | ૨૩૦ |
| અમથા આગદાસ પાદરીઆ | ૨૨૨ |
| જગા જીવરામ પટેલ | ૨૨૨ |
| મગનલાલ પુરૂશોત્તમ પટેલ | ૨૨૨ |
| અહમદ ઇસફ પટેલ | ૨૨૧ |
| ઇબ્રાહીમ મહમદ હસન પટેલ | ૨૦૭ |
| નગીનદાસ ભગવાનદાસ શેઠ | ૨૦૭ |

## સુરત મધ્યસ્થળ

| | |
|---|---|
| અંબાલાલ પુરૂષોતમ વ્યાસ | ૩૯૪ |
| માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક | ૩૯૨ |
| મગનભાઈ મોરારજી મહેતા | ૩૮૮ |
| ઠાકોરલાલ માધવલાલ શાસ્ત્રી | ૩૮૮ |
| આણંદરાવ ગણપતરાવ ચોનક | ૩૭૩ |
| ખોડા જમની ચોધરી | ૩૭૨ |
| પરશોતમભાઈ રામભાઈ પટેલ | ૩૬૧ |
| રત્ના દેહીઆ ચોધરી | ૩૫૫ |
| લક્ષ્મીશંકર મણિશંકર ઉપાધ્યાય | ૩૫૩ |
| છગનલાલ રતનજી નાયક | ૩૫૦ |
| દુર્લભ નાના પટેલ | ૩૪૪ |
| ભીખલીઆ લુલા ચોધરી | ૩૩૮ |
| મકન ગુલાબ ચોધરી | ૩૩૪ |
| નન્નુભાઈ ભગવાનજી જોશી | ૩૩૨ |
| કસન કુવર પટેલ | ૩૩૦ |
| ભવાન પ્રેમાભાઈ પટેલ | ૩૨૯ |
| બાલુભાઈ કુવરજી નાયક | ૩૨૮ |
| જગદીશ દુર્લભભાઈ પટેલ | ૩૨૮ |
| નાથાલાલ ત્રિભોવનદાસ પારેખ | ૩૨૬ |
| ચિંતામણી જગન્નાથ ભટ્ટ | ૩૨૪ |
| ગુલાબભાઈ મણિલાલ વૈદ | ૩૨૨ |
| નારણજી માધવજી પટેલ | ૩૨૨ |
| સોમાભાઈ પ્રભુભાઈ પટેલ | ૩૨૦ |
| રામજી પાગલા ચોધરી | ૩૧૯ |
| ડાહ્યાભાઈ રણછોડભાઈ | ૩૧૭ |
| કાસમ કાના પટેલ | ૩૧૫ |
| ભીખાભાઈ ભગવાનજી પટેલ | ૩૧૩ |
| નથુરામ દલપતરામ પંડ્યા | ૩૧૩ |
| સીંગા રુપજીઆ ચોધરી | ૩૧૩ |
| પરશોત્તમ મોરાર પટેલ | ૩૧૦ |
| વલ્લભભાઈ રામજીભાઈ પટેલ | ૩૧૧ |
| અંબારામ ચકુભાઈ યાજ્ઞિક | ૩૦૮ |
| ભીમભાઈ જીવાભાઈ દેસાઈ | ૩૦૮ |
| ડાહ્યા લખા પટેલ | ૩૦૮ |
| દયાળજી નાગરજી દેસાઈ | ૩૦૮ |
| નરસિંહ ભીકા પટેલ | ૩૦૬ |
| નથુભાઈ ફકીરભાઈ પાઠક | ૩૦૪ |
| મુલજી ઘેલાભાઈ રાઠોડ | ૩૦૩ |
| ભોગીલાલ ઈશ્વરલાલ પટેલ | ૩૦૨ |
| ચામરીઆ પતંગીઆ ધોડીયા | ૩૦૧ |
| વસ્તાજી ગોવિંદજી મહેમદાવાદી | ૩૦૧ |
| રઘનાથજી લાલભાઈ પટેલ | ૩૦૧ |
| પ્રાણલાલ કમનદાસ રાંદેરીઆ | ૩૦૦ |
| ગોપાળજી દયાળજી નાયક | ૨૯૯ |
| ધનજી તળશી કાલીઆ | ૨૯૮ |
| નારણજી રણછોડજી નાયક | ૨૯૮ |
| નટવરલાલ ભગવાનદાસ પારેખ | ૨૯૫ |
| ભીખાભાઈ ગાંડાભાઈ નાયક | ૨૯૪ |
| ભીમભાઈ વલ્લભભાઈ નાયક | ૨૯૨ |
| ઉમીઆરામ ધીરજરામ ભટ્ટ | ૨૯૨ |
| મકન દાજી પટેલ | ૨૯૧ |
| નથુભાઈ જેરામભાઈ પટેલ | ૨૯૧ |
| દયાળજી નીછાભાઈ દેસાઈ | ૨૯૦ |
| મગનભાઈ જગન્નાથ જાની | ૨૯૦ |
| મગા નાગર પટેલ | ૨૯૦ |
| નાગરજી પરાગજી દેસાઈ | ૨૮૯ |
| છગનલાલ દુર્લભભાઈ પટેલ | ૨૮૬ |
| નારાયણ નરભેરામ જોશી | ૨૮૬ |
| ભીખા જોગી પટેલ | ૨૮૫ |
| રમણિકલાલ દયાશંકર ભટ્ટ | ૨૮૩ |
| ઈબ્રાહીમ કાસમજી માદેરી | ૨૮૨ |
| ઐયન ડાહ્યા ધોડીઆ | ૨૮૧ |
| નારણજી કાળીદાસ ખ્રીસ્તી | ૨૮૧ |
| શંકરરામ કૃષ્ણજી ચોહાણ | ૨૮૧ |
| જીવણજી હીરાભાઈ પટેલ | ૨૮૦ |
| કાસમજી ડાહ્યા ચોધરી | ૨૭૯ |
| ખુશાલ મોતી પીરાગણીઆ | ૨૭૯ |
| બાબુરાવ કાલુજીરાવ ખમકર | ૨૭૮ |
| કૃપાશંકર કરૂણાશંકર પંડ્યા | ૨૭૮ |
| મુળશંકર રામશંકર પંડ્યા | ૨૭૮ |
| નારણજી ગુલાબભાઈ નાયક | ૨૭૮ |

| | |
|---|---|
| ભગવતીશંકર પ્રેમશંકર ભટ્ટ | ૨૭૭ |
| ઉમેદશંકર દુર્લભરામ શુક્લ | ૨૭૭ |
| ખંડુભાઈ અભેલાલ નાયક | ૨૭૬ |
| મોરારજી વમનજી નાયક | ૨૭૬ |
| મણિભાઈ દયાળજી દેસાઇ | ૨૭૫ |
| રાવજી ભોડીઆ ધોડીઆ | ૨૭૩ |
| ધીરજલાલ ઉમાશંકર પંડયા | ૨૭૨ |
| રણછોડજી આગજી દેસાઈ | ૨૭૨ |
| ભીખુભાઇ મકનજી દેસાઇ | ૨૭૧ |
| ભીખુભાઈ રામશંકર પંડ્યા | ૨૭૦ |
| ડાહ્યાભાઇ ભીખાભાઇ દેસાઈ | ૨૭૦ |
| ખંડુભાઈ ભગવાનજી દેસાઈ | ૨૭૦ |
| થીઓફીલ ગોરેલાલ ખ્રિસ્તી | ૨૭૦ |
| ભીખાભાઈ મકનજી નાયક | ૨૬૯ |
| ડાહ્યાભાઈ મકનજી નાયક | ૨૬૯ |
| ખંડુભાઈ ડાહ્યાભાઈ મહેતા | ૨૬૯ |
| ખુશાલ રાલા ચોધરી | ૨૬૮ |
| ભીખા સોમા પટેલ | ૨૬૬ |
| છીખા રામા વાળંદ | ૨૬૬ |
| ઘેલાભાઈ દુર્લભભાઈ બાવા | ૨૬૫ |
| ખુશાલભાઇ મોરારજી નાયક | ૨૬૫ |
| ભીખાભાઇ લાલભાઇ નાયક | ૨૬૪ |
| દુર્લભભાઈ મોહનજી નાયક | ૨૬૪ |
| લાલજી નરોત્તમભાઈ મોદી | ૨૬૪ |
| રઘુભાઈ કસનજી ઘાંચી | ૨૬૩ |
| ભીખા પેમા લાડ | ૨૬૦ |
| સાગર લાલા પટેલ | ૨૬૦ |
| કહાનજી ગેમીઆ ગમીટ | ૨૫૯ |
| રતિલાલ નાગરજી દેસાઇ | ૨૫૮ |
| મગનલાલ નીછાભાઈ પટેલ | ૨૫૭ |
| જમાલસીંગ હંસજી પરમાર | ૨૫૬ |
| અદેસીંગ ગુમાનસીંગ રાઠોડ | ૨૫૫ |
| જોરીશન ડાહ્યાભાઇ પટેલ | ૨૫૫ |
| કલ્યાણ વનમાળી પટેલ | ૨૫૫ |
| *ભાઈમીઆં કાળુમીઆં શેખ | ૨૫૩ |
| કહાનજીભાઈ ડાહ્યાભાઇ પટેલ | ૨૫૦ |
| જુલાભાઇ નારણજી પટેલ | ૨૪૯ |
| રમણલાલ હિંમતરામ દવે | ૨૪૯ |
| માધુસીંગ ઉમેદસીંગ પરમાર | ૨૪૮ |
| મણિભાઇ સુખાભાઇ દેસાઈ | ૨૪૮ |
| નરોત્તમ નીછાભાઇ વૈદ | ૨૪૮ |
| પનુભાઇ ગોવિંદજી તલાટી | ૨૪૮ |
| મોતીલાલ કહાનજી પટેલ | ૨૪૬ |
| મગનભાઇ વસનજી નાયક | ૨૪૫ |
| મણિભાઇ ગોપાલજી નાયક | ૨૪૫ |
| બાલાભાઈ હરિભાઈ પટેલ | ૨૪૨ |
| રવિશંકર ફકીરભાઇ ભટ્ટ | ૨૪૨ |
| કાલીઆ બહાદુરીઆ ધોડીઆ | ૨૪૦ |
| અસ્માલ હસન હુટનીવાલા | ૨૩૭ |
| રહીમભાઇ બાપુભાઇ પઠાણ | ૨૩૭ |
| છેલાભાઇ કરમાભાઇ ખ્રીસ્તી | ૨૩૬ |
| રાધાભાઇ માધવભાઈ પટેલ | ૨૩૬ |
| ગલાભાઇ પરાગજી દેસાઇ | ૨૩૫ |
| પ્રાણશંકર નીછાભાઇ વૈદ | ૨૩૪ |
| ચંદ્રશંકર કેશવરામ જોશી | ૨૩૩ |
| જમીઅતરામ કરૂણાશંકર વ્યાસ | ૨૩૩ |
| સોમા જીવણ પટેલ | ૨૨૮ |
| ત્રંબકરામ મણિશંકર જોશી | ૨૨૨ |
| *અહમદ ઇસ્માઇલ પહાડીઆ | ૨૧૮ |
| વસનજી કુંવરજી દેસાઇ | ૨૧૭ |
| *છોટુમીઆં ઇમામમીઆં શેખ | ૨૧૫ |

## થાણાં મધ્ય સ્થળ.

| | |
|---|---|
| ગણેશ ગોવિંદ વાડ | ૩૭૧ |
| રામચંદ્ર કેશવ કર્ણિક | ૩૨૮ |
| શંકર સખારામ આયર | ૩૧૩ |
| વિનાયક કૃષ્ણ સુળે | ૩૦૯ |
| રંગનાથ પાંડુરંગ પીંપલખારે | ૩૦૭ |
| રામકૃષ્ણ કેશવ કવે | ૩૦૩ |
| મોરેશ્વર ગંગારામ સીમ્પી | ૨૯૩ |
| નારાયણ રતનજી ભાંડારી | ૨૯૧ |
| ધોંડુ ગોવિંદ ડગેઙ | ૨૯૧ |
| દીનકર ભગવંત લેલે | ૨૮૯ |

| | |
|---|---|
| સદાશીવ દામોદર લીખીત | ૨૮૮ |
| અહમદ ઇબ્રાહીમ સૈયદ | ૨૮૦ |
| ડેગીન મનુ કુલાસ | ૨૭૯ |
| દત્તાત્રેય ત્રિંબક પરાંજપે | ૨૭૯ |
| દત્તાત્રેય નારાયણ લાટવીકર | ૨૭૭ |
| શંકર ગંગાધર જોશી | ૨૭૫ |
| કાશીનાથ ગણપત મલબારી | ૨૭૫ |
| કૃષ્ણ રામચંદ્ર ચાંબાવેન | ૨૬૫ |
| પ્રભુદાસ ભગવાનદાસ વાની | ૨૬૩ |
| વાસુદેવ રામચંદ્ર ધોલપ | ૨૬૧ |
| દત્તાત્રેય કમળાકર પરાંજપે | ૨૬૧ |
| ગજાનંદ વિશ્વનાથ બંમાદેકર | ૨૫૯ |
| નારાયણ જનાર્દન તુગારે | ૨૫૬ |
| ભીખાજી વિનાયક સાઠે | ૨૫૬ |
| દામોદર બાલકૃષ્ણ આપ્તે | ૨૫૫ |
| શંકર ગોવિંદ લેન્કે | ૨૫૫ |
| વિશ્વનાથ ઘુન્દીરાજ પાટણકર | ૨૫૫ |
| સૅલેસ્ટીન ઇનાસ દાબેર | ૨૫૪ |
| ભાસ્કર કૃષ્ણા ગોડ્ટે | ૨૫૦ |
| શાન્તારામ કૃષ્ણ દેસાઇ | ૨૪૮ |
| રામચંદ્ર મોરેશ્વર જોશી | ૨૪૮ |
| મોરેશ્વર ગજાનંદ કાનેડ | ૨૪૮ |
| ભાસ્કર રંગનાથ મેધેકર | ૨૪૭ |
| માર્તંડ હરિશ્ચંદ્ર જોશી | ૨૪૬ |
| ગોપાળ નામા ટીપાંણુ | ૨૪૬ |
| ભાસ્કર ગોવિંદ પરાંજપે | ૨૪૬ |
| દત્તાત્રેય રામચંદ્ર ગોખલે | ૨૪૩ |
| પરશુરામ મોરૂ સાવે | ૨૪૨ |
| નારાયણ બળવંત સોનર | ૨૪૨ |
| શેખઇસ્માઇલ જમાલ અત્તર | ૨૪૧ |
| મહાદેવ યશવંત પાટણકર | ૨૪૧ |
| વાશુદેવ સાવલરામ શીરોલ્કર | ૨૪૧ |
| મનવલ ફ્રાન્સુ મચીઆટ | ૨૩૯ |
| પ્રેમા મોરાર ભાંડારી | ૨૩ |
| અનંત હરિ ફડકે | ૨૩ |
| ધોંડુ રાઘો ઘાઘ | ૨૩૭ |
| વિનાયક હરિ બાગ્રેર | ૨૩૬ |
| દામાદર રામચંદ્ર ચૌબલ | ૨૩૫ |
| પુરૂષોત્તમ અનંત ગેટને | ૨૩૩ |
| નારાયણ રામચદ્ર ગોડબોલે | ૨૩૨ |
| કાંડેર મુકુંદ રાજારામ | ૨૩૧ |
| હરિ રઘુનાથ કબાડી | ૨૩૦ |
| બાલચંદ્ર આણ્ણાનવાલરે | ૨૨૯ |
| કેશવ ગણેશ જોશી | ૨૨૮ |
| નારાયણ જકુ લોપ | ૨૨૭ |
| જીવણ કેશવ કોરે | ૨૨૬ |
| બાલકૃષ્ણ ચેન્ડુ મહાર્જન | ૨૨૬ |
| દત્તાત્રેય મહાદેવ મોનર | ૨૨૬ |
| ગણેશ સીતારામ નીમાકર | ૨૨૫ |
| બાજીરાવ દામોદર વૈદ્ય | ૨૨૪ |
| બળવંત ગોપાળ મોકાશી | ૨૨૨ |
| ગજાનંદ ગોવિંદ દીક્ષીત | ૨૨૧ |
| અનંત દેવજી દેશમુખ | ૨૨૦ |
| વાસુદેવ નાના જાનપુરે | ૨૧૬ |
| સદાશીવ મહાદેવ લેલે | ૨૧૬ |
| શંકર દામોદર દીક્ષીત | ૨૧૩ |
| નરહરિ ક્રષ્ણા જોશી | ૨૧૨ |
| મોરેશ્વર પાંડુરંગ વડાકે | ૨૧૨ |
| સખારામ રઘુનાથ રાઉટ | ૨૦૯ |
| કેશવ ત્ર્યંબક દેવધર | ૨૦૮ |
| નાના યેસુ કદુ | ૨૦૦ |
| *બદ્રુદીન બડેમીઆં ફકીર ઉર્દૂ | ૩૧૦ |

* ઉર્દૂ.

અમદાવાદ.
તા. ૩૦મી જાન્યુઆરિ ૧૯૧૯. } (સહી.) D. S. Sawarkar.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર ભાગ.

તા. ક.—આ નામ માર્કના અનુક્રમ મુજબ સમજવાં.

જુદી નોંધ લીધી છે. આ ખાતે કુલ રૂ ૧૪૩ લાખનું ખર્ચ થશે એમ સરકાર ધારે છે. વોર એલાવન્સ એટલે લડાઈને લીધે મળતું ભથ્થું–પણ મંજુર કર્યું છે. તેનું કુલ ખર્ચ રૂપીઆ ૨૫ લાખ જેટલું થવાનો સંભવ છે, અને તેજ ખાતે ૧૩ લાખ રૂપીઆ દર વર્ષે ખર્ચ થવાનો સંભવ છે

ગયા સરકારી વર્ષમાં જે ટ્રેનીંગ કલાસો પહેલા વર્ષના શિક્ષક માટે ઉઘાડવામાં આવી છે તેની બીજી કેટલીક નિશાળો આ વર્ષમાં પણ શરૂ થશે; જેનું ખર્ચ રૂ ૧૫૦,૦૦૦ નવા વર્ષના અંદાજપત્રમાં દાખલ કર્યું છે. આથી સહજ જણાશે કે સરકાર કેળવણી પાછળ પુરતું ખર્ચ કરવા તૈયાર છે

માધ્યમિક કેળવણી તથા કોલેજોને લગતા કેટલાક સુધારાનું ખર્ચ નવા અંદાજ પત્રમાં દાખલ કર્યું છે. સ્ત્રી કેળવણીનો વધારે પ્રસાર કરવાનો રિપોર્ટ નરસમાન ડિરેક્ટર સાહેબ પાસેથી સરકારે માગ્યો છે. એક જાણવા લાયક ફેરફાર એ જ કે હવેથી ગુજરાતી નિશાળોના પાંચમાથી સાતમા ધોરણના વિદ્યાર્થીઓને અંગ્રેજી શીખવવાની યોજના પણ નવા અંદાજપત્રમાં દાખલ કરી છે. નામદાર સરકાર ઇચ્છે છે કે ધીમે ધીમે પ્રાથમિક કેળવણી એવા પુરા સ્વરૂપમાં વધારવી કે જેથી ગામડાના દરેક માણસની નિરક્ષરતા દૂર થાય.

૪. મુંબઈના નામદાર ગવર્નર સાહેબ સર જ્યોર્જ લોઈડ તારીખ ૨૬ તથા ૨૭ મી માર્ચ ૧૯૧૯ ના રોજ આ શહેરની પહેલવહેલી મુલાકાતે પધાર્યા હતા. પોતાનો અત્રે પધારવાનો ખાસ ઉદ્દેશ દુકાળની સ્થિતિનો પ્રત્યક્ષ મુલાકાત લઈ ખ્યાલ લેવાનો હતો. તે કામ ઉપરાંત પોતે આ શહેરના કેટલાક સ્થળો તથા કેળવણીની સંસ્થાઓની મુલાકાત લીધી હતી. તા ૨૭ મીએ સાંજે અત્રેની ગુજરાત કોલેજની મુલાકાત લઈ અમારી સંસ્થા જોવાને સાંજના સાડા પાંચ વાગે પધાર્યા હતા. કોલેજના પ્રિન્સિપલની સાથે પોતે દરેક કલાસમાં ફરી તેમજ લાયબ્રેરી, સ્કોલરોને રહેવાની ઓરડીઓ, રસોડું વગેરે જોઈ પ્રેક્ટિસિંગ સ્કૂલના છોકરાઓની ડ્રીલ તપાસી કેટલાક ખુલાસા તથા વાતચીત કર્યા બાદ સુમારે ૭ વાગે મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજની મુલાકાતે જવા વિદાય થયા હતા.



## લડાઇની મુખ્ય હકીકત.

( ગયા અંકથી ચાલુ )

( ગ. ગ. હરરાય અમુલખરાય દેસાઈ, બી. એ.)

જર્મનિએ બેલ્જીયમમાં કરેલા જુલમથી, દરીઆ પર વેપારી અને સહદારી વહાણોને તોડવાની તેમની નીતિથી, ઝેરી વાયુ વગેરે વાપરવાથી અને છેવટે તે બે હવાઈ વિમાનો માર્ફતે દરોગ પાડી નિર્દોષ બાળકો, સ્ત્રીઓ અને મરદોના ખુન કરવાથી અમેરિકા છેડાયું, અને તે આપણા પક્ષમાં જોડાયું. આથી આપણા પગ જોરશેર છે. આજે અમેરિકાના ૨૩ લાખ માણસો આપણા તરફથી લડે છે, જર્મનોને પાછા વળી હઠવુ પડયું છે, તેથી તે સલાહ કરવાની વાત કરવા માંડે છે પણ જર્મનિનાં સલાહનાં કહેણ છેતરનારાં છે. તેના પુરાવા રૂપે રશિઆ સાથેની તેની વર્તણુકનું સહેજ વર્ણન બસ થઈ પડશે. જ્યારે રશિઆમાં બળવો થયો ત્યારે જર્મનિએ પોતાના પ્રધાન બેથમેન હોલવેગની માર્ફતે કહાવ્યુ કે જે સલાહ થશે તેમાં એક બીજાનો મુલક લઈ લેવાની યા લડાઈની નુકશાની આપવાની સરતજ નહિ થાય. ત્યારબાદ તેના નવા પ્રધાન ડૉ માઈકેલીસે પણ તેને મળતાજ ઉદ્દગારો કહાડયા. જ્યારે સલાહની વાત ચાલતી હતી તે દરમિયાન જર્મન લશ્કર આડુ અવળું ફરી વળ્યું કે રશિઆ પાછળથી કદાચ લડે તો પણ તરત મહાત થઈ જાય. ૧૯૧૭ની ૧ લી ડિસેંબરથી બ્રેસ્ટલીટાસ્ક ખાતે સલાહનો વિચાર ચાલવા માંડયો એટલામાં જર્મનિએ રશિઆના તાબાના પ્રાંત યુક્રેનીઆ સાથે ૧૯૧૮ ના ફેબ્રુઆરિમા જુદી સલાહ કરી અને પાછળથી પોતાના જાસુસોની ખટપટથી રશિઆની અંદર પુરી ફાટફુટ થઈ ગઈ, ત્યારે પોતાનું ખરૂ સ્વરૂપ પ્રકાશી રશિઆનો પશ્ચિમનો અને દક્ષિણનો દરીઆને લગતો ભાગ પોતાને કબજે કરી લીધો, અને એ પોતાનાજ કબજામાં રહે એવી સલાહ કરવાની તેણે રશિઆને ફરજ પાડી.

આ લડાઈ ઘણી ભારે છે, અને તે અસલી તરવારો કે તીરથી લડાતી લડાઈ જેવી નથી, કે પાછળથી લડાતી નાની બંદુકો અને તોપોથી લડાતી લડાઈ જેવી નથી. એનો ખ્યાલ આપવા સારૂ ત્યાં શાં શાં સાધનો વપરાય છે તે જોઈએ. માણસે જાતે પોતાની અક્કલ હોશિયારીનો ઉપયોગ કરી મોટાં મોટાં જબરજસ્ત હથિયારો બનાવ્યાં છે, તે હથિયારો આ લડાઈમાં

વપરાય છે. આજની તોપો જુના વખતની તોપો જેવી નાની નથી. આમાંની કેટલીક તો ઘણીજ મોટી છે, અને તેને ખેંચવા સારૂ મોટર ગાડીઓ અથવા ઇન્જીનો જોઈએ છે. આવી તોપોમાંથી ગોળા છૂટે છે તેનું વજન લગભગ ૧૦ મણ હોય છે, અને તે આઠ દશ માઈલ દૂર જઈ શકે છે. એક આવો ગોળો જમીન પર પડી ફાટે તો ત્યાં સાત આઠ ઘોડા દટાઈ જાય એવો મોટો ખાડો પડે છે. વળી બીજી તોપો હમણાં વાપરવામાં આવે છે, તેમાંથી નાના ગોળા છૂટે છે પણ તે ૧૦ થી ૫૦ માઈલ દૂર જાય છે. દરીઆ પર જે આગબોટો હોય છે તે આગબોટોમાં જે લડાઈની આગબોટો હોય છે તે હવે ઘણી મોટી અને લોખંડનાં પતરાંની બાંધેલી હોય છે. મોટામાં મોટી આગબોટની આસપાસ લોખંડનું પતરૂં ૧૫ ઇંચ એટલે એક હાથ જેટલું જાડું હોય છે. આવી આગબોટોમાં મોટી તોપો હોય છે. જેમાંથી માણસ જેટલો ઉંચો ગોળો છૂટે છે. આ ગોળા બાથમાં આવી શકે એટલા મોટા હોય છે. આવા ગોળા વહાણથી પંદર માઈલ ફેંકવા હોય તો સહેલાઈથી ફેંકી શકાય એવી એ તોપ મજબુત હોય છે. તે ઉપરાંત ઝડપથી ચાલતાં નાનાં બારકસો—ક્રુઝરો હોય છે, જેમાં સપાટાબંધ ફુટે એવી નાની તોપો હોય છે. વળી એવાં કેટલાંક બીજાં બારકસો હોય છે કે જે દરીઆ પર તરે પણ ખરાં, અને દરીઆમાં ડુબકી મારીને ચાલે પણ ખરાં. એને સબમરીન કહે છે. આવા સબમરીનોમાંથી જે ગોળા છૂટે તેને ટોરપીડો કહે છે. આ ટોરપીડોમાં રૂની બનાવટનો દારૂગોળો હોય છે જ્યારે આ ટોરપીડો સામા વહાણને વાગે છે ત્યારે તે ફૂટે છે, અને તે વહાણનાં જાડાં પતરાંને પણ તોડી નાખે છે. હાલ જે હાથથી ફોડવાની બંદુકો વપરાય છે તે પણ આપણી જુની બંદુકો કરતાં જુદી જાતની હોય છે. હાલની બંદુકો ઝડપબંધ ફૂટી શકે છે, વળી તે ઉપરાંત યાન્ત્રિક બંદુકો વપરાય છે, જેમાંથી એક મિનિટમાં લગભગ ૬૦૦ ગોળીઓ છૂટે છે. આવી યાન્ત્રિક બંદુકોથી ગોળીઓનો વરસાદ વરસાવી શકાય. આવી મેદાની હાથની બંદુકો, યાન્ત્રિક બંદુકો, અને તોપો રોજ ફૂટે છે. તેને માટે ઇંગ્લાંડમાં અને ફ્રાન્સમાં ધમધોકાર કામ ચાલે છે, અને હવે વળી તે માલ અમેરિકાથી પણ આવતો થયો છે, એટલે આપણે ઘણો સખત મારો ચલાવી શકીએ છીએ. આ ઉપરાંત વળી હવાઈ વિમાનોથી પણ લડાઈ ચાલે છે. સાદાં બલુનો જે એક કોથળી જેવાં હોય છે

અને જેમાં હલકો વાયુ ભરે છે તે ઉડાડવામાં આવે છે. આવાં સત્તર સત્તર સાઠાં બલુનોને એકઠાં રાખી એક ઝેપેલીન નામનું મોટું બલુન બનાવાય છે. જે વડે હવામાં મરજીમાં આવે ત્યાં જઈ શકાય છે. એ ઝેપેલીન આપણા દુશ્મનો વાપરે છે પણ એથી સસ્તાં અને ઝડપબંધ ચાલે એવા એરોપ્લેન એટલે હવાઈ વિમાનો વપરાય છે. આ એરોપ્લેન યંત્રકામની મદદથીજ ઉંચે ઉડે છે, તે કલાકના ૭૫ માઈલની ઝડપે ચાલે છે. આ બન્નેમાંથી બોમ્બ ગોળા ફેંકી શકાય છે.

જે લડાઈના આવા ભયાનક શસ્ત્રો વપરાય છે તેની અસર રણક્ષેત્રમાં રહેલા સિપાઈઓના મન ઉપર તેમજ તેની હકીકત સાંભળી આપણા મન ઉપર પણ ઘણી થાય છે. આજકાલ જર્મનો પાસે ઘટતી જાય છે. શાન્તિના વખતમાં જર્મનીમાં યુનાઈટેડ સ્ટેટ્સમાંથી, હિંદુસ્તાનમાંથી અને બીજા દેશોમાંથી ખોરાકની વસ્તુઓ તથા તાંબુ, રૂ વગેરે ગોળી અને દારૂ બનાવવામાં આવતી ચીજો અને ચામડા વગેરે જતાં હતાં, પણ તે આવતાં હવે બંધ થયાં છે. જર્મનોના પોતાના દેશમાં અનાજ માત્ર ઘણો થોડો થતો હતો. પોતાને ત્યાં થોડો ઘણો જથ્થો ભેગો કરી મૂક્યો તે અને પોતાના દેશમાં દર વરસ પેદા થાય તેમાંથી સાચવીને વાપરતા પણ હવે તે બધું વપરાઈ ખૂટી જવા માંડ્યું છે, અને જેમ વખત જાય છે તેમ તે કુલ તમામ થઈ જશે. ત્યાંની વસ્તીમાંના ૧૮ વરસની ઉપરના અને ઘરડા પુરુષો એ બધા લડાઈમાં રોકેલા અને તે પૈકી ઘણા મરી ગયા છે, ઘા ખાધેલા ઘવાયેલાઓના છે કે જે લડાઈ માટે નકામા છે. લાખો આપણા હાથમાં અને આપણા મિત્રોના હાથમાં કેદી તરીકે છે. જુવાન માણસો અને ૧૭ વરસના છોકરાઓ હવે તે લશ્કરમાં ભરતી છે. આવા બાળકો લડાઈ લડતા નથી. તે થાકતું છે તે ઉપરાંત ઓસ્ટ્રિયામાં ફાટફૂટ થઈ છે, તેથી જર્મનીને વધારે ચિંતા થાય છે. ઓસ્ટ્રિયાને હાલ તુરત છૂટા લડવું ભારી લાગ્યું છે. આપણા લશ્કરમાં તો ઈંગ્લાંડ, ફ્રાન્સ, કેનેડા, આસ્ટ્રેલિયા, આફ્રિકા વગેરે મુલકમાંથી મોટી ઉંમરના માણસો આવ્યાજ જતાં હતાં. હિંદુસ્તાનમાંથી પણ આપણા દેશની આબરૂ જાળવી રાખવા સારૂ હજારો માણસો લશ્કરમાં જોડાતા જાય છે. હવે વળી અમેરિકા લડાઈમાં ઉતર્યું એટલે ત્યાંથી માણસોની રેલમછેલ થવા માંડી છે. આજે ૨૦ લાખ ઉપરાંત અમેરિકનો લડાઈમાં ઘુમી રહ્યા છે. ખોરાક તો કેનેડા, અમેરિકા, હિંદુસ્તાન,

ઑસ્ટ્રેલિયા અને દક્ષિણ આફ્રિકામાંથી જેટલો જોઈએ તેટલો આવેજ જાય છે આમ જ્યારે જર્મનોને દરેક ચીજની તાંણુ છે ત્યારે આપણે ત્યાં અને આપણા મિત્રોને ત્યાં તે પુષ્કળ છે. લડાઈ શરૂ થઈ ત્યારે ફ્રાન્સમાં તો દારૂગોળો અને બીજો સામાન પુષ્કળ હતાં; પણ આપણી પાસે તેમ ન હતું, કારણ કે આપણે તો દુનિયા સદાહશાન્તિમાં રહે એમ ઇચ્છતા હતા, અને તેથી લડાઈની તૈયારીજ નહિ રાખેલી, પણ ઇંગ્લાંડમાં ઉલટ, હોંસ, ઉત્સાહ અને જોઈએ તેવાં હથિયારો બનાવવાનાં સાધનો હતાં ગરદો અને સ્ત્રીઓએ રાત દિવસ મહેનત કરી ધીમે ધીમે એટલો બધો માલ બનાવ- માંડયો કે પોતાના લશ્કરને તો શું પણ તેણે પોતાના મિત્રોને પણ ભરપૂર સામાન મોકલવા માંડયો. લશ્કર સારૂ માણસો ઉત્સાહપૂર્વક આવવા માંડયાં, અને છેવટે ત્યાં ફરજીયાત લશ્કરી નોકરી થવાથી આજે માણસો ઉભરાઈ જવા માંડયાં છે. હવે આપણા તરફ માણસો પુષ્કળ છે, અને ખાવાનું પણ પુષ્કળ છે. આ ઉપરાંત આપણામાં ઉત્સાહ અને ઉમંગ પણ છે એટલે હવે જે વખત જાય છે તે વખતમાં આપણે જીતતાજ જઈએ છીએ. ગયા ચાર માસમાં તેમના લગભગ ૧૦ લાખ માણસનો ઘાણ નીકળી ગયો છે. તેમના લશ્કરી અમલદારોએ આ વરસમાં જીત મેળવવા ઘણો પ્રયત્ન કર્યો, અને આપણા લશ્કરને પાછું હઠાવેલું, પણ પાછળથી તેમને આપણે મારી હઠાવ્યા છે; અને આજે તેઓ રોજરોજ થોડા થોડા પાછા પડે છે. લડાઈની શરૂઆતમાં તેમણે પોતાના લશ્કરને અંગ્રેજ અને ફ્રેન્ચને એકદમ કચરી હરાવી જીત મેળવી તરત પાછા આવવાનો હુકમ આપેલો, પણ આજે ચાર વરસ થયાં એજ અંગ્રેજો અને ફ્રેન્ચો તેમને હંફાવે છે. રશિયા પડી ભાગ્યું છે, પણ ત્યાંના એક પક્ષે પાછું માથું ઉંચક્યું છે, અને તેને આપણા મિત્ર જાપાનનું લશ્કર મદદ કરે છે. આમ થવાથી પાછા પૂર્વમાં જર્મનના લશ્કરને દોડવું પડશે, તેથી આપણા વધતા જતા લશ્કર સામે તે ઓછું લશ્કર રાખી શકશે, પણ આ જર્મનો રણસંગ્રામમાં ઘણી ચીવટાઈથી અને હિંમતથી લડે છે તે કંઈ એકદમ નાશી જાય એવા નથી. હજુ ઘણી સખત લડાઈ લડવાની છે. વળી જ્યારે તેઓ હારી પોતાના દેશ તરફ હઠશે ત્યારે પોતાના દેશનાં રક્ષણ સારૂ ઝનુનથી લડશે અને તે વખતે પોતાથી બનતો પ્રયત્ન કરી આપણા લશ્કરની સામે ટક્કર લેશે. આવી વખતે આપણે ઘણો સખત

પ્રયત્ન કરવો પડશે, લશ્કરની ટોળીઓ તેમના ઉપર મોકલવી પડશે, રાત-દિવસ તોપો અને બંદુકોનો મારો ચલાવવો પડશે. આ માટે વધારે માણસોની ઘણી જરૂર છે. જેમ માણસો અને વધારે દારૂગોળો તેમ જીત પહેલી; દારૂગોળો પુષ્કળ જોઈશે તે બનાવવા માટે પણ માણસો જોઈશે, અને પૈસા જોઈશે. જો વહેલી લડાઈ પૂરી કરવી હોય, વહેલી જીત મેળવવી હોય, અને આપણી કીર્તિને ઝળહળતી કરવી હોય તો આપણા દેશમાંથી બળવાળા માણસોએ લશ્કરમાં જોડાવું જોઈએ, અને પૈસાદાર તથા ગરીબ દરેકે પોતાથી બને તેટલા પૈસા સરકારને ધીરવા જોઈએ. અત્યાર સુધી હિંદુસ્તાને ઘણું ઘણું કામ કર્યું છે મેસોપોટેમીઆમાં જીત ખરી આપણાજ લશ્કરની થઈ છે, પણ એટલેથી બસ નથી આપણા પવિત્ર દેશપર આવી જર્મન જેવી પરદેશી પ્રજા યા તેમના મિત્રો ચઢી ન આવે માટે આપણે જબરો પ્રયત્ન કરવાનો છે. આપણને વળી હથિયાર વાપરતા શીખવાની ગુજે તક આ વખતે આવી છે. આપણા મોટા આગેવો એવી તક આપવા હંમેશ રાજ્યકર્તાઓને વીનવતા આવ્યા છે. આજે રાજકર્તાઓએ આ માગણી કબુલ કરી છે. આપણા હજારો ભાઈઓ પોતાના વતનથી દૂર જઈ આપણા દેશની આબરૂ સાચવવા અને આપણી કીર્તિ વધારવા લડે છે, અને ત્યાં મરણ પામે છે, તેમના બહાદુર કામોને યાદ કરો, જ્યારે અમેરિકા જેના દૂર આવેલા દેશો, અને જાપાન જેવા દેશો ન્યાય અને સત્યને ખાતર આપણા રાજ્યકર્તાની પક્ષમાં જોડાયા છે, તો શું આપણે ઈંગ્લાંડ સાથે આવો ગાઢ સંબંધ ધરાવતા હોવા છતાં પણ વધુ પ્રયત્ન નહિ કરીએ? આપણે આપણા દેશની આબરૂ વધારવાની છે, આપણા કુળની આબરૂ વધારવાની છે, આપણા રાજ્યકર્તા તરફની અને આપણા દેશ તરફની આપણી પવિત્ર ફરજો અદાવવાની છે અને જો તેમ આપણે પછાત પડીશું તો આપણા જે ભાઈઓ રણક્ષેત્રમાં પડયા છે તેમના અમર આત્માઓ આપણા તરફ તિરસ્કારથી જોશે, અન્ય દેશના લોક આપણને નીચ, બીકણ, બાયલા, દેશદ્રોહી, રાજદ્રોહી માનશે; આપણા પૂર્વજો લાજશે. નાનાં તેમજ મોટાં—સ્ત્રી તેમજ પુરૂષ—દરેકે આજે સખત પ્રયત્ન કરવાનો છે, અને તેમ કરી આપણે આપણી ખરી ફરજ અદા કરવાની છે.

# વિગ્રહને લીધે પ્રસિદ્ધિમાં આવેલાં ભવિષ્યમાં યાદ રાખવા લાયક સ્થળો.

(ગયા અંકથી ચાલુ.)

(રા. બી. કે. પટવા. બી. એ. એસ. ટી. સી. ડી.)

## બેલ્જીયમ.

લીજ—જર્મનિથી બેલ્જીયમમાં થઈને ફ્રાન્સ જવાના માર્ગ ઉપર કિલ્લો. વિગ્રહની શરૂઆતમાં ૧૯૧૪ના ઓગષ્ટની ૪ થી તારીખથી આ કિલ્લા આગળ બહાદુર બેલ્જીયન સરદાર જનરલ લીમને ફક્ત ૨૦ હજાર માણસોથી આખા જર્મન લશ્કરને સાત દિવસ રોકી રાખ્યું હતું, અને તેથી ફ્રાન્સને તૈયારીનો સમય મળી ગયો હતો, અને એ રીતે એકદમ ફ્રાન્સપર હુમલો કરી પારિસ કબજે કરી ફ્રાન્સને ફટકો મારવાની જર્મન બાજી રદ ગઈ હતી.

નામૂર—લીજથી આગળ બીજો મદ. લીજ પછી અને પણ જર્મનોને ૧૯૧૪ના ઓગષ્ટમાં ચર દિવસ અટકાવ થયો હતો.

શાર્લરોય—નામૂરની દક્ષિણે ગામ. બેલ્જીઅનોની મદદે જતા ફ્રેન્ચ લશ્કરપર નામૂર જીતીને આગળ વધેલા આખા જર્મન લશ્કરે ૧૯૧૪ ના ઓગષ્ટની ૨૧મી એ અત્રે ઓચિંતો હુમલો કર્યો હતો. વિગ્રહની આ પહેલી લડાઈમાં ફ્રેન્ચોને પાછા હઠવાની ફરજ પડી હતી.

મોન્સ—શાર્લરોયની પાસે ગામ ઉપરની લડાઈ પછી બ્રિટિશ લશ્કર અત્રે ઓચીંતું મપડાઈ ગયું હતું, પણ જનરલ સ્મીથ ડોરીયનની કુનેહથી લશ્કરને જર્મન છટકામાંથી કટાકટીના સમયે બચાવી સહીસલામત ફ્રાન્સમાં પાછું લીધું હતું, અને પછી ઉપર જણાવ્યા મુજબ માર્ન આગળ સપ્ટેમ્બર માસમાં મિત્રલશ્કરે જર્મનોને સખત હાર આપી હતી.

યપ્રેસ—બેલ્જીયમની દક્ષિણે ફ્રાન્સની સરહદ પાસે શહેર. આ વિગ્રહમાં સૌથી વધુ શત્રુઓનો ભોગ લેનારૂં રણક્ષેત્ર. એ જોને હંફાવવા માટે જર્મનોને ફ્રાન્સના ઉત્તર કિનારાનો (ખાસ કરી કેલેનો) કબજો મેળવવા માટે આ મથક સર કરવાની જરૂર હતી બ્રિટિશ લશ્કરે તેનો મજબુતીથી બચાવ કર્યો હતો. અને ત્રણ મોટી લડાઈઓ થઈ હતી જે દરેક મહીના સુધી ચાલી હતી. અંગ્રેજોએ લાખો જાનોના

જોગે માર્શલ ટેગના વડાપણા હેઠળ પોતાથી ઘણા મોટા લશ્કર સામે આ મથક છેક સુધી ટકાવી રાખી નામના મેળવી છે. બેલ્જીયન સરકારે આ શહેરનાં ખંડેરો અંગ્રેજ વીરોની યાદગીરી તરીકે જાળવી રાખી બીજી જગાપર નવું શહેર વસાવવાનો ઠરાવ કર્યો છે.

**ઝીબ્રુગ**—આ બંદરને જર્મનોએ બેલ્જીયમ કબજે કર્યા પછી પોતાનું મુખ્ય લશ્કરી મથક બનાવ્યું હતું. બ્રિટિશ દરિઆઈ અને વિમાની કાફલાએ ઘણીવાર આ બંદરમાં બહાદુરીથી ધસી જઈ દરોડા પાડી લશ્કરી અસબાબને વારંવાર સખ્ત નુકસાન કરી જર્મનોને ઘણા હેરાન કર્યા હતા.

ઉપરનાં સ્થળો ઉપરાંત, એંટવર્પનો દરીઆ કિનારાનો કિલ્લો, યપ્રેસ પાસેનું ડિકસમુડ તથા ઓસ્ટેંડ બંદરને પણ આ વિગ્રહ સાથે સંબંધ છે.

## રશિઆ.

**વોર્સો**—રશિઅન પોલાન્ડની રાજધાની. ત્રણવાર નિષ્ફળ થયા પછી ૧૯૧૬-માં જર્મનોએ તે કબજે કરી. કૈસરની પારિસ, કેલે તથા વોર્સો થોડા વખતમાં કબજે કરવાની મહત્વાકાંક્ષામાંથી ફક્ત આ એકજ શહેર તે લઈ શક્યો હતો.

**પેટ્રોગ્રાડ**—યુરોપી રશિઆની રાજધાની. લડાઈ પહેલાંનું જર્મન નામ સેન્ટ પીટર્સબર્ગ બદલીને પેટ્રોગ્રાડ નામ ૧૯૧૪થી થયું છે. આ શહેર તરફ વધવા માટે જર્મનોએ જમીન તથા દરિઆમાર્ગે રાઇગામાં લશ્કર ઉતાર્યું હતું, પણ તે ત્યાંથી આગળ વધી શક્યું ન હતું.

**વ્લાડીવોસ્ટોક**—સાઇબીરિઆમાં જાપાન સામે પીળા સમુદ્ર કાંઠે બંદર. ટ્રાન્સ-સાઇબીરિઅન રેલ્વેનું છેલ્લું સ્ટેશન. રુસોજાપાન વિગ્રહમાં પ્રખ્યાત થયેલું શહેર. આ વિગ્રહ દરમિઆન મિત્રરાજ્યો અને ખાસ કરીને જાપાન આ બંદર મારફતે રશિઆને મદદ મોકલતાં હતાં.

આ સિવાય વહેવાર માટે શ્વેતસમુદ્રમાંનું આર્કેન્જલ તથા કાળા સમુદ્રમાંનું ઓડીસા બંદર દારુગોળાનાં કારખાનાં માટે મોસ્કો તથા કીફ, અને કોકસસ પર્વતની તળેટીના મુલકમાંનાં બાકુ અને બાતુમ બંદરો પણ હવે વધુ જાણીતાં થયાં છે.

## બાલ્કન દ્વીપકલ્પ.

**ગેલીપોલી**—યુરોપી તુર્કીની દક્ષિણે નાનો પહાડી દ્વીપકલ્પ. અત્રે ૧૯૧૫ માં બ્રિટિશ લશ્કર ઉતારી તુર્કીને ચાલુ ધાસ્તીમાં રાખી બીજા રણક્ષેત્રો ઉપર દબાણ ઓછું કરવામાં આવ્યુ હતું. પાછળથી સેલોનિકાનું મથક નક્કી થતાં અને અત્રે પુરતી ફતેહ નહિ મળવાથી કેટલીક નુકસાની સહી બ્રિટિશ લશ્કર અંત્રેથી પાછુ બોલાવી લેવામાં આવ્યું હતુ.

**સેલોનિકા**—ગ્રીસની દક્ષિણે બંદર. લડાઈ દરમિયાન આ બંદર કબજે કરી મિત્રરાજ્યોએ પોતાના બાલ્કન લશ્કરનું મુખ્ય મથક અત્રે કર્યું હતુ. સેલોનિકાથી આગળ વધી ધમારો કરી ૧૯૧૮ના સપ્ટેમ્બરમાં બલગેરિઅનોને મહાત કરવામાં આવ્યા પછી દુશ્મન રાજ્યોની પડતી શરૂ થઈ હતી.

**નીશ**—સર્વિઆની અસલની રાજધાની બર્લીન-બાઝેન્ટાઈન (ઇસ્તંબુલ) બગદાદ લાઈન પરનું શ્હેર લડાઈ શરૂ થયા પછી બેલગ્રેડથી થોડો વખત રાજધાની અત્રે રહી. અને પછી મોનેસ્ટીર લઈ જવામાં આવી. મોનેસ્ટીરનો બચાવ ઘણો વખત કર્યા પછી નિરુપાયે તે કિલ્લો પણ સર્વિઅનોને છોડવો પડ્યો હતો.

**ઉસ્કુબ**—સર્વિઆની દક્ષિણે શહેર. અત્રે મિત્રલશ્કરે સેલોનીકાથી ધસી આવી બલગેરિઅન લશ્કરને ઘેરી બલગેરિઆને બીનશરતે શરણે થવાની ૧૯૧૮ના સપ્ટેમ્બરમાં ફરજ પાડી.

**ગોરીઝા**—આસ્ટ્રિઆનો આલ્પ્સ પર્વતમાંનો ઈટાલી તરફનો પહાડી દુર્ગ. ઈટાલીએ ૧૯૧૭ માં અદ્‌ભુત રીતે પહાડોમાં સુરંગો મૂકી કબજે કર્યો હતો.

## તુર્કી—મેસોપોટેમીઆ.

**ટેસીફોન**—બગદાદથી વીસ માઈલ દક્ષિણે એક પ્રાચીન પ્રખ્યાત શહેરના ખંડીએરો. જનરલ ટાઉન્શેન્ડની સરદારી નીચે અત્રે મોટા તુર્કીશ લશ્કરને નાના બ્રિટિશ લશ્કરે સખત હાર આપી હતી.

**કુટ-અલ-અમારા**—બગદાદથી અઠીંમો માઈલ ઉત્તરે ટાઈગ્રિસ નદીપર કિલ્લો. અંગ્રેજો તે લીધા બાદ, આગળ વધી ટેસીફોનની લડાઈમાં તુર્કીને

હરાવી પાછા ફરતાં અત્રે ઘેરાઈ ગયા હતા. ત્રણ માસ ટકાવ કર્યા પછી તેમને તુર્કોને શરણ થવાની ફરજ પાડી હતી. ત્યાર પછી જનરલ મોડે બ્રિટિશ લશ્કરની સરદારી લઈ કુટ પાછું જીતી લીધું હતું, અને આગળ વધી બગદાદ પણ કબજે કર્યું હતું. પછીથી જનરલ માર્શલ છેક મોસલ સુધી આગળ વધ્યો હતો, અને તેજ વખતે જનરલ એલનબીએ પેલેસ્ટાઈનમાં તુર્કોને સખત શિક્ષા આપી હતી જેથી તુર્કી શરણે આવ્યું હતું.

## આસ્ટ્રિઆ-હંગરી.

**સારેજેવો**—બોઝનીયા પ્રાંતની રાજધાની. આસ્ટ્રિઆના પાટવી કુમારનું ખૂન અત્રે કોઈ સર્વિઅને ૧૯૧૪ના જૂનમાં કર્યું, અને તે બહાનું લઈ આસ્ટ્રિયાએ સર્વિઆ સાથે લડાઈ જાહેર કરી, અને પછી જર્મનિના કાવત્રાંથી આખું જગત તેમાં સંડોવાયું.

**લેમ્બર્ગ**—ગેલીશિયા પ્રાંતનું મુખ્ય કિલ્લેબંધી શહેર. લડાઈ દરમિઆન બે વાર આ કિલ્લાને ઘેરો ઘાલી રશિઆએ કબજે કર્યો અને બે વાર આસ્ટ્રિઆએ પાછો જીતી લીધો.

**ટ્રીએસ્ટ**—આડ્રિઆટિક સમુદ્રમાં આસ્ટ્રિઆનું મુખ્ય બંદર અને દરીઆઇ કાફલાનું મથક આ બંદરપર ઈટાલીએ પોતાનો હક છે એમ જણાવી તેની માગણી કરી જે આસ્ટ્રિઆએ કબુલ નહિ રાખવાથી ઈટાલીએ આસ્ટ્રિઆ સામે લડાઈ જાહેર કરી.

## જર્મનિ.

**ટેનનબર્ગ**—પૂર્વ પ્રશિયામાં શહેર. ૧૯૧૪ માં અહિં આગળ જર્મન જનરલ હીન્ડન્બર્ગે રશિઅનોને હરાવ્યા હતા.

**ઈસેન**—પ્રશિયાના રાઈન નદીના પ્રદેશમાં શહેર. અત્રે પ્રખ્યાત ક્રપ કંપનિનાં દુનિઆમાંનાં મોટામાં મોટાં તોપો તથા દારૂગોળાનાં કારખાનાં છે.

**કીલ**—ઉત્તર સમુદ્રમાં પડતું બંદર. આ બંદરથી બીજી બાજુએ બાલ્ટિક સમુદ્ર સુધી આરપાર ડેનમાર્કની દક્ષિણેથી એક નહેર બાંધવામાં આવી છે તેને કીલકેનાલ કહે છે તે ઉત્તર અને બાલ્ટિક સમુદ્રને જોડે છે. આ નહેર જર્મન નૌકાસૈન્યનું મુખ્ય મથક છે, અને આણે જર્મન નૌકાબળ સુરક્ષિત નિર્ભયપણે રહી શકે છે.

## દરિઆઈ મથકો

શેકલેન્ડએરા—દક્ષિણ અમેરિકાની દક્ષિણે. ૧૯૧૪ના ડિસેમ્બરમાં અત્રે થયેલી પહેલી દરિઆઈ લડાઈમા જર્મનીનાં પાંચ વહાણો નાશ પામ્યાં હતા અને બાકીનાને નુકસાન ખમી નાસવુ પડયુ હતું

હેલીગોલાંડ—જર્મનિની વાયવ્યમા ટાપુ ૧૯૧૬ માં બીજું દરિઆઈ યુદ્ધ આ જગા પાસે થતાં ફરીથી જર્મન નૌકાસૈન્યને સખત હાર મળી હતી

જટલાંડ—ડેન્માર્કના કિનારા આગળ આ વખતનું નિર્ણયાત્મક મોટામા મોટુ અને છેલ્લું દરિઆઈ યુદ્ધ થયુ હતું તેમાં જર્મનિને ૨૦ વહાણોના ભયકર નુકસાન સાથે સખત હાર ખમવી પડી હતી અને તેનું આખુ નૌકાબળ નષ્ટ થતાં ધુમ્મસને લીધે સહજમાં બચી ગયું હતુ ત્યાર પછી જર્મન નૌકાઓએ દરિઆમાં આવવાની હિંમત લડાઈ દરમિઆન કરી નથી

ક્યાઉચ્યાઉ—ચીનમાં પીળા સમુદ્ર ઉપર લડાઈ પહેલાનું જર્મન તાબાનું બંદર ૧૯૧૪ ના ડિસેમ્બરમા જાપાને તેને ઘેરા ઘાલી કબજે કર્યું છે.

કોકોસ—અથવા કીલીંગ ટાપુઓ હિંદીમહાસાગરમાં સિલોનથી આસ્ટ્રેલિઆ જતા મધ્યમા દક્ષિણ પશ્ચાળાના બેટ હિન્દુસ્તાનમા ૧૯૧૪ મા પ્રખ્યાત થયેલી એમડન નામની ક્રુઝરને અત્રે સપડાવી પકડવામાં આવી હતી

---

## સ્લોઈડ શિક્ષણનાં સત્વો.

(ખડ—ગ પી ડી વ્યાસ, બી એ, એસ ટી સી ડી)

નૈસર્ગિક પ્રવૃત્તિઓને સાધનરૂપ સ્વીકારી શૈશવાવસ્થામાથીજ ચારિત્ર ઘડવું, શરીર કેળવવુ, અને મનનો વિકાસ કરવો, એ શિક્ષણનો ઉચામા ઉચો ઉદ્દેશ છે

શિક્ષકને સુવિદિત હશેજ કે બાળકને શિક્ષણ આપવામાં જેટલો ભાગ ક્રિયાત્મક હશે તેટલો ભાગ શિક્ષણની દૃષ્ટિએ વધારે લાભદાયી થશે,

આવા ક્રિયાદ્વારા બાળકોનું જ્ઞાન, દૃઢ થાય છે, અને એ દૃઢ થએલું જ્ઞાન સચવાઈ રહે છે.

ખરી રીતે જોતાં બાળકમાં શક્તિઓનો વિકાસ થતો જોવામાં આવે છે તે બાળકના સ્વપ્રયત્ન વડેજ, અને એ સ્વપ્રયાસની ટેવ બાળકમાં વધારે ને વધારે આવતી જાય એ શિક્ષકે જોવાનું છે; બાળકમાં ક્રિયાશક્તિ કેળવવી એ શિક્ષકનું કર્તવ્ય છે. શિક્ષક માત્ર માર્ગ સૂચવવો પણ બાળકનું કામ જાતે કરી દેવું નહિ.

બાલ્યાવસ્થાથીજ શુભ સંજોગોનો લાભ લઈ, તેવા સંજોગો ઉભા કરી બાળકને ઉત્તમ તાલીમ આપવી, અને તેનું ઉત્તમ ચારિત્ર ઘડવું, એ માબાપ તેમજ શિક્ષકનું કર્તવ્ય છે; એ ઉત્તમ શિક્ષણવડે યોગ્ય વયે પોતાની ફરજને બરાબર અદા કરી શકશે; અને એજ જીવનનું સાફલ્ય.

કહેણી કરતાં રહેણી કે કરણી માનવ જાતને વધારે લાભદાયી છે.

શું એ જાણીની વાત નથી કે શિક્ષણશાસ્ત્રનાં પાનાંઓની હજારવાર હેરફેર કર્યા છતાં શિક્ષકને પોતાના ધંધાનું જ્ઞાન તો શીખવવાથીજ મળે છે! એજ પ્રમાણે ક્રિયાશક્તિનો વિકાસ ક્રિયાવડેજ થઈ શકે છે; જેમ અવયવોની વપરાશ અવયવોને બળવાન બનાવે છે.

પુસ્તકો વાચીને કે બીજાઓને સાંભળીને જે શિક્ષણ મળે છે તેના કરતાં શુભ આત્મપ્રયાસવડે મળેલુ શિક્ષણ વધારે દૃઢ, વધારે લાભદાયી અને શક્તિઓના વિકાસના કારણરૂપ છે.

વિચારોને સ્વરૂપ આપવું, એ શિક્ષણની ચાવી છે. આવું શિક્ષણ આપવાના સાધનરૂપ ગણાતા વિષયોમાં સ્લોઈડની ગણના છે.

* કાગળનું કામ.

જુદી જુદી જાતના અને જુદા જુદા રંગના કાગળોના ઘાટ ઘડી ક્રિયાશક્તિનો વિકાસ કરવો એ સ્લોઈડ શિક્ષણનો હેતુ.

* વિશેષ વીગત માટે મારા મિત્ર મિ. દેઉરકરનો લેખ જુઓ વસન્ત. માઘ. સંવત્ ૧૯૭૪. અંક ૧.

# પ્રાથમિક સ્લોઈડ પાઠની નોંધ.

નીચેના પાઠની નોંધ માત્ર "બાહ્યલેખા" રૂપે સમજવી. શિક્ષકની શક્તિ (અનુભવ, જ્ઞાન, સમયસૂચકતા વગેરે ગુણો) પ્રમાણે પાઠની ખૂબી ઊઠે છે.

**પ્રસ્તાવના.**

ઈ. સઃ ૧૯૧૯ ની સાલથી પ્રાથમિક શાળાઓ માટે સ્લોઈડનો અભ્યાસક્રમ ગોઠવવામાં આવ્યો છે, તે પ્રમાણે ધો. ૪થામાં અભ્યાસક્રમ શરૂ કરતાં પહેલાં, સ્લોઈડ શિક્ષણમાં વપરાતાં સાધનો અને એ શિક્ષણને અંગે બીજી કેટલીક બાબતો તરફ લક્ષ આપવાની જરૂર છે.

સામાન્ય રીતે ત્રીજા ધોરણ સુધીમાં સ્લોઈડમાં વપરાતાં સાધનો જેવાં કે સેટસ્કવેર, કમ્પાસ, ફૂટપટ્ટી, વગેરેથી બાળકો અજાણ્યા હોય છે; તો અભ્યાસક્રમ પ્રમાણે પ્રથમથીજ કામ શરૂ કરી દેવામાં ઘણી ઘણી મુશ્કેલીઓ ઉભી થાય છે. આ મુશ્કેલીઓ દૂર કરવા માટે કેટલાક પ્રાથમિક પાઠો આપવાની જરૂર છે.

પાઠ સંબંધી કેટલીએક સૂચનાઓ. (બધી સૂચનાઓ આપવી એ અશક્ય છે.

પાઠ શરૂ કર્યા પહેલાંઃ—

(૧) સારી હવા અને પ્રકાશવાળો ઓરડો.

(૨) વિદ્યાર્થીઓને યોગ્ય બેઠકો આપવી, ને તે કાયમ માટે બેઠક આપવામાં આંખના દોષો, ઉંચાઈ નિચાઈ વગેરે જોવાં; તેમજ હાથ આમ તેમ વગર અડચણે ફેરવી શકાય એટલે દૂર વિદ્યાર્થીઓને એક બીજાથી બેસાડવા.

(વિદ્યાર્થી દીઠ એક ટેબલ અને એક સ્ટૂલ બેઠક હોય તો ઉત્તમ.)

(૩) પાટીઉ સ્વચ્છ અને યોગ્ય જગાએ હોવું જોઈએ.

(૪) શિક્ષકનું મેજ બહુ દૂર ન જોઈએ; (વિદ્યાર્થીઓ મેજ ઉપરની વસ્તુઓ બરાબર જોઈ શકે તેટલે દૂર.)

સાધનો. (શરૂઆતના ચોકમાં.)

(૧) ફુટપટી. '૧૨" ની લંબાઈની' ગજ છે-તેવી. જાહેરખબરવાળી ફુટપટી ન લેવી.)

(૨) કાગળની પટીની જોડ. દરેક પટી ૧૨ "×૧" આ પટીઓ રંગીન પાતળા કાગળની હોય તો વધારે સારૂં, નહિ તો ધોળા ચિનાઈ કાગળની પટીઓ ચાલશે.

(૩) વિદ્યાર્થીઓ માટેની પટીની જોડ અને એક જોડ શિક્ષક માટે, એવી રીતે જોઈતી કાગળની પટીઓ પોતાના મેજ ઉપર શિક્ષકે વ્યવસ્થાપૂર્વક મૂકવી.

સૂચના—ફુટપટી અને આ પટીઓ મેજ ઉપર સમાન્તરે આડી ગોઠવવી.

(અપૂર્ણ.)

## "ખ્રિસ્તી તહેવારો."

(શેષ લાજરસ, નોહાણુ)

પ્રસ્તાવના—રાજ્યવિપ્લવ તથા ધર્મક્રાન્તિના પ્રભાવે પણ ભાષામાં નવીન શબ્દો પ્રવેશ પામી શકે છે. આપણા દેશ પર નામદાર અંગ્રેજ સરકારની સત્તા પ્રવર્ત્તમાન છે, ને તેઓ ખ્રિસ્તી ધર્મના અનુયાયી છે, જેથી આપણી શાળાઓ તથા જાહેર સરકારી સંસ્થાઓમાં ખ્રિસ્તી તહેવારો (Holidays) ફરજીયાત રીતે પાળવામાં આવે છે. કિન્તુ કેટલાકો તે તહેવારોની ઉત્પત્તિ તથા તે દિવસો શા માટે પવિત્ર ગણાય છે, વગેરે બાબતોથી અજાણ માલમ પડે છે. અત્ર તેનું ટુંક વર્ણન આપવું ઉપયે ધારૂં છું.

દરેક પ્રજામાં અમુક અમુક તહેવારો પાળવાનો વહીવટ અતિ પ્રાચીનકાળથી ચાલ્યો આવે છે. ખ્રિસ્તી લોકો ફક્ત બેજ મોટા તહેવારો પાળે છે. એટલે (૧) નાતાલ અને (૨) ગુડફ્રાઈડે તથા ઇસ્ટર.

(૧) નાતાલ—નાતાલ શબ્દ પોર્ટુગીઝ ભાષાનો છે, ને રોમન કૅથોલિક ખ્રિસ્તીઓની મારફતે આપણા દેશમાં આવ્યો છે. લાટિન Natus (=Born) 'નાટસ' શબ્દ પરથી નાતાલ શબ્દ વ્યુત્પન્ન થયો છે. જેનો

અર્થ ફક્ત જન્મતિથિ—વર્ષગંથિ એટલોજ થાય છે. પણું આપ્તઃ ભગવાન્ ઈસુખ્રિસ્તની જન્મતિથિ માટેજ તે રૂઢ શબ્દ થઈ ગયો છે. અંગ્રેજીમાં એને Christmas કહે છે. જેનો અર્થ "ખ્રિસ્તી ૫ર્વ" એવો થાય છે. આ તહેવાર ડિસેમ્બરની તા. ૨૫ મીએ પાળવામાં આવે છે. કારણ, ખ્રિસ્તી લોકોની માન્યતા પ્રમાણે ઉક્ત તારીખે ભગવાન્ ઈસુખ્રિસ્તનો જન્મ (અવતાર) થયો હતો. સદરૂં દિવસે ખ્રિસ્તી લોકો સારાં સારાં કપડાં પહેરી દેવળોમાં પ્રાર્થના કરવા જાય છે. ગાયનો ગાય છે, વાજીંત્રો વગા છે, ને એક બીજાને સારી સારી ભેટો આપે છે, જેમાં "ક્રીસ્ટમસ કેક" તથા 'ક્રિસ્ટમસ કાર્ડ' પ્રધાનત્વ ભોગવે છે. વસ્તુતઃ દુનિયાના દરેક ધર્મવાળાઓ પોતાના પવિત્ર પેગમ્બરો તથા મહાન્ ભગવાનોની જયંતી ઉજવે છે; આ પ્રચાર કંઈ નવીન નથી.

નાતાલનું અસલ નામ Yule (યુલ) છે. અંગ્રેજીમાં વળી noe (નોએલ) શબ્દ પણ નાતાલને માટે વપરાય છે.

(૨) ગુડફ્રાઈડે અને ઈસ્ટર—સદરૂં બન્ને અંગ્રેજી શબ્દ છે. Good Friday =શુભ શુક્રવાર એને સારો કહેવાનું કારણ એવું છે કે, ભગવાન્ ઈસુખ્રિસ્તે જગતના ઉદ્ધારાર્થે ઉક્ત દિવસે પોતાના મુલ્યવાન દેહનું અર્પણ કર્યું હતું—વધસ્થલ (Cross) પર દેહાન્ત દંડની સજા ભોગવી પોતાનો પ્રાણ અર્પણ કર્યો હતો ને ભવિષ્યવાદ પ્રમાણે ત્રીજે દીવસે એટલે રવિવારે કબરમાંથી પુનરુત્થાન (resurrection) પામીને તેજ શરીરથી સ્વર્ગે ગમન—પ્રયાણ કર્યું હતું તે દિવસને ઈસ્ટર કહે છે.

ઈસ્ટર એ શબ્દ East (ગ્રીક Eas=)The dawn એટલે પૂર્વ દિશા, શબ્દ પરથી અને સંસ્કૃત उष्पत् પરથી વ્યુત્પન્ન થયો છે Ostara પ્રકાશ કે વસંતઋતુની દેવી માટે, એપ્રિલ માસમાં એક તહેવાર પાળવામાં આવતો હતો. અને તેથી આખા મહિનાનું નામ Easter month કહેવાતું હતું. એપ્રિલ શબ્દ લાટિન Apricus = Summer પરથી ઉપજ્યો છે.

યાહુદી લોકો તેમના યાહુદી વર્ષની શરૂઆત થયા પછી જે માસની ૧૪ મી તારીખ પહેલી આવે તે દિવસે તે તહેવાર પાળતા હતા. આ તારીખે ઘણું કરીને પૂર્ણચંદ્ર (પુનમ) હોય. વસ્તુતઃ સૂર્ય મેષ બિંદુમાં આવે અને વસંતઋતુ શરૂ થાય, ત્યાર પછી પહેલીજ પુનમે આ તહેવાર કરવો એવો

તેમનો ધારો હતો. કેટલાક એવો મત ઉઠાવ્યો કે ૧૪ મી તારીખેજ નહિ રવિવારેજ આ તહેવાર પાળવો જોઈએ, તકરાર વધી પડી. જેથી છેવટ ઈ. સ. ૩૨૫ માં નીસ શહેરમાં ખ્રિસ્તી ધર્મગુરુઓની મહાન સભા ભરવામાં આવી તેમણે ઠરાવ્યું કેઃ—

(अ) ઈસ્ટરનો તહેવાર રવિવારેજ પાળવો.

(ब) પાસ્કલ મહિનાની ૧૪ તારીખ પછી આવતો પ્રથમ રવિવાર લેવો

(क) જે ચાંદ્ર માસની ૧૪ મી તારીખ સૂર્યને વિષુવબિંદુમાં આવવાને દિવસે કે તે પછી પહેલીજ આવે તેને પાસ્કલ માસ સમજવો.

(ड) સૂર્ય માર્ચ માસની ૨૧ મી તારીખે વિષુવબિંદુમાં આવે છે એમ સમજવું.

આ ઉપરથી જણાશે કે નાતાલની પેઠે ઈસ્ટરની નક્કી તારીખ નથી. ફક્ત "એપ્રીલ મહિનો" એટલુંજ નક્કી છે. પણ તે તારીખ ઠરાવવામાં ગોપબિંદુની તારીખ, ચાંદ્ર માસની તારીખ, વાર અને સૌર વર્ષની શરૂઆત, વગેરે બાબતોની ચોક્કસ ગણતરી પર ધ્યાન આપવું પડે છે. તેટલા માટે અંગ્રેજી કેલેન્ડરોમાં તેનો નિર્ણય થાય છે. આપણા પંચાંગ પરથી ઈસ્ટરનો તહેવાર નક્કી કરવાની સરળ રીત એ છે કે, ૨૧ મી માર્ચ (વિષુવબિંદુના ચક્ર) પછી, જે પ્રથમજ પુનેમ આવે તે પુનેમ પછીનો રવિવાર તે ઈસ્ટર, અને તે સપ્તાહનો શુક્રવાર તે ગુડફ્રાઈડે સમજવો.

---

## કન્યાશાળામાં શિક્ષણ લેનારી બહેનોને શિખામણ.

(લેખક—સૌ. કૃષ્ણાગૌરી હિરાલાલ વિદ્યારામ રાવળ. મુખ્ય શિક્ષક–વિક્ટોરિઆ જ્યુબિલિ કન્યાશાળા. વુધ–રાજપુર–રેવાકાંઠા.)

૧ સવારમાં વહેલાં ઊઠવું, અને સારી રીતે દાતણ કરવું.

૨ હાથે પગે નખ વધવા ન દેતાં યોગ્ય સમયે નખ લેવડાવતાં રહેવું.

૩ શરીરના તમામ ભાગો ઉપરથી મેલ ઉતારી નિત્ય નહાવું, તથા ગરમીના દિવસોમાં બની શકે તો બે વખત નહાવું.

૪ માથાના વાળ મેલા થવા ન દેવા, ચોટલો ચોળતાં રહેવું તથા હમેશાં સવારમાં ચોટલો વાળવો. અને હિન્દુ બહેનોએ કપાળે ચાંલ્લો કરવો.

૫ રજાના દિવસોમાં લુગડાં ફાટયાં તુટયાં હોય તે સાંધીને દુરસ્ત કરવાં, તથા સાબુથી ધોઈને સ્વચ્છ રાખવાં.

૬ પ્રાતઃકાળે નહાયા પછી સ્વચ્છ વસ્ત્રો પહેરી થોડીવાર પ્રભુ પ્રાર્થના (ઇશ્વરભક્તિ) કરવી.

૭ હંમેશાં નિશાળના વખત પહેલાં પા કલાક પહેલાં હાજર થઈ જવું. અને બહુ જરૂરના કામ સિવાય ગેરહાજર રહેવું નહિ. જ્યારે ગેરહાજર રહેવાની જરૂર પડે ત્યારે બનતા સુધી અગાઉથી શિક્ષકની રજા મેળવવી.

૮ દરેક શનિવારે (અથવા અઠવાડિઆમાં એક દિવસ) પોતાના ઘરનું નવું અથવા જુનું સોયકામ લાવી તે કામનો વિશેષ અનુભવ મેળવવો. અને એ રીતે ઘરનું કામ કરી માબાપનો પોતાના પ્રત્યે તેમજ શાળા તરફનો પ્રેમ વધારવો,

૯ શિક્ષણ લેનારી બ્હેનોએ બનતાં સુધી કાંચળી કે ચોળી ના પહેરતાં હંમેશાં કબજા અથવા પોલકાં પહેરવા નિયમ રાખવો. પોલકાંની બાંહો ટુંકી ન રાખતાં ઘટિત રીતે લાંબી રાખવી એ સભ્યતા ભરેલું છે. શાળાના વખત બહાર માબાપને હમેશાં ઘર કામમાં તથા નાનાં ભાઈબહેનને સાચવવામાં મદદ આપવી; કે જેથી તેઓ ખુશી થઈને કન્યાઓને વખતસર નિશાળે મોકલે.

૧૦ શાળાનો અને ઘરનો વખત આળસમાં કે નકામી વાતોમાં ન ગુમાવતાં દરેક કન્યાએ પોતાનો અભ્યાસ પાકો કરવા તરફ વિશેષ ધ્યાન આપવું.

૧૧ શાળાના શિક્ષકો તરફ પૂજ્યભાવ અને પ્રેમ રાખી તેમની દરેક આજ્ઞા પાળી તેમને માન આપવું.

૧૨ પોતાના શિક્ષક કે માબાપ બોલાવે ત્યારે કેળવાએલા પારસી કુટુંબોનાં બાળકોની માફક 'જી' શબ્દનો ઉચ્ચાર કરી "હા, જી" "ના જી" કહી ધીમેથી મિઠાશથી વાત કરવાની ટેવ પાડવી.

૧૩ શિક્ષણ લેનારી મોટી વયની બ્હેનોએ સારી રીતે યાદ રાખવું કે હીરા, મોતી અને સુવર્ણ આદિના અલંકારોથી શરીર શણગારવું તેના કરતાં વિદ્યા અને સદ્‌ગુણ રૂપી અલંકારથી સુશોભિત થવું એ વિશેષ ઉત્તમ છે.

## ચૈત્રી વર્ષ અને ચક્રવર્તી રાજા શાલિવાહન.

(લેખક—સ્વ. માણેકભાઈ કહાનજી કવિ—રાજકોટ.)

### ગુડી પડવો, હુબદ કંકુ અને ત્રણ મહાવ્રત.

હાલ આપણે સંવત્સરનાં* મુખ્ય ત્રણ વર્ષ ગણીએ છીએ. ખ્રિસ્તીનું, વિક્રમનું, અને શાલિવાહનનું. ખ્રિસ્તી જાન્યુઆરીથી, વિક્રમ કાર્તિકથી અને શાલિવાહન ચૈત્ર માસના આરંભથી શરૂ થાય છે. શાલિવાહન અથવા ચૈત્રી વર્ષનો મહિમા આપણી ભણી (ગુજરાત કાઠિઆવાડમાં) બહુ ઓછો છે, પરંતુ દક્ષિણના ઘણા ભાગમાં તે એક મ્હોટા ઉત્સવ અથવા પર્વ તરીકે ઉજવાય છે.

શાલિવાહન અને વિક્રમના શકમાં ૧૩૫ નો અંતર છે, એટલે આપણી તરફ ચાલતો વિક્રમ સંવત્ ૧૯૭૫ છે. ત્યારે દક્ષિણ ભણી અથવા દક્ષિણી રાજ્યમાં ચાલતા શાલિવાહન શકનું આજે ૧૮૩૯ મું વર્ષ ઉતરી ૧૮૪૦ મું બેસે છે. આ બેસતા શકના આરંભથીજ (ચૈત્ર પ્રતિપદાથીજ) પ્રથમ કલ્પ, યુગ, વર્ષ અને માસની ગણત્રી થઈ એવું વિદ્વાનોનું માનવું છે.

પુરાણકાર જણાવે છે કે શ્રી રામચંદ્રજીએ ચૌદ વર્ષ વનવાસ ભોગવી આજે સીતાજી સહિત પોતાની રાજધાનીમાં પ્રવેશ કર્યો ને અયોધ્યાની પ્રજાએ તેની ખુશાલીમાં મોટો ઉત્સવ કરવાથી એ દિવસ વર્ષનો પ્રથમ દિવસ ગણાયો વળી બ્રહ્માએ આજેજ સૃષ્ટિ નિર્માણ કરી. વસુ નામનો રાજા તપ કરી આજે ઇંદ્રપદ પામ્યો, ને અમર ઇંદ્રે વસ્ત્રાલંકારના દાન દીધાં, તેથી આ દિવસ સર્વોત્તમ છે.

આ વર્ષની પ્રતિપદાને સાડાત્રણ મુહૂર્તમાંનું એક ગણવામાં આવ્યું છે, પણ તેમાં કાંઈક મતભેદ છે કેમકે કેટલાક પ્રથમપદે પુનેમને પડવો એટલે હોળીનો પડવો મુખ્ય ગણે છે ને કેટલાક ગુડી પડવો મુખ્ય માને છે. તે સંબંધી વળી આમ્ય લોકોમાં કહેવાય છે કે.—

---

* જૈનોનું સંવત્સર પર્વ, પર્યુષણ અથવા પજુસણ નામે પ્રસિદ્ધ છે. તે ભાદરવા સુદિ ચોથ પાંચમથી શરૂ કરી પુનમ સુધી ચાલે છે, એટલે તે દિવસ પ્રતિક્રમણ કરી, પાછલા વર્ષમાં થયેલા કાયિક, વાચિક, માનસિક દોષો સંબંધી જનોને ભેટી ક્ષમા માગે છે. પ્રાંતભેદે આ ચાલ કેટલાક વિક્રમ વર્ષ કાર્તિક સુદિ એકમે ને કેટલાક ચૈત્રી પ્રતિપદા પાળી એકએકને હળેમળે છે, તેને ખમાવવું કહે છે.

પુનેમનો પડવો, અમાસની બીજ;
વણુ પુછ્યું મુરત, તેરસ ને ત્રીજ.

ભાવાર્થ:—પડવો હોળીનો અથવા ચૈત્રી (શુદી પડવો) કાર્તિકની એટલે ભાઈબીજ ધનતેરશ અને અખાત્રીજ એ સર્વે મુહૂર્તમાં શ્રેષ્ઠ જાણવાં.

હોળીના પડવે ચાલતી ધિગામસ્તી જોતાં તેને શુભ મુહૂર્ત ગણવાને બદલે શુદી પડવાને તે સ્થાન આપવું ઉચિત છે કેમકે દક્ષિણી લોકો તે દિવસ પોતાના ઘરો સન્મુખ ધજા, કળશ બાંધી મોટો ઉત્સવ કરે છે, સવારમાં વહેલાં ઊઠી, ન્હાઈ ધોઈ સારાં વસ્ત્ર પહેરી દેવદર્શન જાય છે. એકમેકને હળે મળે છે ને મિષ્ટાન્ન જમે છે. એ ઉપરાંત વળી પુષ્પગુચ્છ એટલે લીમડાનાં કુણાં પાંદડાં તથા અશોકની કળી ખાવાનો ચાલ છે કેટલાકો લિંબડાનાં કુણાં પાંદડામાં મરી, ગોળ, હિંગ તથા સુવા એકઠાં કરી ખાય છે અને એ પણ એક ધર્મવિધિ ગણાય છે. પણ જુના કાળમાં અને ખાસ કરી વૈદક ગ્રંથમાં લિંબડાનું વર્ણન કરતાં કહ્યું છે કે પૂર્વે મોટા ઋષિ મુનિઓ, લિંબ ભક્ષણથી નીરોગી રહી યોગાભ્યાસ કરતા. આરોગ્ય, બળ બુદ્ધિ અને તેજ વૃદ્ધિ તેથીજ થાય છે. એ સુંદર તેમજ ગુણકારી વૃક્ષ, આ વસંત ઋતુમાંજ નવપલ્લવ બને છે ને કુદરતી રચનામાં મોટો ફેરફાર થાય છે.

નવી કેળવણી અથવા નવી પ્રવૃત્તિને લીધે સેંકડો પ્રાચીન વિધિઓનો ભાવાર્થ આપણે સમજતાં નથી, અને કેટલીક તો તેથી નષ્ટપ્રાય થઈ ગઈ છે. તેમ છતાં શુદી પડવા જેવી પવિત્ર તિથિઓ અને તે સંબંધી જે વિધિ અદ્યાપિ જળવાઈ રહી છે તેનું માન વાજબી રીતે સ્ત્રીઓનેજ ઘટે છે. આ ચૈત્ર માસમા ખાસ પ્રતિપદાને દિવસેજ નહિ પણ આખા મહિનામાં ચાલતી " દક્ષિણી લોકોની હળદ કંકુની વિધિ આપણું ખાસ ધ્યાન ખેંચે તેવી છે. હળદ કકુ એટલે હળદર કંકુ, ટોપરૂં તથા દ્રાક્ષ મેળવી તૈયાર કરેલી પ્રસાદી. આ પદાર્થ સંતાન પ્રાપ્તિ અર્થે દેવને નૈવેદ્ય દાખલ અર્પણ કરવામાં આવે છે. જે દિવસે એ ક્રિયા કરવાની હોય તે દિવસે સાંજે સ્ત્રીઓ પોતાના સગાંને ઘેર જાય છે અને તેમને ત્યાં પણ એ વિધિ કરતાં ગૌરીનાં ગીતો ગાવામાં આવે છે. કોઈ તેને ગૌરીપૂજન+ પણ કહે છે. આ પ્રસંગે જે

+ ભાદરવા મહિનામાં જે ગૌરીપુજન થાય છે તે તમામ કુમારિકાઓ કરે છે એટલે આ ગૌરીપૂજન તેથી જુદુંજ છે.

કુમારિકાઓ વ્રત કરતી હોય તેની કને તેના પતિનું નામ બધી સ્ત્રીઓ વારા ફરતી બોલાવે છે આ બીના અર્થ સૂચક લાગે છે, કેમકે આપણી પેઠે દક્ષિણીઓમાં પણ વરનું નામ નહિ લેવાની મર્યાદા હોવાથી તે નામ ઉખાણામા ગોઠવી બોલે છે, જેમકે —

> कोणाला मिळला माणक, कोणाला मिळला मोती!
> शंकर सारखा रत्न, पार्वती चे हाती.

ધર્મશાસ્ત્રમા મુખ્ય જે સર્વમાન્ય ત્રણ વ્રત કરવાના કહ્યા છે, તેમાં (૧) આરોગ્ય પ્રતિપદ—શરીર સભાળવાનું, (૨) વિદ્યાવ્રત—વિદ્યાકળા શીખવાનુ તથા (૩) તિલકવ્રત ઇશ્વરપ્રાપ્તિનુ સૂચન કરે છે માટે શરીર સાચવી વિદ્યા શીખીએ તો ઇચ્છિત સંપત્તિ પ્રાપ્ત થાય આરોગ્ય વિષયમાં આપણે અતિ અજ્ઞાન અને બેદરકાર હોવાથી જ્યાં ત્યા માદગી અને નબળાઈની ફરિઆદ ચાલુ છે, અને આપણી પ્રજા અ૫ાયુષી બની ગઈ છે. આ વિષયમા વાચકવર્ગે ખાસ લક્ષ આપી બાળલગ્ન અટકાવી ઘરગથ્થુ વૈદુ શીખવાની તથા ખાનપાનમા નિયમિત રહી તબીયતને અનુકૂળ ઋતુ ઋતુના ખોરાક ખાવાની તથા બ્રહ્મચર્ય પાળવાની ઘણીજ જરૂર છે બીજુ વિદ્યાવ્રત કહ્યુ તેમાં તો સર્વ વ્રતોનો સમાવેશ થાય છે, કેમકે વિદ્યાહીન મનુષ્ય જ્ઞાનચક્ષુ વિના કેવળ ચર્મચક્ષુથી વિશ્વનુ યથાસ્થિત અવલોકન કરી શકતો નથી, તેથી અધોગતિને પામે છે. માટે એ સદ્‌વિદ્યાવ્રત પાળવા સર્વેએ યથાશક્તિ શાસ્ત્ર અને સત્સગનું સેવન કરવુ આવશ્યક છે હાલ કેળવણીનો પ્રસાર થયેલો છે, પણ આપણને જે કેળવણીની જરૂર છે, તે મળશે ત્યારેજ આપણા કહેવાતા કેળવાયલા કુટુબોની સ્થિતિ સુધરશે, ખાલી ટાપટીપ અથવા ફેશનમાં પડવાથી કેળવણી વગોવાય છે, કેમકે એવા ફેશનેબલ લોકોનો મોટો ભાગ અપ્રમાણિક, આળસુ, અને બીજાનુ બગાડી પોતાની ઉન્નતિ ઇચ્છનારો જણાય છે ત્યારે તેથી અત્યત દુ ખ ઉપજે છે માટે સાદાઈ ગ્રહણ કરી સપત્તિના પ્રમાણમા સગવડ ઇચ્છવી ને યથાશક્તિ લોકોપકાર કરવો, એજ ઇષ્ટ છે આ ઉપરાંત ત્રીજુ તિલકવ્રત, બળ, પરાક્રમ અથવા ઐશ્વર્યની પ્રાપ્તિ સૂચવે છે, પણ તે વ્રત જ્યારે ઉપર કહેલા આરોગ્ય અને વિદ્યાવ્રત પ્રાપ્ત થાય ત્યારેજ બની શકે. વાસ્તે સત્ય સુખ મેળવવાની ઇચ્છા રાખનારે સારી રીતે તનમનનું રક્ષણ કરી એવી વિદ્યા શીખવી કે જેથી પ્રમાણિકપણે મનોરથ પરિપૂર્ણ થાય

આ ત્રણ મતના આરંભનો નવીન શક સંવત્સર એ સારો સમય છે. ગમે તે હેતુથી એ મુકરર કરવામાં આવ્યો હોય, પરંતુ મહત્વનો છે, એમા તો શક નથી. એકમેકને પ્રેમપૂર્વક મળવું, ગત વર્ષમાં જે સારાં કૃત્ય થયાં હોય તે સંભારી તેમાં વૃદ્ધિ કરવી, નઠારાથી દૂર રહેવું, અને નવા વર્ષની આબાદી માટે ઈશ્વરપ્રાર્થના કરવી એ શું થોડી અગત્યની બાબત છે? કેવળ જીવનકળા અથવા વયના વધારાથી સચવાતુ નથી પણ જે દિવસ આપણે હાથે કે આપણી માર્ફત એક પણ સુકૃત્ય થયું હોય તેજ દિવસ અને તેજ ઘડી સફળ જાણવી, અને છેવટ તેનીજ ગણના કરવાનો નિયમ બાંધીએ તો વારંવાર આપણને તેનો ખ્યાલ આવે. અને છેવટ એમજ સમજાય કે ગત વર્ષનો આપણે જોઇએ તેવો સદુપયોગ કર્યો નથી. કહેવાનું તાત્પર્ય એજ કે આજેજ શાલિવાહનનું નવુ વર્ષ શરૂ થાય છે, તો ચાલો યથાશક્તિ તન મન ધનની કોઈ પણ શુભ કામનો પ્રારંભ કરીએ.

દરેક એસના વર્ષને પ્રભવ, વિભવ, શુકન વગેરે ૬૦ નામો આપ્યાં છે. કાકતાલીય ન્યાય પ્રમાણે કેટલીકવાર જ્યારે તે પોતાના નામ પ્રમાણે ભાવ ભજવે છે, ત્યારે જોષીઓનુ કથન સત્ય પડે છે પણ કેટલીકવાર તેથી ઉલટુ સ્વરૂપ દેખાય છે, ત્યારે જ્યોતિશ અથવા ફળાદેશની શ્રદ્ધા બિલકુલ રહેતી નથી. દાખલા તરીકે શાકે ૧૮૩૪ ના શકનુ નામ આનંદ હતુ પણ એજ વર્ષમાં યુરોપનો ઘોર વિગ્રહ સળગી ઊઠતા આનંદને સ્થળે અફસોસ ફેલાયો હતો. (અપૂર્ણ.)



## બાળકોના આરોગ્ય માટે નિત્ય નિયમ.

(યુનાઇટેડ સ્ટેટ્સમાં પિટ્સબર્ગની જાહેર નિશાળો માટે આરોગ્ય-ખાતાએ ઘડેલા ધારાસંગ્રહ ઉપરથી.)

(અનુવાદક રા. રા. મણિલાલ શામળભાઇ દ્વિવેદી
એમ. એ., એસ. ટી. સી. ડી.)

**હવા**—ઘરમાંની હવા કદી બહારની હવા જેવી સારી હોતી નથી. બની શકે તે દરેક ક્ષણે બહારની ખુલ્લી હવામાં રહો.

**તડકો**—સૂર્યનો તાપ રોગના જંતુઓને વધતા અટકાવે છે. તમારા ઘરમાં અને કપડાં ઉપર સૂર્યનો તાપ પડવા દો.

**ઉંઘ**—દરેક રાત્રિએ બાળકોને ઓછામાં ઓછી દશ કલાકની ઉંઘ જરૂરની છે. ઉંઘવાના ઓરડાની બારી નીચેથી અને ઉપરથી ઉઘાડી રાખી ઉંઘો.

**સ્નાન**—દરરોજ ઓછામાં ઓછું એક વખત નહાઓ.

**રમત**—શિઆળામાં તેમજ ઉનાળામાં દરરોજ રમો, અને બને ત્યાં સુધી મેદાં ઘરની બહાર રમો.

**દૂધ**—ઉછરતાં બાળકો માટે દૂધ ઘણુંજ ઉત્તમ ખોરાક છે. મળી શકે તો દરરોજ ત્રણ કે ચાર પ્યાલા દૂધ પીઓ.

**પોશાક**—સુખ પડે તેવો અને આછો પોશાક પહેરો. કસરત, રમત, અને દીર્ઘ શ્વાસોશ્વાસ વડે શરીર ગરમ રાખો.

**પાણી**—દરરોજ ત્રણ કે ચાર મોટા પ્યાલા પાણી પીઓ.

**ખોરાક**—ખાવા બેસતા પહેલાં દરરોજ તમારા હાથ ધોઈને સાફ કરો. ખોરાક બરાબર ચાવીને ધીમે ધીમે ખાઓ.

**મોઢું, દાંત, અને નાક**—આ બધાં સાફ રાખો. કારણ કે રોગના જંતુઓને શરીરમા દાખલ થવાનાં તે બારીબારણાં છે.



## મુંબાઈ સરકારના નામદાર ગવર્નર સાહેબે પ્રાથમિક શાળાના ટ્રેન્ડ શિક્ષકોના પગારમાં નીચેનો ટાઈમ સ્કેલ-અમુક મુદતે મળતો વધારો મંજુર કર્યો છે.

### પહેલા વર્ષના શિક્ષકો.

| | મુંબાઈ ઇલાકો. | સિંધ. |
|---|---|---|
| (૧) સામાન્ય રીતનો વધારો. | રૂ. ૧૫-૧ (બે વર્ષે) વધી રૂ. ૨૫, ૨૫-૧ (દર વર્ષે) વધી રૂ. ૩૦. | ૨૦-૧ (બે વર્ષે) રૂ ૩૦<br>૩૦-૧ (દર વર્ષે) રૂ ૩૫ |
| (૨) ખાસ પસંદગીની ગ્રેડો. આ જગાઓ ઉપરની નીમણુંકો ૧૦ ટકા જેટલી થશે. | રૂ. ૪૦ | રૂ ૪૦ |

## બીજા વર્ષના ટ્રેન્ડ શિક્ષકો.

| | મુંબઈ ઇલાકો. | સિંધ |
|---|---|---|
| (૧) સામાન્ય સ્વરૂપનું | રૂ. ૨૦–૧ ( બે વર્ષે ) વધી રૂ. ૨૫, | રૂ. ૨૫–૧ ( બે વર્ષે ) વધીને રૂ ૩ |
| ટાઈમ સ્કેલ. | રૂ. ૨૫–૧ ( દર વર્ષે ) વધી રૂ. ૪૦, | રૂ. ૩૦–૧ ( દર વર્ષે ) વધીને રૂ. ૪૫ |
| (૨) ખાસ પસંદગીની ગ્રેડો. આ જગાઓ ઉપરની નીમણુંકો ૧૦ ટકા જેટલી થશે. | રૂ. ૫૫ | રૂ. ૫૫ |

## ત્રીજા વર્ષના ટ્રેન્ડ શિક્ષકો.

| | મુંબઈ ઇલાકો. | સિંધ |
|---|---|---|
| (૧) સામાન્ય સ્વરૂપનું ટાઈમસ્કેલ. | રૂ ૨૫–૧(દરવર્ષે)વધી રૂ ૪૦, રૂ. ૪૦–૨ (વાર્ષિક) રૂ. ૬૦, | ૩૦–૧(વાર્ષિક રૂ.૫૦ સુધી રૂ. ૫૦–૨ (વાર્ષિક) રૂ. ૬૦ |
| (૨) ખાસ પસંદગીની જગાઓ. આ નીમણુંકો ૧૦ ટકા જેટલી થશે | રૂ. ૭૫ | રૂ. ૭૫ |

ઉપરનુ ટાઇમ સ્કેલ ( ધોરણ ) ઇલાકા તથા સિંધ બન્નેને લાગુ પાડવામાં આવશે. માત્ર ટ્રેન્ડ પુરુષ તથા સ્ત્રી શિક્ષકો જે સરકારની હકુમત નીચેની એટલે કે સરકારી, લોકલબોર્ડ તથા મ્યુનિસિપલ શાળામાં કામ કરતાં હશે તે આ વધારો મેળવવા હકદાર ગણાશે; અને તા. ૧–૩–૧૯ થી ( એટલે ફેબ્રુઆરિ ૧૯૧૯ના પગા. ખાતે ગણી) આ વધારો અમલમાં મૂકવામાં આવ્યો છે.

તા ૧–૧–૧૯થી નામદાર મુંબઇ સરકારે ઇલાકા ખાતેની ટ્રેનિંગ કોલેજોમા અભ્યાસ કરતા સ્કોલરોની માસિક સ્કોલરશીપમાં રૂ. ૨–૦–૦નો વધારો મોંઘવારી ખાતે આપવાનું ફરમાવ્યુ છે. આ વધારો મોંઘવારી પુરતો જ છે, કાયમનો નથી.

## નોંધ.

તા. ૧–૪–૧૯૧૯ થી પ્રે રા ટ્રે. કોલેજના સંગીત શિક્ષક મિ. લક્ષ્મીરામ આદિત્યરામ વ્યાસ સરકારી નોકરીમાથી વાનપ્રસ્થ થયા છે. એજ સંસ્થાના બે ડ્રોઇંગ માસ્તરોમાંના એક મિ. રાજેન્દ્રરાય રતીસુરરાયની બદલી સુરત થઈ છે.

## કેળવણી ખાતાંની જાહેર ખબર.

### જપ્ત થએલાં પુસ્તકો

ઉ. વિ. મે. એ. ઇ. સાહેબના તા. ૫–૪–૧૯ ના હુકમ નં. ૨૪૮ ઉપરથી)
મુંબઇ સરકારના જ્યુ. ડિ૦ ના નીચેના હુકમો ઉપરથી નીચે લખેલાં
પુસ્તકો અને ચોપાનીઆંની બધી નકલો જ્યા મળી આવે ત્યા સને ૧૯૧૦
ના ઇન્ડિયન પ્રેસ એકટની રૂઇએ નામદાર શહેનશાહ તરફથી જપ્ત થ-
એલી જાહેર થઇ છે; કારણ કે બ્રિટિશ હિંદી સરકાર સામે ફિતુર કરવા
તેમજ ખૂની કૃત્યો કરવા અને બ્રિટિશ સરકારને દ્વેષ અને તિરસ્કાર ને
પાત્ર કરવાનું તેમાં લખાણ છે.

(૧) " ગઝુની મસીબોલીઆ, " ઉર્દુમાં લખેલા આ પુસ્તકની બધી
નકલો દિલ્હીના ચીફ કમીશ્નરે જપ્ત કરેલી જાહેર કરવામાં આવે છે.
( ફિરતે મુંબઈ જ્યુ. ડિ. તા ૧૮–૨–૧૯ ના હુકમ નં. ૧૩૫૪ )

(૨) ૧૯૧૮ ના ડિસેમ્બરમા દિલ્હીમાં મળેલી અગીઆરમી ઓલ
ઇન્ડિઆ મોસ્લેમ લીગના સ્વાગત કમીટીના પ્રમુખતરીકે ડૉ. એમ. એ.
અનસારીએ કરેલા ભાષણની અંગ્રેજીમાં અને વર્નાક્યુલરમા ભાષણના તે-
મજ તે ઉતારા અથવા નકલો જેમાં હોય તેવા દરેક સાધનોની જ્યાં
જડી આવે ત્યાં તેની બધી નકલો પંજાબની સરકારે જપ્ત કરેલી જાહેર
કરી છે. ( ફિરતે મુંબઈ. જ્યુ ડિ તા. ૨૫–૨–૧૯ના હુકમ નં. ૧૫૩૨ )

"નોટીસ" યાને "જાહેર ખબર' એ નામની અન્જુમન ઝીદૈયાની ઇસ્લામ
ઇન્ડિઆ તરફથી મુસલમાનો આંખો ઉઘાડો નિદ્રામાંથી જાગો ૯૦ થી,
શરૂ થતી અને બિસમલ્લા બોલો (એટલે શરૂ કરી) અલ્લાહો અકબર (ખુદા
સઉથી મોટા છે) એમ પોકારો તથા ફેંસલાના નિર્ણય માટે તૈયાર થાઓ
એ શબ્દો જેના અંદરમા છે તે પ્રકટ થએલી પત્રિકાને બંગાળાની સરકારે
જપ્ત થએલી જાહેર કરે છે. ( ફિરતે મુંબઈ, જ્યુ. ડિ. તા. ૨૭–૨–૧૯
ના હુકમ નં. ૧૬૨૫ )

( મહેરબાન ઉ. ભાગના એ. ઈ. સાહેબના તા. ૮–૪–૧૯
હુકમે નં. ૭૯૨ ઉપરની )

## ભૂગોળ ત્રીજા ધોરણ માટે.

આ ચોપડીની કિંમત રૂ. ૦–૪–૦ છે તે વધારી રૂ. ૦–૬–૦ છ આના કરવા મુંબઈની મેસર્સ, એન એમ ત્રિપાઠીની કંપનીને તેમનો તા. ૧–૪–૧૯ ના નં. ૧૬૦૦ ના કાગળના જવાબમાં મે. એ. ઈ. સાહેબે રજા આપી છે.

જે નવી આવૃત્તિ કાઢવાની છે તેનીજ કિંમતમાં વધારો કરવાની રજા આપવામાં આવી છે સામાન્ય વખતમાં છાપેલી ચોપડીની નકલોની કિંમતમાં વધારો કરવાનો નથી.

---

મે. ઉ. ભાગના એ ઈ સાહેબના તા. ૨૨–૪–૧૯ ના
નંબર ૫૪૭ના હુકમથી.

## જાહેર ખબર.

તા. ૧૦–૪–૧૯ ના મુંબઈ સરકારી ગેઝેટના ભાગ બીજાનાં ૫૦૬ મે પાને છાપેલી તા. ૧–૪–૧૯ના નં. ૭૨ ની ઉ. ભા. ના ઇનસ્પેકટર સાહેબની નોટીસ:

તા. ૧૬–૧–૧૯ ના મુંબઈ સરકારી ગેઝેટના ભાગ બીજાના ૨૪૭ મે પાને છાપેલા તા. ૩૦–૧–૧૯ ની એ ઓફીસની છાપેલી યાદીમાં છજીભાઈ રસાભાઇ રાણાને બદલે છજીભાઈ જસાભાઇ રાણા એમ વાંચવું.

| | |
|---|---|
| ઉ ભાગના<br>એજ્યુકેશનલ ઇન્સ્પેકટરની<br>ઓફીસ—અમદાવાદ,<br>તા. ૧–૪–૧૯૧૯ | ( સહી ) ટી. એસ. સાવરકર.<br>એજ્યુકેશનલ ઇન્સપેકટર<br>ઉત્તરભાગ. |

---

## જાહેર ખબર.

મે. ઉ. ભા. ના એ. ઇ. સાહેબના તા. ૧૬–૪–૧૯ ના નં. ૭૨૯ ના હુકમને આધારે. )

મેસર્સ મેકમીલન કંપનિ મુંબઈનાને તેમના તા. ૧૦–૨–૧૯ ના નં. ૧૩૯ ના પત્રના જવાબમાં ખબર આપવામાં આવે છે કે (૧) માર્સડેન કૃત ઇતિહાસના પ્રાથ મેક પાઠો તથા (૨) માર્સડેનકૃત બ્રિટિસ સામ્રાજ્ય નો ટુંક ઇતિહાસ એ બન્ને પુસ્તકોના મરાઠી, ગુજરાતી, કનારીઝ તથા સિંધી ભાષાંતરો આ ઇલાકાની પ્રાથમિક શાળાઓના ઉપયોગ માટે ઇનામ તથા લાયબ્રેરી તરીકે મંજુર કરવામાં આવે છે.

| | |
|---|---|
| પુના<br>તા. ૫–૩–૧૯ | સહી. કે. એસ. દીક્ષિત<br>ડાયરેકટર ઓવ પબ્લીક ઈન્સ્ટ્રકશન<br>વતી. |

મે. ઉ. ભાગના તા. ૨૧–૨–૧૯ ના નં ૧૩૬૧ ના હુકમને આધારે.

## જાહેર ખબર.

મેસર્સ કરસનદાસ નારણદાસ અને સન્સ ઠે. નાણાવટ સુરત.

તમારા તા. ૧૯–૧૨–૧૮ ના પત્રના જવાબમાં ખબર આપવામાં આવે છે કે સાસરાંકરકૃત મોટું અંકગણિતની કિંમત રૂ. ૦–૧૨–૬ છે તે વધારી રૂ. ૧–૨–૦ કરવાની મંજુરી આપવામા આવે છે. આ કિંમતનો વધારો કામ ચલાઉ છે અને કણુવાતની કિંમતની સાથે તેને સંબંધ નથી.

કપડાને બદલે કાગળના પુંઠાની બાંધણી કામચલાઉ મંજુર કરવામાં આવે છે.

| | |
|---|---|
| પુના<br>તા. ૧૩–૨–૧ | સહી. જે. જી. કોવર્ટન.<br>ડાયરેકટર ઓવ પબ્લીક<br>ઈન્સ્ટ્રકશન, |

(મે. ડિરેક્ટર ઓવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનના હુકમ નં. ૧૪૯૮૧ તા. ૨૬-૨-૧૯ તથા મે. એ. ઇ. સાહેબના હુકમ નં. ૧૪૧૯૧ તા. ૪-૩-૧૯ ઉપરથી)

## જાહેર ખબર.

પ્રાથમિક નિશાળો માટે મંજુર કરેલી ચોપડીઓની નીચેની યાદી સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| નંબર. | ચોપડીનુ નામ. | જે ભાષામાં છપાઈ હોય તે | શાને માટે મંજુર કરી તે. | કિંમત. રૂ. આ. પૈ. |
|---|---|---|---|---|
| | ખાનબહાદુર બજબન્સીલાલ, બી એ નિશાળોના આસિસ્ટંટ ઇન્સ્પેક્ટર, સુરત | | | |
| ૧ | 'ઉર્દુ' 'પ્રાથમિક અંકગણિત ભાગ ૧ લો | ઉર્દુ. | ઉર્દુ નિશાળોમાં ટેક્સ્ટબુક તરીકે. | ૦—૨—૬ |
| ૨ | „ ભાગ ૨ જો. | „ | „ | ૦—૨—૦ |
| ૩ | „ ભાગ ૩ જો | „ | „ | ૦—૩—૦ |
| ૪ | „ ભાગ ૪ થો | „ | „ | ૦—૪—૦ |
| ૫ | 'ઉર્દુ કોપીબુક' નં. ૧ લો | „ | „ | ૦—૧—૬ |
| ૬ | „ નં. ૩ જો | „ | „ | ૦—૧—૬ |
| ૭ | „ નં. ૪ થો | „ | „ | ૦—૧—૬ |
| ૮ | "ઉર્દુ કોપી સ્લીપ" નં. ૧ લો | „ | „ | ૦—૦—૨ |
| ૯ | „ નં. ૨ જો, | „ | „ | ૦—૦—૩ |
| ૧૦ | „ નં. ૩ જો | „ | „ | ૦—૦—૬ |
| ૧૧ | „ નં. ૪ થો. | „ | „ | ૦—૧—૬ |
| ૧૨ | " ઉર્દુ વાચનમાળા નં ૧ લો. | „ | „ | ૦—૧—૬ |
| ૧૩ | " વર્નાક્યુલર ફાઇનલ માટે અંકગણિત, ઉર્દુમાં." | „ | „ | ૦—૧૨—૦ |

| | | | | |
|---|---|---|---|---|
| ૯ | "માબાપને બે બોલ." બીજી આવૃત્તિ. મિ. એમ સી. કોઠારી, પુસ્તકસેવર અને પ્રકાશક, રાવપુરા. કાપડી પોળ, વડોદરા. | ગુજરાતી | સર્વ નિશાળો તથા ટ્રેનિંગ કોલેજોમાં લાયબ્રેરી માટે. | ૦—૪—૦ કાગળના પુંઠાવાળી. ૦—૬—૦ કપડાના પુંઠાવાળી. |
| ૧૦ | "ઈસુનું અનુકરણ" પહેલી આવૃત્તિ. મિ. જીવણલાલ અમરસી મહેતા, મેનેજર જ્ઞાનવર્ધક પુસ્તકમાળા. પીરમસા રોડ, અમદાવાદ | ,, | ,, | ૦—૮—૦ |
| ૧૧ | "મેટરલીંકના નિબંધો." પ્રથમ આવૃત્તિ. મિ. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા. દુબાશનો બંગલો, સાન્તાક્રુઝ, મુંબાઈ | ,, | સર્વ નિશાળો તથા ટ્રેનિંગ કોલેજોમાં લાયબ્રેરી માટે અને ટ્રેનિંગ કોલેજો તથા પ્રાથમિક તેમજ માધ્યમિક નિશાળોના ઉપલા વર્ગના છોકરાઓને ઈનામ માટે. | ૦—૬—૦ |

ઉત્તર ભાગના એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટરની ઓફિસ. ૬ ઠ્ઠી માર્ચ ૧૯૧૯ અમદાવાદ.

(સહી.) D. S. Sawarkar.
એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર ઉત્તર ભાગ.

---



---

ઓફિસનો અંક અમદાવાદમાં થયેલા અણધાર્યા તોફાનથી વહેલો રવાના થઈ શક્યો નથી તે બાબતે ગ્રાહકો દરગુજર કરશે.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૮ મું. જૂન-જુલાઈ સને ૧૯૧૯. અંક ૬-૭ મો.

## વાચનના પાઠને લગતી કેટલીક સામાન્ય સૂચનાઓ.

શિક્ષણને લગતા ઘણાખરા વિષયોમાં વિદ્યાર્થીઓમાં જે દોષો નજરે પડે છે તેનું મુખ્ય કારણ શિક્ષકો છે. અભ્યાસની શરૂઆતમાં બાળકો પાસે કેવી રીતે કામ લેવું તથા તેમને કઈ કટેવોમાંથી મુક્ત રાખવાં તથા કરવાં તે બાબત આપણા શિક્ષકવર્ગમાંનો મોટો ભાગ દુર્લક્ષ બતાવે છે. આ એક શોચનીય વાત છે.

વાચનું એ એક અગત્યનો વિષય છે, તે શીખવવામાં ઘણા માત્ર વાક્યો વચાવી સમજુતીના કેટલાક શબ્દો પ્રશ્નદ્વારા સમજાવી કર્તવ્યવિમુક્ત થએલા પોતાની જાતને માની લે છે. વિદ્યાર્થીઓ વાંચતી વખતે કેમ ઉભા રહે છે, ઉચ્ચાર સ્પષ્ટ કરે છે કે નહિ, ચોપડી કેમ અને કેટલે અંતરે ઝાલે છે, એવી કેટલીક મુખ્ય બાબતો ગૌણ હોય એમ માની તેને લગતા દોષો સુધારવા કાળજી રાખતા નથી. માત્ર વાચનપરત્વે આમ નથી. લખવાના વિષયોમાં પણ જેટલું ધ્યાન વિદ્યાર્થીએ શું લખ્યું તે ઉપર અપાય છે તેટલું ધ્યાન બીજી કેટલીક બાબતો જેવી કે વિદ્યાર્થીઓની બેસવાની સ્થિતિ કેવી જોઈએ, કલમ કેમ પકડવી એ તરફ અપાતું નથી. આથી શિક્ષણનો ઉચ્ચ આશય લુપ્ત થઈ વિદ્યાર્થીને નુકસાન ઘણું થાય છે. તેથી વાચન સંબંધે કેટલીક સૂચના અત્રે કરવી આવશ્યક લાગી છે.

વાચનના પાઠમાં વર્ગની સંખ્યા તથા ઓરડાની રચના એવી હોય, કે પાટલીઓ ઉપર બેસાડી શીખવી શકાય, તો પુસ્તકો ડેસ્ક ઉપર સપાટ મૂકાવવા. વર્ગ નાનો હોય તો વિદ્યાર્થીઓને અર્ધચંદ્રાકારમાં ગોઠવવા—ઉભા રાખવાની સ્થિતિ વધારે પસંદ કરવા જોગ છે. શિક્ષકે એવી જગાએ ઉભા રહેવું કે જ્યાંથી પોતાની નજર ડાબી અગર જમણી ફેરવી શકે.

ચોપડીઓ ઉઘડાવ્યા પછી ડાબા હાથમાં ઝાલવા કહેવું. ચોપડી એવી રીતે ઝલાવવી કે તેમની નજર પાનાં ઉપર પડે, ગરદન વળી ન જાય,

અને તેમના ચહેરાને શિક્ષક જોઈ શકે. આ બાબત સામાન્ય રીતે ઓછું ધ્યાન અપાય છે. પરંતુ સારૂ વાચન તથા સામાન્ય તંદુરસ્તી માટે આ ઘણી ઉપયોગી બાબત છે. પાઠ લેતી વખતે શિક્ષકે જોતાં રહેવું કે કોઈ વિદ્યાર્થીની નજર ચોપડીની બહાર ફરતી ન હોવી જોઈએ. કોઈ એવો નજરે પડે તો તેને તરત વાંચવા કહેવું. કેટલીક વખત તૈયારીની ખામી અગર અંગત કારણોને લીધે શિક્ષકનુંજ વાચન નમુનાદાર હોતું નથી.

વાચનને લગતી આ કેટલીક પ્રાથમિક સૂચનાનું વર્ણન કરી હવે આપણે વાચનપાઠ વિષે કેટલીક અગત્યની બાબતોનો વિચાર કરીએ. આને અંગે પણ ઘણાક સામાન્ય દોષો નજરે પડે છે. કાંતો માત્ર વંચાવવા તરફ લક્ષ અપાય છે ( જે છેક નુકસાનકારક નથી ), અગર તો વાચન થોડીક વાર વચાવી સમજુતી શીખવવામાં સમય વ્યતીત થાય છે. ધોરણ પરત્વે આ બાબતોના શિક્ષણનો આધાર હોય છે, એ સ્મરણમાં રાખ્યા વિનાજ પાઠ અપાય છે. આથી સામાન્ય ભૂલોથી દૂર રહેવા નીચેની સૂચનાઓ ઉપયોગી થશે એમ માની અમે અત્રે વર્ણવી છે.—

ખાસ કરીને નીચલાં ધોરણોમાં વાચનની શરૂઆત નીચે મુજબ કરવી. શિક્ષકે પ્રથમ ફકરો સ્પષ્ટ તથા સમજાય તેવા ઉચ્ચાર અને અવાજથી વાંચવો. જ્યાં વિરામની જરૂર હોય ત્યાં વિરામ લઈને વાંચવું. આ કાર્ય-સિદ્ધિને અર્થે ઘેરથી શિક્ષકે તેનું મનન પણ કરવું જોઈએ. પછી વિદ્યાર્થી પાસે સમગ્ર વાચન કરાવવું. શિક્ષકના વાચનનું અનુકરણ કરાવવું; શિક્ષકે આ વખતે વિદ્યાર્થીઓના ઉચ્ચાર, અવાજ વગેરે બરાબર છે કે નહિ તે જોતા રહેવું. અનુકરણ દુષિત માલમ પડે તો તરતજ તે સુધારવા પ્રયત્ન કરવો. વિચારો કે કેટલા શિક્ષકો આ બાબત અગત્યની માની ળ ને બદલે ર, શ ને બદલે ષ કે સ કે તેથી ઉલટા ક્રમના દોષો સુધારવાની ખાસ ફરજ માનતા હશે? દરેક શબ્દનો ઉચ્ચાર સ્પષ્ટ થાય અને શબ્દનો છેલ્લો અક્ષર સ્પષ્ટ સંભળાય એવું વાચન જોઈએ, આવી ભૂલો સુધારી કે ન સુધારી એટલામાં તો આગળ વાંચે છે, અગર બીજા પાસે વચાવે છે, માટે આશા છે કે શિક્ષકો ઉચ્ચારની શુદ્ધતા તથા સ્પષ્ટતા તરફ શરૂઆતથીજ લક્ષ આપતા રહેશે, કે જેથી હાલ નજરે પડતા દોષોમાંના ઘણા નાબુદ થશે.

પછી ફરીથી શિક્ષકે ફકરો એક વાર વાંચી બતાવવો. વિદ્યાર્થીઓને તેની ઢબનું વધારે કાળજીપૂર્વક અનુકરણ કરાવવું. હવે જે થોડાક વિદ્યાર્થી

બરાબર ન વાંચી શકતા હોય તેમની ભૂલો સુધરાવવી. એમ માની લઈએ કે આ પાઠ ૩૦ થી ૪૫ મિનિટ સુધીનો છે તો ઉપર વર્ણવેલી બાબત ખાતે ૧૦થી ૧૫ મિનિટ એટલે કુલ નિર્મિત સમયનો ⅓ ભાગ આ રીતના વાચનના અનુકરણ તથા ભૂલો સુધારવામાં ગાળવો. પછીથી છુટક વિદ્યાર્થી પાસે વંચાવવાની શરૂઆત કરવી.

ભૂલો વિદ્યાર્થીઓ પાસેજ સુધરાવવી. સારૂં વાંચે તેનાં વખાણ કરવાનું અને ખરાબ વાંચે તેમને પોતાની ભૂલ તરફ ધ્યાન દોરવાનું પણ ભૂલવું નહિ. આ કામ ૧૦ થી ૨૦ મિનિટ સુધી ચલાવવું. પછીની દસ મિનિટ શિક્ષકે પાઠને લગતી હકીકત અથવા સમજુતી ખાતે ગાળવી.

આને અંગે થતો એક બીજો દોષ પણ છે. શિક્ષકોમાંનો મોટો ભાગ અઘરા શબ્દોની જોડણી શીખવવામાં અતિશય વખત ગુમાવે છે, જેથી વાચનના મુખ્ય વિષયના શિક્ષણને પુરતો વખત આપી શકાતો નથી. માત્ર વાચન શીખવવાથી કદાચ વિષય નીરસ કે એકજ તરેહનો માલમ પડવાની દહેશત લાગે તો શિક્ષકે પાઠમાં આવતાં કોઈ સ્થળ કે પુરુષોને લગતી હકીકત પ્રશ્નદ્વારા શીખવવી. ઉપલાં ધોરણોમાં વચ્ચે વચ્ચે વ્યાકરણને લગતા પ્રશ્નો પણ પૂછવા, જેથી વિષયમાં ભિન્નતા આવવાથી રસની ક્ષતિનો સંભવ દૂર રહેશે.

સમજુતીને અંગે એટલું સૂચન કરવાની જરૂર પડે છે કે તૈયારી બહુજ ન્યૂન કરવામાં આવે છે. પાઠની તૈયારી વિના પાઠ આપવો એના જેવું બીજું સાહસ શું હોઈ શકે? શિક્ષકે જે પાઠ વાચનને અંગે શીખવવાનો હોય તેમાં આવતા શબ્દના ખરા અને બંધબેસતા અર્થનો અગાઉથી વિચાર કરવો જોઈએ. આમ તૈયારી સંપૂર્ણ હશે તો પાઠ ગમે તે વિષયનો હશે તો પણ કર્તવ્યપરાયણ શિક્ષક પોતાનું કાર્ય ઉત્તમ રીતે બજાવી શકશે.

---

## ધોરણ ત્રીજું.

શિક્ષક:—( સ્વ. મોહનલાલ નાગરદાસ મહેતા. )

**વિષય:**—પદાર્થપાઠ. ( ગંધક. )

**સાધન:**—ગંધક, સળગતા કોલસાથી ભરેલી સગડી, સાણસી, પાણી, ત્રણ ચાર પ્યાલા, સભય દીવાસળીની પેટી, ગુલાબનું ફુલ, ગોળ, રંગીત કાગળ, ને રંગીન લુગડું.

હેતુ—તર્કશક્તિ કેળવી ગંધક સંબંધી પ્રત્યક્ષ જ્ઞાન આપવાનો.
સમય:—૫૦ મિનિટ.

## સંક્ષિપ્ત નોંધ.

રંગ:—પીળો છે. (પ્રત્યક્ષ બતાવીને ખાતરી કરાવવી.)

ગુણ:—(૧) કઠણ છે. (દબાવીને ખાતરી કરાવવી.)

(૨) ખરડ છે. (જમીન ઉપર પછાડીને ખાતરી કરાવવી.)

(૩) અગળાઉ છે. (પાણીમાં થોડી વાર રહેવા દઈને ખાતરી કરાવવી.)

(૪) ગરમીને લીધે પીગળે છે. (પ્યાલામાં ગંધકનો કકડો નાખી પછી પ્યાલાને દેવતા ઉપર મૂકીને આ બાબત સિદ્ધ કરી બતાવવી.)

(૫) પીગળવાથી જે રસ બને છે, તે રંગે રતાશ પડતો હોય છે. (પ્રત્યક્ષ અવલોકન કરાવીને ખાતરી કરાવવી.)

(૬) રસનો પાણી સાથે સંયોગ થવાથી તે નરમ મીણ જેવો થાય છે. (રસવાળા પ્યાલામાં પાણી રેડીને આ પ્રયોગ કરી બતાવવો.)

(૭) રસને ઠરવા દીધાથી પાછો મૂળ રંગ પકડે છે. (ઉપર લખ્યા પ્રમાણે ગંધકને ઓગાળીને જે રસ થાય તેને ઠરવા દઈને આ બાબત સિદ્ધ કરી બતાવવી)

(૮) રસને વધારે તાપ આપવાથી તેમાંથી લિલાશ પડતો રાતા રંગનો ધુમાડો નીકળે છે, ને પછી એ ધુમાડો એકદમ સળગી ઊઠે છે. ભડકાનો રંગ આસમાની હોય છે. (ઠરી ગએલા રસને ફરી ખૂબ તપાવીને આ પ્રયોગ કરી બતાવવો.)

(૯) તેની ઝાળથી ફુલનો, રંગીત લુગડાનો, ને રંગીત કાગળનો રંગ ઊડી જાય છે. (ગંધકના કકડાને દેવતા ઉપર મૂકીને તે સળગવા લાગે એટલે તેની ઝાળમાં રંગવાળું ફૂલ, વસ્ત્ર કે કાગળ ધરીને આ બાબત સિદ્ધ કરી બતાવવી.)

ઉપયોગ:—અ-દીવાસળી ઝટ બળે, માટે તેના ઉપર ચોપડવામાં આવે છે.
બ-દવાના કામમાં વપરાય છે.

ક—તેનો તેજાબ બનાવવામાં આવે છે, જે ગંધકના તેજાબના નામથી અનેક પ્રયોગોમાં વપરાય છે.

ડ—તેના ધુમાડાથી ઝેરી જંતુઓ મરી જાય છે.

સૂચનાઃ—(૧) ગંધકને બાળની વખતે તેનો ધુમાડો શ્વાસ વાટે ગળામાં ન જાય તેની સાવચેતી રાખવી, કારણ કે તે ઘણો ઝેરી છે. એનાથી માથું દુઃખવા આવે છે, ને ગળામાં જવાથી ઉધરસ થાય છે.

(૨) ગંધક પીગળીને રસ થયા પછી તરતજ તેમાં પાણી રેડવાથી તે પોચો પડતો નથી. રસને જરા વધારે તાપ આપવાની જરૂર પડે છે. પુસ્તકમાં લખ્યા પ્રમાણે કરવાથી પ્રયોગ સિદ્ધ થતો નથી.

(૩) ગંધકની ઝાળથી ઉડી ગએલ ગુલાબના ફૂલનો રંગ તે ફૂલને ગોળનો ધુમાડો આપવાથી ફરી ઉત્પન્ન થાય છે.

(૪) ઉપર લખેલી બધી હકીકત આમલસારા ગંધક વિષે છે. આમલસારા સિવાય બીજો એક જાતનો ગંધક બજારમાં વેચાય છે, તેને લાકડીઓ ગંધક કહે છે. આ ગંધક મલમ બનાવવાના કામમાં આવે છે. તેનો રંગ ધોળો હોય છે. આ સિવાય કાળા ને રાતા રંગના ગંધક વિષે પણ વૈદકના ગ્રંથોમાં વર્ણન કરેલ છે. કાળો ગંધક મળતો નથી.

## કેળવણીનો અર્થ.

(રા. મુળજીભાઇ હીરાલાલ ચોકશી એમ. એ., એસ. ટી. સી., નડિઆદ.)

સાધારણ રીતે એમ સમજવામાં આવે છે કે જો શિક્ષક વર્ગની અંદર બહુ બોલ્યા કરે, છોકરાઓ શાંત રીતે સાંભળ્યા કરે, વર્ગમાં તેઓ જડ જેવા બેસી રહે અને શિક્ષક પૂછે ત્યારે કડકડાટ જવાબ આપી શકે, તો તેનું શિક્ષણ સારૂં; પણ આ ધારવું ભૂલભરેલું છે. કેળવણીનો ખરો અર્થ એ છે કે બાળકની સર્વ શક્તિઓને બરાબર કસરત મળવી જોઈએ; અને તેથી યોગ્ય કામ કરવાને તે મજબુત બનવી જોઈએ. ઘણા

શિક્ષકો એમ માને છે કે બાળકને તેનો પાઠ પરીક્ષા વખતે સારી રીતે યાદ રહે, તો તેને સારી કેળવણી મળી છે, અને તેથી સાધારણ સમજ એવી છે કે બાળકને જેમ વધારે યાદ રહે, અને તે અટક્યા સિવાય જવાબ આપી શકે તો તેને સારૂં શિક્ષણ મળ્યું છે એમ ગણવામાં આવે છે; પણ આ ધારવું ખામીભરેલું છે, કારણ કે યાદશક્તિ એ મનની ઘણી શક્તિનો એકજ ભાગ છે. કોઈ પણ વસ્તુનું જ્ઞાન આપણને નીચેની રીત પ્રમાણે મળે છે.

આપણા મનનું સ્વાભાવિક લક્ષણ એવું છે કે પ્રથમ આપણે પ્રત્યક્ષ વસ્તુનું જ્ઞાન ગ્રહણ કરી શકીએ છીએ. જે વસ્તુનો આપણને અનુભવ હોતો નથી તેને બીજા જ્ઞાનની મદદથી કલ્પવી પડે છે. દા. જ્યારે આપણે બાળકોને રણનો ખ્યાલ આપવો હોય છે, ત્યારે રેતી અને તાપના જ્ઞાનથી તે સંબંધી ખ્યાલ આપી શકીએ છીએ; પણ જો રેતીનું કંઈપણ જ્ઞાન હોય નહિ તો રણ એ શું છે તે જાણી શકાતું નથી. આ કારણને લીધે સારૂં જ્ઞાન મેળવવાનો યોગ્ય રસ્તો એ છે કે બાળકે જેમ બને તેમ વસ્તુજ્ઞાન વિશેષ મેળવવું જોઈએ. વસ્તુજ્ઞાનને પદાર્થપાઠ કહે છે. પ્રથમ તો કોઈ વસ્તુનું અવલોકન બાળકે કરવું જોઈએ, અને તેના જુદા જુદા ગુણ નિહાળ્યા પછી તેને મળતી બીજી વસ્તુ સાથે મુકાબલો કરવો જોઈએ. મુખ્ય ગુણ ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે તો ઝીણી બાબત ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર રહેતી નથી મુદ્દાની બાબત બરાબર મનમાં ગોઠવ્યા પછી જો તેનો અમલ વહેવારમાં થઈ શકે તો તે બાબત વધારે યાદ રહી શકે છે. દાખલા તરીકે નારંગીનો પાઠ આપતી વખતે તે બાળકના હાથમા આપવાની જરૂર છે. તેનો રંગ, આકાર, કદ, સ્વાદ વગેરે ગુણો જો બાળક જાતે અનુભવે તો તે ભૂલી જતું નથી; વળી નારંગીને લીંબુ સાથે સરખાવવામાં આવે તો તેનું જ્ઞાન વધારે સ્પષ્ટ થાય છે; છેવટે જો નારંગીનું ચિત્ર દોરવામાં આવે, અને તેનો આકાર માટીથી બનાવવામાં આવે તો તે છાપ મનમાં લાંબા વખત સુધી રહી શકે છે. આવી રીતે પ્રથમ વસ્તુનું અવલોકન, બીજું તેનો વિચાર, અને છેવટે તેની યાદદાસ્ત એવો જ્ઞાનનો ક્રમ છે. સાધારણ રીતે શિક્ષકવર્ગમાં એવું માનવામાં આવે છે કે કેળવણી એટલે બાળકને જુદી જુદી બાબતની હકીકતનું જ્ઞાન આપવું તે છે. આ વિચાર ઘણોજ ભૂલભરેલો છે, કારણ કે બાળકનું મન જડ નથી

કે જેમાં મરજી માફક જ્ઞાન મૂકી શકાય. બાળકનું મન એ ઘણી ચંચળ વસ્તુ છે. જો તેની વૃત્તિને અનુકૂળ જ્ઞાન આપવામાં આવે તોજ તે ગ્રહણ કરી શકે છે; નહિ તો તે અપચેલા ખોરાકની માફક બહાર નાખી દે છે; માટે શિક્ષકે હંમેશાં બાળકની વૃત્તિનો અભ્યાસ કરવો જોઈએ; અને તેના સ્વભાવ અનુસાર શિક્ષણ આપવામાં આવે તોજ તે ફળદાયક નીવડે છે; નહિ તો ફક્ત પાઠના શબ્દજ તે મોઢે કરે છે; અને થોડા વખત પછી તે ભૂલી જાય છે. આ કારણને લીધે શિક્ષણમાં મુખ્ય બાબત ધ્યાનમાં એ રાખવાની છે કે બાળકનું મન હંમેશાં શીખવતી વખતે જાગૃત રહેવું જોઈએ. જો તેનું મન ચંચળ સ્થિતિમાં નહિ હોય તો વસ્તુની છાપ તેના ઉપર ઝાંખી પડશે; અને તે જલદીથી ભૂસાઈ જશે. બાળકને કોઈ વિષય સારો આવડતો હોય તો એટલાથી શિક્ષકે સંતોષ પામવાનો નથી પણ કેવી રીતે બાળકને તેનું જ્ઞાન મળ્યું છે, તે બહુ ઉપયોગી બાબત ધ્યાનમાં રાખવાની છે. ઘણું શીખવવાને બદલે જો થોડું શીખવવામાં આવે પણ તેથી બાળકને વિચાર કરવાની તક મળે, અને અવલોકન કરવાનું મન થાય, અને વિચાર અમલમાં મુકવાની તેનામા શક્તિ આવે, તોજ તે સારૂં શિક્ષણ છે એમ કહી શકાય. જ્યાં સુધી બાળક પાઠનો ખરો અર્થ સમજે નહિ ત્યાંસુધી પાઠનું સારૂં જ્ઞાન થયું છે એમ કહેવાય નહિ. દરેક શિક્ષકે બહુ શીખવવા કરતાં બાળમન કેળવવા તરફ વધારે લોભ રાખવો જોઈએ. કોઈ પણ બાબત ફક્ત જાણવાથી આપણને તેનું ખરૂં જ્ઞાન મળતું નથી, પણ તે ઉપર સારો વિચાર કરવાથી ખરી કેળવણી મળે છે. બાળકના મનની શક્તિની કેળવણી એજ શિક્ષણનો ખાસ હેતુ છે.

અમુક અમુક વિષયનું ઘણું છુટું છવાયું જ્ઞાન બાળકને હોય, તેના કરતાં થોડું પણ કારણ સહિત જ્ઞાન વધારે ઉપયોગી નીવડે છે. ભણતર અને કેળવણીમાં આવો ભેદ છે. ભણેલો માણસ ભણ્યો પણ ગણ્યો હોતો નથી. કેળવાયલો માણસ જાણીતા જ્ઞાન ઉપરથી નવી નવી બાબત શોધી કાઢે છે, અને સ્થિતિને અનુસરી પોતે ફેરફાર કરી શકે છે. ભણેલો માણસ અમુક સ્થિતિમાંજ ચાલ્યાં કરે છે, પણ કેળવાયલો માણસ મુશ્કેલી આવતાં નવો માર્ગ કાઢી શકે છે. ખરી કેળવણી અમુક ચોપડી વાંચવાથી પ્રાપ્ત થતી નથી, પણ તે ઉપર મનન કરવાથીજ મન કેળવાય છે. જેમ શરીર કેળવવાને મગદળ, ડમ્બેલ વગેરે સાધન જરૂરનાં છે, પણ શરીરને કસરત

મળ્યા પછી તેમની જરૂર રહેતી નથી, તેમ પુસ્તકનું જ્ઞાન મનની શક્તિને કસરત આપવાને માટે સારૂં સાધન છે; પણ મન કેળવાયા પછી તે ચોપડીઓ બહુ ઉપયોગી થઈ પડતી નથી. શરીરને કસરત મળ્યા પછી જો માણસ પોતાની તંદુરસ્તી અને બળનો આધાર ડમ્બેલ ઉપર રાખે તો તે અયોગ્ય છે, તેવીજ રીતે જે માણસનુ મન કેળવાયલુ છે તે ચોપડીઓના જ્ઞાનના ભંડારને પોતાનું બોજો સમજતો નથી. આ પ્રમાણે કોઈપણ વસ્તુનું જ્ઞાન મનને કેળવવાનું સાધન છે.

### પણ ખરી કેળવણી તો શક્તિની કસરત છે.

કેળવાયલા માણસનું મન ચાલાક હોય છે, અને તે જલદીથી વિચાર કરી શકે છે. નવા નવા પ્રસંગે શું કરવું તેની સમજ તેને તરત પડે છે. માણસનું મન કેળવાયલું હોય તે છતાં પણ તેને જુદા જુદા વિષયના જ્ઞાનની જરૂર છે. મન ગમે તેટલું કેળવાયલું હોય તો પણ જ્યાં સુધી જ્ઞાન હોતુ નથી ત્યાંસુધી તેની ક્રિયા સફળ નીવડતી નથી. હાલમાં શિક્ષણની પદ્ધતિ ઉપર વધારે ભાર મુકાય છે. એકલી પદ્ધતિના જ્ઞાનથી સારૂં શિક્ષણ આપી શકાય નહિ તેને માટે તો પદ્ધતિ અને વિષયના જ્ઞાનની જરૂર છે. દા. પતંગીઆનો પાઠ આપવાનો હોય અને શિક્ષક શીખવવામાં ગમે તેટલો હોશિયાર હોય તો પણ પતંગીઆના જ્ઞાન સિવાય તે શિક્ષણ આપી શકશે નહિ, તેથી મનને કેળવવાની સાથે ઉપયોગી જ્ઞાનની પણ જરૂર છે. મન અને શરીરને ગાઢો સંબંધ છે. માંદા માણસનું મગજ બરાબર કામ કરી શકતુ નથી, તેમજ નબળા મગજવાળો માણસ ગમે તેટલો તંદુરસ્ત હોય તો પણ તે દુનિઆમાં આગળ વધી શકતો નથી. વળી મનની કેળવણી સાથે શરીરની કેળવણી પણ ખાસ જરૂરની છે. હાલમાં શરીરની કેળવણી તરફ ઘણું ઓછુ ધ્યાન અપાય છે, તેથી કેળવાયલા માણસો સંતોષકારક કામ કરી શકતાં નથી. મગજની બધી ક્રિયાનો આધાર શરીરમાં ફરતા લોહી ઉપર છે. મગજને પુરતું પોષણ ન મળે તો તે બરાબર કામ કરી શકતુ નથી. નિર્બળ મનુષ્યમાં ઓછી શક્તિ હોવાથી તેઓ ધ્યાનપૂર્વક લાંબો વખત કામ કરી શકતા નથી, તેમજ નિર્બળ બાળકો લાંબો વખત વર્ગમાં ધ્યાન આપી શકતા નથી. શરીરમાં જોઈતા પ્રમાણમાં લોહી હોય તોજ કામ કરવાનો ઉત્સાહ થાય છે. ધ્યાનપૂર્વક લાંબો વખત મગજનું કામ કરવાને સારી તંદુરસ્તી ખાસ જરૂરની છે. નિર્બળ શરીરમાં

ઘણીવાર મંદ બુદ્ધિ માલુમ પડે છે, તેથી શરીરના આરોગ્ય ઉપર મનની ઉંચી શક્તિનો આધાર છે. શરીર અલમસ્ત હોય, બુદ્ધિ તીવ્ર અને કસા-એલી હોય તોપણ તેથી ખરી કેળવણી પુરી થતી નથી, કારણ કે જ્યાં સુધી મનુષ્યને પારકાનું ભલું કરવાની અને પોતાનો સ્વાર્થ કમી કરવાની વૃત્તિ થતી નથી, ત્યાં સુધી શરીર અને મનની સારી કેળવણીથી ધારેલો ફાયદો મળતો નથી. બુદ્ધિશાળી પણ સ્વાર્થી માણસ બીજાને નુકસાન કર-વાના રસ્તા સહેલાઈથી શોધી શકે છે. જ્યાં સુધી આપણા મનોવિકારોને દબાવી તેમને ઈષ્ટ હેતુ સાધવાને યોજવામાં આવતા નથી, ત્યાં સુધી તે શત્રુની ગરજ સારે છે. આ કારણને લીધે ઘણી વખત આપણે સાક્ષરને રાક્ષસના રૂપમાં જોઈએ છીએ. ધર્મ અને નીતિની કેળવણી તન અને મન-ની ખીલવટમાં એક આવશ્યક અંગ છે. 'એંજીન'ની ગતિને તેનો હાંકનાર નિયમમાં રાખતો નથી તો તેનાથી સુખને બદલે દુઃખ ઉત્પન્ન થાય છે; તેવીજ રીતે જ્યાંસુધી મનુષ્યમાં જે જે પ્રેરણા, વેગ અને ઇચ્છાઓ છે, તેને નિયમિત કરવામાં આવી નથી, ત્યાં સુધી વ્યક્તિ તેમજ સમષ્ટિનું કલ્યાણ સાધી શકાતું નથી. મનની વૃત્તિને અંકુશમાં રાખી અન્ય વ્યક્તિના કલ્યાણને માટે તેના વેગનો ઉપયોગ કરવો તેને નીતિની કેળવણી કહી શકાય. ધર્મના બંધન કે ફરજની ઉંચી લાગણી સિવાય કોઈપણ સારૂં કામ થઈ શકતું નથી. આવી રીતે બુદ્ધિને સારે રસ્તે દોરવાને નિભાવવાની જરૂર છે. કેટ-લીક વખત હોશિયાર શિક્ષક ખરા અંતઃકરણથી કામ કરતા નથી, પણ અણુઘડ શિક્ષક તન દઈને કામ કરે છે તેની અસર વિદ્યાર્થી ઉપર સારી પડે છે; તેથી હરબાર્ટે કહ્યું છે તેમ કેળવણીનો ખરો હેતુ સદાચાર છે. આવી રીતે તન અને મનની કેળવણીને નીતિની કેળવણીના એક સાધન તરીકે ગણી શકાય.

---

## શાળાઓમાં કલ્પનાશક્તિની ખીલવટ.

(લેખક. રા. માણેકલાલ કાળીદાસ ભટ્ટ.)

સુકુમાર બાળકોની કેળવણીના સંબંધમાં કલ્પનાશક્તિ બહુ અગત્યનો ભાગ ભજવે છે. વિજ્ઞાન, સંગીત, કાવ્ય, ચિત્રકામ, ઈત્યાદિ વિષયોમાં નિષ્ણાત પુરુષો ઘણું કરીને ઊંચા પ્રકારની કલ્પનાશક્તિ ધરાવતા હોય છે;

અને જગતે એવા પુરુષો પાસેથી જે કંઈ અમોલું મેળવ્યું છે, તે કલ્પનાના મનોહર પ્રદેશનીજ પ્રસાદી હોવાનું જણાયલું છે. વિજ્ઞાન, સંગીત, કાવ્ય, ચિત્રકામ, એ વગેરે વિભાગોમાં સાફલ્ય સાધવાને આવશ્યક એવા કલ્પનાશક્તિની ખીલવટના વિષય ઉપર જેમના શિક્ષણ–સમયે યોગ્ય લક્ષ આપવામાં આવ્યું હોય, ને જેમની એ શક્તિ કેળવાઈ, કાબુમાં રહેલી થઈ, વિકાસ પામી હોય, એવાં બાળકોમાંથી કોઈ ભવિષ્યનો મહાન વિજ્ઞાનશાસ્ત્રી, કવિકુલભૂષણ, કે ચિત્રવિદ્યાવિશારદ નહિજ નીવડે, એમ કહેવાની કયો શિક્ષક ધૃષ્ટતા કરશે ?

કલ્પનાશક્તિવિહોણું આ જગત કેવું સુનસામ લાગત ! નિર્દોષ, રસભર્યું બાલ્ય, જીવનની નવનવીન ભાવનાઓથી અંકુરાતું અણમોલું યૌવન, અને કહો કે સારું જીવન કલ્પનાશક્તિ વિના તો વાસ્તવિક રીતે અસહજ થઈ પડે; કારણ કે કલ્પના વડેજ ભાવનાઓ ઘડાય છે, ને ભૂત, વર્તમાન, કે ભવિષ્યના પ્રસંગો દૃષ્ટિ સમક્ષ આબેહુબ આવીને ખડા થઈ જાય છે. નાનાં નાનાં બાળકો રમતાં હોય, અને ખાસ કરીને ઘર આગળ રમતાં હોય, ત્યારે તેમની રમતોનું અવલોકન કરનારને સહજે જણાશે કે તેમાં કલ્પના શું કાર્ય કરી રહી છે. હાથમાં સોટી ધારણ કરી બેઠેલો બાળક તે જાણે વાસ્તવિક શિક્ષકપદજ ધારણ કરી બેઠો છે ! ઉંચે આસને બેસી ગંભીરતાથી ઈન્સાફ આપતો બાળક તે જાણે ખરેખરો ન્યાયાધીશજ છે ! ઢીંગલા ઢીંગલીનાં લગ્નમાં મહાલતી બાળાઓ તો જાણે ભવિષ્યની માતાઓના અનેરા ઉલ્લાસની મૂર્તિઓ છે ! આ સઘળું શાને લીધે? નાનાં બાળકોની ભવ્ય કલ્પનાશક્તિનો એ વિલાસ છે. નાની કે મોટી એવી કોઈ રમત ભાગ્યેજ હશે, કે જેમાં કલ્પના વિલાસી રહી નહિ હોય. હવે જ્યારે એ શક્તિ બાલ—જીવનને આમ રસભર્યું કરે છે, ઉલ્લાસભર્યું બનાવે છે, ત્યારે સારા શિક્ષકનું લક્ષ તેના પ્રતિ આકર્ષાવુંજ જોઈએ. કારણ કે તેમને એ શક્તિ વિશેષ લાભપ્રદ થઈ પડે તે માટે તેના વિકાસનું, તેના સનયનનું, અને સંયમનનું કાર્ય કરવાની શક્તિ અને અધિકાર શિક્ષક સાંગોપાંગ ધરાવે છે.

શાળામાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ ઉપર ઘણી વાર આક્ષેપ કરવામાં આવે છે, કે તેમનામાં પુરતો આત્મ—વિશ્વાસ હોતો નથી. તેમની સ્મરણશક્તિ તીવ્ર હોય છે; પરંતુ સ્મરણના સંસ્કારો એકત્રિ કરી તેમને બાબત

કરવાની શક્તિ, એટલે કલ્પનાશક્તિની બહુધા તેમનામાં ઉણપ હોય છે, એ શક્તિનો યથાયોગ્ય વિકાસ શિશુઅવસ્થામાંજ જો થાય, તો ઉપરનો આક્ષેપ સહેજ નિર્મૂળ થઈ જાય અને જીવનવ્યવહારની પારાવાર મુશ્કેલી:-ઓને બાળક—ભવિષ્યનો મર્દ—સફળતાથી તરી પાર ઉતરી શકે એ સ્પષ્ટ છે.

હવે પ્રશ્ન એ ઉઠે છે, કે એ શક્તિનો વિકાસ થઈ શકે શી રીતે? અને શિક્ષક તેમાં શું કરી શકે? કલ્પનાશક્તિનો વિકાસ કરવા માટે શિક્ષકને પોતાનો નિત્યનો કાર્યક્રમ બદલવાની કશીએ જરૂર નથી; કારણ કે નિત્યના પાઠોમાં એ શક્તિનો યોગ્ય વિકાસ કરી શકાય એવા પ્રસંગો તેને ઘણા મળી શકે એમ હોય છે. નિત્યના પાઠો ચાલતા હોય, તે દરમિઆન કલ્પનાશક્તિના વિકાસને માટે શિક્ષકે બાળકોને પુષ્કળ તકો આપવી જોઈએ; પણ સાથે સાથે અણપલોટયા આખલા જેમ ગાડું ગમે તેમ ખેંચી જઈ કદાચ ખાડામાં પધરાવી દે છે, તેમ નિયમનને વશવર્તી રહેવાને ન ટેવાએલી બાળકલ્પનાના ઘોડા ન કરી બેસે, તે ઉપર તેણે સંપૂર્ણ લક્ષ રાખવું જોઈએ. એ ઘોડા આજ્ઞાધીન રહેવાજ જોઈએ; આજ્ઞાધીન રહે, તોજ એમના બળનો લાભ મેળવી શકાય. નહિ તો લાભ કરતાં હાનિ થવાનો સંભવ વિશેષ છે, એ નિર્વિવાદ વાત છે.

કલ્પનાશક્તિની બે શાખા છે; એક પુનરુદ્ભવાત્મક ને બીજી રચનાત્મક. પહેલી શાખા ભૂતકાળમાં જોએલા પદાર્થો કે પ્રસંગોને દષ્ટિ સમક્ષ યથાસ્થિત ખડા કરી દે છે; અને બીજી ભૂતના અનુભવને આધારે કેવળ નૂતન સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, એમનાં કાર્ય ઉપરથી સહજ જણાય એવું છે કે રચનાત્મક શાખા વિશેષ અગત્યની છે. એના પ્રભાવથીજ જગતમાં મહાન ગણાતી વસ્તુઓ અસ્તિત્વમાં આવી શકી છે.

કલ્પનાશક્તિનો મુખ્ય આધાર સ્મરણશક્તિ ઉપર છે. સ્મરણપટ ઉપરનાં ચિત્રો ઉપરથીજ કલ્પના નવાં ચિત્રો, સ્વરૂપો ઉપજાવી શકે છે; માટે સ્મરણશક્તિ વિશેષ કેળવાએલી હોવી જોઈએ. સંસ્કાર જેમ ઉંડા પડે છે, તેમ સ્મરણશક્તિ પ્રબળ બને છે; તેથી શિક્ષકે જેમ બને તેમ ઉંડા સંસ્કાર પાડવા યત્ન કરવો જોઈએ. કોઈ પણ વિષયની છાપ એક કરતાં વધુ ઇન્દ્રિયદ્વારા પાડવાનો પ્રયત્ન થાય, તો એ હેતુ સરળતાથી સાધી શકાય.

વિષયના સાક્ષાત્કારને માટે શિક્ષકે બધી ઇન્દ્રિયોનો લાભ અને તેટલો લેવો જોઈએ અને ચક્ષુરિન્દ્રિયનો લાભ તો પુષ્કળજ લેવો જોઈએ; કારણ કે ચક્ષુને કે આંખને મનનું દ્વાર કહેલું છે. ઘરમાં જેમ દ્વારવાટે સહેલાઈથી પ્રવેશ કરી શકાય છે, તેમ જ્ઞાન એ દ્વારવાટે મનમાં સહેલાઈથી પ્રવેશી શકે છે.

કલ્પનાશક્તિનો વિકાસ કરવાને શક્તિમાન થવા માટે શિક્ષકમાં નીચેના ગુણો ખાસ આવશ્યક છેઃ—

(અ) બાળકની દૃષ્ટિએ વસ્તુ કે વસ્તુસ્થિતિનું અવલોકન કરવાની તેનામાં શક્તિ હોવી જોઈએ, અને બાળકો સહજે સમજી શકે એવી સાદી, સરળ ભાષામાં એ અવલોકનનું વર્ણનચિત્ર આલેખવાની તેનામાં શક્તિ જોઈએ. આનો અર્થ એજ કે ભાષા ઉપર તેનું સંપૂર્ણ પ્રભુત્વ હોવું જોઈએ.

(બ) મનોયત્નોને યથાયોગ્ય ચઢતા ક્રમમાં યોજવાની તેનામાં શક્તિ જોઈએ; અને બાળકનુ મન વિકાસ પામતું જાય, તેમ તેમ વધુ ને વધુ દૂર ચિત્રો રજુ કરવાને તે શક્તિમાન હોવો જોઈએ. વળી પોતાના પાઠોમાં વિવિધ ઇંદ્રિયને કસરત મળે એવી રચના કરવાની તેનામાં શક્તિ જોઈએ.

(ક) શિક્ષક બાળકના મન ઉપર કોઈ પણ સુંદર ચિત્રની છાપ પાડવા યત્ન કરે, તે પહેલાં તે ચિત્રને પોતાની દૃષ્ટિ આગળ આબેહુબ ખડું કરી શકવાને તે શક્તિમાન હોવો જોઈએ; અર્થાત્ તેને વિષયનો સાક્ષાત્કાર થવો જોઈએ. જો આમ તે નહિ કરી શકતો હોય, તો બાળકના મન ઉપર તે જે છાપ પાડી શકશે, તે અસ્પષ્ટ ને અચોક્કસ હોવાની.

હવે કેટલાક વિષયો લઈએ. વિજ્ઞાનમાં કલ્પનાને પોષણ મળે એવા પુષ્કળ પ્રસંગો શિક્ષકને પ્રાપ્ત થાય છે. હિંદના જગદ્વિખ્યાત વિજ્ઞાનશાસ્ત્રી જગદીશચંદ્ર બોઝની મહાન શોધો એમની ભવ્ય કલ્પનાશક્તિનું ફળ છે. આખી સૃષ્ટિ પ્રભુની સૃષ્ટિ છે, તો પછી તેમાં જડ ને ચેતન સર્વમાં એક સરખા નિયમો પ્રવર્તી રહેલા હોવા જોઈએ; એવી એમણે વિજ્ઞાનના પ્રદેશમાં નવીન ને ભવ્ય કલ્પના કરી, અને તેની સિદ્ધતા માટે પ્રયોગો આરંભ્યા. પરિણામે જે માત્ર કલ્પનાજ હતી, તેણે સિદ્ધાંતનું રૂપ ગ્રહણ કર્યું, અને આર્યોને સુપરિચિત સિદ્ધાંતનું આધુનિક વિજ્ઞાનશાસ્ત્રાનુસાર મંડન થઈ ચૂક્યું. શિક્ષક આ ઉદાહરણમાંથી ઘણો લાભ ઉઠાવી શકે. બાળકોને વિજ્ઞાનનું જે સાદું જ્ઞાન હોય, તે ઉપરથી કલ્પના ચલાવી નવા નિયમો

શોધવાની તે તેમને તક આપી શકે; અને એવી કલ્પનાની સત્યતા પ્રયોગોથી તપાસાવી શકે. આ રીતે બાળકોમાં વિજ્ઞાન પ્રતિ પ્રેમ ઉત્પન્ન કરી શકાય; આપણી શાળાઓમાં વિજ્ઞાનનું વાતાવરણ ઉત્પન્ન કરી શકાય.

સંગીતના વિષયમાં પણ કલ્પનાશક્તિની ખીલવટના પ્રસંગો બહુ મળી શકે. બાળકોને કાવ્યોના રાગ શીખવ્યા પછી વાદિત્ર ઉપર માત્ર તે રાગ વગાડવામાં આવે અને કયો રાગ કે કયું કાવ્ય વાગે છે, તે તેમની પાસેથી શોધી કઢાવાય તો કલ્પનાને ઠીક કસરત મળે. વળી અમુક કાવ્યની પંક્તિઓ કાળા પાટીઆ ઉપર લખી તે કયા રાગે-પરિચિત રાગે-ગાઈ શકાશે, એ વિદ્યાર્થીઓ પાસેજ શોધી કઢાવવાના યત્ન કરવાથી પણ તેમની કલ્પનાને પુરતી કસરત મળશે.

વાદિત્રની મદદથી કાવ્યોનું વાચન શિક્ષક કરી બતાવે, કવિતાઓ સુંદર રાગે ગાઈ બતાવે, અને સાથે કાવ્યના ભાવને અનુકૂળ ચેષ્ટા કે ઇંગિત પણ થયાં જાય, તો કાવ્યરસની મઝા ઓર જામે છે. એ રીતે ગવાએલુ કાવ્ય દીર્ઘ કાળપર્યંત સ્મૃતિની તત્રીમાંથી સરી પડતુ નથી, એટલુંજ નહિ પણ પ્રથમ સાંભળતી વખતના સંગીતના વાતાવરણની કલ્પનામાં જ્યારે ફરી એ કાવ્ય ગાવામાં આવે છે, ત્યારે ગાનાર પોતે મૂળનોજ આનદ બહુધા અનુભવી શકે છે.

ઇતિહાસનું શિક્ષણ કલ્પનાશક્તિની ખીલવટને માટે બહુ સુંદર ક્ષેત્ર છે; કારણ કે તેમાં ભૂતકાળમાં થઈ ગએલા મનુષ્યો અને બનાવો બાળકોને પોતાની દૃષ્ટિ સમક્ષ ખડાં કરવાના હોય છે. એ કાલ્પનિક ચિત્રોમાં તેઓ અર્વાચીન સમયના વિચારોનો રંગ પણ પૂરી દીધા વિના રહેતા નથી. આ વળણને સત્ય માર્ગે વાળવા માટે ઇતિહાસના શિક્ષણ પ્રસંગે સારાં ચિત્રોનોજ ઉપયોગ થવો જોઈએ. ઇતિહાસનું પ્રાથમિક શિક્ષણ વાર્તાદ્વારાજ અપાય છે. આથી શિક્ષકને બાળકોની કલ્પનાને પોષી, માર્ગ દર્શાવી, ને નિયમને વશ રહેતી કરવાની સુંદર સુદર સંધિઓ મળે છે, એટલુંજ નહિ પણ તેઓ બાળકોને ભૂતકાળની મહાન વ્યક્તિઓ, પ્રજાઓ, અને બનાવોમાં આતુરતાપૂર્વક રસ લેતાં કરી શકે છે. પરીઓને લગતી વાતો, મુસાફરીની વાતો, જંગલી માણસોની વાતો, બહાદુરીની વાતો, ખારવાઓ વારેપણની વાતો ઈત્યાદિ પ્રકારની બાળવાર્તાઓ પણ કલ્પનાશક્તિને બહુ પૌષ્ટિક ખોરાક પુરો પાડે છે.

નિબંધના વિષયમાં પણ કલ્પનાને પોષણ મળે એવું શિક્ષક ઘણું કરી શકે. 'સત્ય,' 'દયા,' 'પરોપકાર,' ઈત્યાદિ ભાવાત્મક વિષયો ઉપર નિબંધો લખાવવાનું આપણી પ્રાથમિક શાળાઓમાં બંધ થાય એ ઇચ્છાજોગ છે; કારણ કે એ ઉમરના વિદ્યાર્થીઓને માટે એ વિષયો બહુ ભારે છે. એવા વિષયો ઉપર સ્વતંત્ર વિચાર કરવા જેટલી, અને તે વિચાર યોગ્ય ભાષામાં દર્શાવવા જેટલી શક્તિ હજુ તેમનામાં આવેલી હોતી નથી. એમને બદલે કાલ્પનિક સંવાદો, યાત્રા, આનંદપર્યટન, પત્રો, વાદવિવાદો, ભાષણો એ વગેરે વિષયો ઉપર નિબંધ લખાવાય એ ઈષ્ટ છે. આથી બાળકો વિષયને લગતી માદી હકીકતોજ માત્ર આપીને બેસી રહેશે નહિ; પણ ધીમે ધીમે સંબંધ રાખતી બીજી વાતો જોડીને વર્ણન આપતાં થશે. આમ વર્ણન વૈવિધ્યભર્યું થતું જશે; અને વૈવિધ્યભર્યું વર્ણન તે વૈવિધ્યભરી કલ્પનાનું પરિણામ છે, એની કોઈથી ના પાડી શકાશે નહિ

ચિત્રકામના વિષયમાં પણ કલ્પનાશક્તિ મોટો ભાગ ભજવતી જણાય છે. સ્મૃતિ-ચિત્ર એ કલ્પનાની ઉત્તમ કસોટી છે; કારણ કે ચિત્ર દોરી રહેતા સુધી આકૃતિ સતત માનસિક નેત્ર સમક્ષ રાખ્યા વિના બાળકો કદાપિ સારૂં સ્મૃતિ-ચિત્ર દોરી શકતાં નથી. ઇતિહાસ, ભૂગોળ, સાહિત્ય ઈત્યાદિમાં આવતા સુંદર વર્ણનાત્મક અનુચ્છેદો-ફકરાઓ-શિક્ષકે બાળકોના સમક્ષ મૂકી તેમને લગતાં ચિત્ર દોરાવવાથી કલ્પનાને બહુ પોષણ ને કસરત મળી શકે, નાની નાની વાર્તાઓ કહી તેને લગતા દેખાવો દોરાવવાથી પણ કલ્પના શક્તિને સારી રીતે ખીલવી શકાશે.

આ ઉપરથી જણાશે કે શાળાઓમાં કલ્પનાશક્તિની ખીલવટને સહેલાઇથી પુરતું સ્થાન મળી શકે તેમ છે. શિક્ષકે કલ્પનાની ખીલવટને માટે પુરતી તક આપવી; પણ તેને નિયમમાં રાખવાનું કદી ચૂકવું નહિ. આપણી શાળાઓમાં કલ્પનાશક્તિને યથાયોગ્ય પોષણ મળે, અને તે યોગ્ય માર્ગે ગતિ કરતી થાય, તો દેશનું ભવિષ્ય ઉજ્જવળ બની રહે એમાં કશી શંકા રાખવા જેવું નથી. પ્રભુ એ દહાડો સત્વર દેખાડે. અસ્તુ

## ગુજરાતી ભાષામાં વપરાતા ફારસી અરબી શબ્દો.

(લેખક–મિ. અમીરમીઆં.)

(અનુસંધાન જુઓ શાળાપત્ર પુસ્તક ૫૭ પૃષ્ઠ ૩૩૨).

મિસર (અ). મિસ્ર. શહેર આફ્રિકાની ઉત્તરમાં મુલક છે.

મિસરી (અ). મિસ્રી. સાકર. પ્રથમ મિસરથી આવતી હતી માટે.

મિસરો (અ). મિસ્રા. ફારસી અરબી વગેરે કવિતાની ટુંક, પદ.

મિસલ (અ), મિસ્લ સમાન.

મિસાલ (અ). ના જેવો. છબી, સમાન, બાદશાહનો હુકમ, કાજીનું હુકમનામું, રજાચિઠ્ઠી વગેરે.

મીનહુન (અ). મિન્ડ. તેમાંથી, તેજ, એજ. તારીખ ફલાણી માહે મીનહુન (સરકારી કાગળમા લખાય છે) એટલે ચાલુ મહીનો.

મીના (અ). મિના મક્કામા એક ડુંગર છે જ્યાં કુર્બાની કરે છે.

મીર (ફા). અમીર (અરબી.) નું ટુંક રૂપ. હાકેમ, સરદાર.

મીરઅદલ (ફા). અદ્‌લ (અરબી) મીરે અદ્‌લ. ન્યાયાધીશ.

મીરકાસમ (ફા). કાસિમ (અરબી)=વહેંચનાર. મીરકાસિમ સંજ્ઞાવાચક નામ છે.

મીરગ્યાસ–ગ્યાસ (અ). ગિયાસ, ફર્યાદ સાંભળનાર સંજ્ઞાવાચક નામ છે.

મીરાસી (અ) વંશપરંપરાથી જે ચાલતા આવતા હોય તે, મુસલમાન ગવૈયાની જાત છે.

મુકદર (અ). મુકદ્દર નસીબ. પ્રારબ્ધે કરેલો. કદર=માપ્યું ઉપરથી.

મુકદ્દમો (અ). મુકદ્દમા. આગળ જનાર. લશ્કરની આગળ ચાલનાર થોડીક ફોજ, દીબાચો, કેસ.

મુકરમ (અ). મુકર્રમ. આબરૂ વધારનાર મુક્રિમ = મહેરબાની કરનાર. આપનાર.

મુકરવુ (અ). મુકિર=કરાર કરનાર, હા પાડનાર. તેને ફારસી 'ના' ઉપસર્ગ લાગવાથી નામુકિર=ના પાડનાર ઉપરથી ગુજરાતી ક્રિયાપદ = ભૂલી જવું.

મુકરદમ (અ). મુકદ્દમ. આગળ થનાર, આગેવાન, મુખી.

મુકાબલ (અ). મુકાબિલ. સામાવાળીઓ, હરીફ, દુશ્મન, શત્રુ.

મુકામ (અ). સ્થળ, જગા.

મુકરર (અ). મુકર્રર=નક્કી કરવું.

મુખ્તેસર (અ). મુખ્તસર=નાનું, ટુંકું, ખસર=તેણે ટુંકું કર્યું ઉપરથી.
મુખ્તીયાર (અ). મુખ્તાર. સત્તા આપેલી હોય તે.
મુખ્તીયારનામું (અ. ફા). નામું (ફા). નામા. મુખ્તારનામા=સત્તા આપેલ કાગળ.
મુગલ (તુ). મુગુલ અથવા મુગોલ. તુર્કસ્તાનની એક ઉંચી જાતના લોક છે. શબ્દાર્થ સાદા. કેટલાક કહે છે કે બહાદુર.
મુચલીબેગમ (તુ). મુગ્લીબેગુમ ફારસીમાં 'બેગમ.'
મુચરકો (તુ). મુચલ્કા, કરારનામું.
મુજબ (અ). મૂજિબ. પ્રમાણે.
મુજરો (અ). મજરો શબ્દ જુઓ.
મુજહામત (અ). મુજાહમત, રોકવો, અટકાવ કરવો. જહમ=તેણે હાલે ગાલે નહિ તેવો કર્યો ઉપરથી.
મુજાખો (અ). મુજાયકા. તંગી, અડચણ, પરવા.
મુજાફત (અ). મુજાઅફ. બમણું, ડબલ.
મુજાવર (અ.) મુજાવિર, પડોશી, દરગાહોમાં કામ કરનાર, રોજામાં કામ કરનાર. જવર=પામે હતો ઉપરથી.
મુતલક (અ). મુત્લક, સ્વતંત્ર, અબાધ.
મુતાબીક (અ). મુતાબિક. માફક, બરાબર.
મુતાલીક (અ). મુતઅલ્લિક. સંબંધી, તલક=લટકયો ઉપરથી.
મુદત (અ). અરસો, સમય.
મુદલ (અ). મુદલ્લલ. જેના ઉપર દલીલ લાગુ પડી શકે તે. મૂળ નાણું.
મુદ્દામ (અ). મુદ્દઅન્. મુદ્દા=જરૂરની વસ્તુ, મુદ્દામ=ખાસ જરૂરી કામ માટે. મુદ્દામ માણસ મોકલ્યો છે=ખાસ એજ કામ માટે માણસ મોકલ્યો છે.
મુદ્દો (અ). મુદ્દઆ, જરૂરની વસ્તુ. દઅવ=માગ્યું, બોલાવ્યો ઉપરથી.
મુનકર (અ). મુન્કિર. ના પાડનાર.
મુનશી (અ). મુન્શી. શરૂ કરનાર, કોઈ વસ્તુ પોતાના મનથી ઉત્પન્ન કરનાર. નશઅ = તે થયો, ને ઉચે ચડ્યો ઉપરથી. આ શબ્દ હિંદુસ્તાનમાં વપરાય છે. ઇરાનમાં મિરઝા કહે છે.

---

# પ્રકરણ ૪ થું. આપણો પ્રયત્ન.

( રા. હરરાય એ. દેસાઈ. બી. એ., એસ. ટી. સી. )

૧૯૧૪ ની સાલમાં લડાઈ શરૂ થઈ અને દૂર આવેલા ફ્રાન્સના ઉત્તર ભાગમાં આપણા દુશ્મન જર્મનોનાં રણશીંગડાઓનો અવાજ સંભળાયો તે પહેલાં આપણા માનવંત શહેનશાહ પાંચમા જ્યોર્જે આપણા તરફ નજર ફેરવી, અને આપણે એ પૂજ્ય પિતાની આશાને ફળીભુત કરવા કમર કસવા લાગ્યા.

જ્યારે જર્મનીએ લડાઈ શરૂ કરી ત્યારે તેણે આપણે માટે જાતજાતના તર્કવિતર્ક બાંધ્યા હતા. તે તો એમજ માની બેઠું હતુ કે આપણે ઇંગ્લાંડને મદદ ન કરતાં ઉલટા તેના કામમાં અડચણ નાખીશુ, ને એવી ખટપટ જગાડીશું કે આપણું લશ્કર અહીં હિંદુસ્તાનમાં રોકાઈ રહે એટલુંજ નહિ, પણ આપણને સાચવવા ને કબજામાં રાખવા ઉલટુ ઇંગ્લાંડથી નવું લશ્કર સરકારને બોલાવવું પડશે. તેનો પોતાનો અનુભવ એવો હતો, અને બીજાં રાજ્યોમાં પણ તેમજ થશે એમ તે અનુમાન કરતું હતુ. આફ્રિકાનાં તેના સંસ્થાનોમાં તેણે ઘણો અન્યાય કરેલો, તેણે ત્યાં હરેક પ્રકારનો જુલમ કરેલો, તેથી તો દેશના વતનીઓ તેને ધિક્કારતા હતા, પણ તે જાણતુ ન હતું કે ન્યાયી બ્રિટિશ રાજ્યની શીતળ છાયા તળે આપણે હિંદુ તેમજ મુસલમાનો—સઘળા પોતાનો ધર્મ બરાબર પાળી શકતા હતા, આપણે સંવાદ શાંતિથી ઘર્તા સુખ ભોગવતા હતા, અને આપણને આપણા આ ન્યાયી રાજ્યમાં, બીજું હરેક પ્રકારનું સુખ મળતું હતુ, તેથી આપણે ખરા પ્રેમથી આ રાજ્યને ચાહતા હતા, અને તેને વફાદાર રહેવા ઇન્તેજાર હતા. જુલ્મી જર્મનોને આપણા મનની આ સ્થિતિનો ક્યાંથી ખ્યાલ હોય!

મહુમ મહારાણી વિક્ટોરિઆનો ઢંઢેરો હજુ આપણા મનમાં ઘુમ્યા કરે છે, તેમની મનોહર પ્રેમાળ છબી આપણી આંખ આગળ તર્યા કરે છે, તેમણે કરેલા હજારો ઉપકારોનું સ્મરણ આપણને તાજું છે, અને તેમના ગુણોનુ ગાન ગામડામાં અને શહેરોમાં થાય છે. તેમની પાછળ ગાદીએ આવેલા મહુંમ શહેનશાહ એડવર્ડના ભલાં કામોની છાપ આપણા હૃદયમાં કોતરાઈ રહી છે, અને તેમના બાપા, મમના વગેરે આપણે ભૂલી ગયા નથી. આ આપણી પવિત્ર લાગણીઓમાં નામદાર શહેનશાહ પાંચમા જ્યોર્જ

વધારો કર્યો છે દિલ્હી દરબાર વખતે તેમણે કહાડેલા ઉદ્‌ગારો, અને તેમણે આપેલી આશાઓ જે ધીમે ધીમે ફળીભૂત થતી જાય છે, એ સઘળું આપણે કેમ ભૂલી જઈશું?

જ્યારે હિંદુસ્તાન તરફથી મદદની આશા આપણા શહેનશાહે રાખી ત્યારે પોતાનું કાયમનું લશ્કર ત્યાં એકદમ મોકલવા હિંદ તૈયાર થયું. ઠેકાણે ઠેકાણે વફાદારી જાહેર કરનારી સભાઓ મળી. પ્રજાના આગેવાનો અને પ્રજાજનો પોતાની વફાદારી દેખાડવા એક પગે થઈ રહ્યા, અને જે હિંદી લશ્કર ફ્રાન્સ લડવા જાય તે લશ્કરનું બધું ખર્ચ ઉપાડી લેવા આપણે તૈયાર થયા. જુનું લશ્કર ઉપડી ગયું, અને નવા લશ્કરની ભરતી થવા લાગી દેશી રાજ્યકર્તાઓ પણ પોતાની વફાદારી બતાવવા હરિફાઈ કરવા લાગ્યા. પોતાનું સર્વસ્વ લડાઈના કામમાં સોંપવા તેઓએ મરજી દેખાડી.

હિંદીઓનું પહેલું લશ્કર—નાનું પણ ઉમંગ અને ઉત્સાહ ભરેલું કસાએલું બહાદુર લશ્કર—વહાણમાં બેસી સપ્ટેમ્બર માસમાં ફ્રાન્સ પહોંચ્યું. એક નાનો પણ ભવ્ય કાફલો એક દિવસ બંદરમાં દાખલ થયો, અને ૭૦ હજાર હિંદીઓ પોતાના દેશની કીર્તિ વધારવા ખાતર ફ્રાન્સના કિનારા ઉપર ઉતર્યા. તેમને તુરત આગગાડીઓમાં બેસાડી રણભૂમિ તરફ રવાના કર્યા. ૧૯૧૪ના ઓકટોબર માસની ૨૮ મી તારીખે આ આપણા બહાદુર સિપાઈઓએ પોતાનું પાણી જર્મનોને પ્રથમ દેખાડયું.

આ લડાઈ પહેલાં થઈ ગએલી લડાઈઓ કરતાં જુદીજ તરેહની હતી. ખાઈઓમાં રહી લશ્કર લડે, નાની મોટી તોપો રાતદિવસ ફૂટે ને હવાઈ વિમાનો અને જહાજો હવામાં ઊંચે ચક્કર ચક્કર ઘૂમી ઉપરથી બોમ્બ ગોળા ફેંકે. આ બધું આપણા લશ્કરને ગુંચવી નાખે એમ હતું, પણ તેથી ન ગભરાતાં તેઓ શાંતપણે લડયા, અને જર્મનોને પોતાની સંગીનોનો સ્વાદ એવો ચખાડયો કે સફેદ દાંતવાળા, નીડર આંખવાળા, બહાદુર અને ચીવટાઈથી લડનારા શ્યામરંગી હિંદીઓથી તેઓ ડરવા લાગ્યા. બહાદુર શીખ લોકોના ઝનુની હુમલા, રજપુત, જાટ, ડોગ્રા, વગેરે શૂરી જાતોનું હિંમતથી લડવું, અને ચપળ ગુરખા લોકોના રાતના તેમજ દિવસના છાપા, અને પંજાબી મુસલમાન, બલુચીઓ તથા પઠાણ વગેરે જાતોનાં શૂરાં કામોનાં વખાણ ફ્રાન્સમાં ઠેરઠેર થવા લાગ્યાં. પોતાના દેશથી બે હજાર માઈલ

દૂર આવી ફ્રાન્સની રણભૂમિ ઉપર આવી બહાદુરીથી લડનાર હિંદરત્નોની તારીફ ફ્રાન્સનાં નરનારીઓ કરવા લાગ્યાં.

હિંદના ટેકા રૂપ ગણાતા હિંદુ તથા મુસલમાન રાજા મહારાજાઓ અને નવાબો પોતાની બહાદુરી દેખાડવા અને મહારાજા જોર્જ તરફ પોતાની વફાદારી બતાવવા આ વખતે તૈયાર થયા. ઇડરના મહારાજા, બિકાનેરના મહારાજા, પતિયાલાના મહારાજા, સચીનના નવાબ સાહેબ વગેરે જાતે રણક્ષેત્રમાં જવા ઉપડયા; આ ઉપરાંત ૭૦ વરસ ઉપરના વૃદ્ધ થએલા જોધપુરના રાજ્યપ્રતિનિધિ–રીજેન્ટ–સર પ્રતાપસિંહજી પણ ફ્રાન્સ તરફ વિદાય થયા. તે વયોવૃદ્ધ હતા પણ રજપુત હતા, અને તેમનું લોહી આ વખતે ઉકળી આવ્યુ. ઘણે ઠેકાણે તેમણે લડીને બહાદુરી દેખાડેલી અને આ વખતે તે કેમ શાંત બેસી રહે! જે રાજા મહારાજાઓ રણક્ષેત્રમાં જાતે જઈ શકયા નહિ તેઓએ પોતાના લશ્કરની અને પૈસાની ખરા જીગરથી મદદ આપી. ગુજરાતના અને કાઠિઆવાડના મહારાજાઓએ પણ પોતાનાં લશ્કરો મોકલી આપ્યાં. અંતરના ઉભરાતા ઉમળકાથી રાજાઓ તથા પ્રજાજનોની આ મદદ મળતી જોઈ અંગ્રેજ પ્રજા ખુશ થઈ, અને જર્મનો આભા બની ગયા.

લડાઈમાં જીતવાને સારૂ ઇંગ્લાંડમાં જ્યારે નવા માણસોની ભરતી થવા માંડી, મિલો, કારખાનાં, નિશાળો વગેરે સ્થળેથી હારબંધ અંગ્રેજો પોતાનાં નામ નોંધાવવા સારૂ લડાઈ ખાતાની ઓફીસ આગળ હાજર થયા, ત્યારે હિંદી લશ્કરમાં પણ નવા માણસોની ભરતી કરવા સારૂ તૈયારીઓ થવા લાગી. પંજાબમાંથી ઉંચા, કદાવર, શાંત મુખાકૃતિવાળા શીખ લોકો, હિમાલયના ડુંગરી પ્રદેશમાંથી મજબુત સાહસિક ચપળ અને ઠીંગણા ગુરખા લોકો, પશ્ચિમના મુલકમાંથી બલુચીઓ, મોગલો અને પઠાણો, અસલના નામાંકિત રજપુતોના હાલના શૂરા ફરજંદો, દક્ષિણના ડુંગરોમાંથી શૂરા શિવાજીના શૂરા લશ્કરના વંશજો, મદ્રાસ ઇલાકામાં આવેલા મદુરાના નામીચા રાજા તીરૂમલ નાયકના લશ્કરમાં રહી લડેલા બહાદુર મદ્રાસી જાતોના હાલના વંશજો, શૂરા નાયર લોકો વગેરે આ જંગમાં ભાગ લેવા, પોતાના બાપદાદાની કીર્તિને ઝળકતી કરવા, અને પોતાના દેશની, અને રાજાની સેવા કરવા નવા લશ્કરમાં જોડાવા લાગ્યા. આ ઉપરાંત બંગાળી યુવકો જેઓ નિશાળો અને પાઠશાળામાં ભણતા હતા, અને જેમણે લશ્કરી

મેસોપોટેમીઆ, પેલેસ્ટાઈન, આફ્રિકા વગેરે સ્થળે તેમણે કરેલાં કામોને સંભારો. મેસોપોટેમીઆમાં તુર્કસ્તાનની સામે જે લશ્કર હતું તેમાં લગભગ એ તૃતીયાંશ ભાગ આપણા લશ્કરનો હતો. આ આપણા લશ્કરમાં મુસલમાન તેમજ હિંદુભાઈઓ બન્ને હતા.

આપણા આ લશ્કરની બહાદુરીથી તુર્ક લોકોના ટાંટીઆ ઢીલા થયા, અને આખરે તેમને શરણે આવવાની જરૂર પડી. આ જીતનું ખરૂં માન આપણા લશ્કરને છે-આપણા દેશને છે.

હવે આપણી સરકાર અને તેમના મિત્રોએ કરવા માંડેલા મહાન કામની પૂર્ણાહુતિ થઈ ગઈ છે. આપણે બધા ન્યાય અને ધર્મના ઝુંડા હેઠળ રહી લડયા તેથી મહાન ઈશ્વરે આપણને જય આપ્યો અને અધર્મ અને અન્યાયી જુલમી જર્મનોને પાછા પાડયા. તેઓ હવે શરણે આવ્યા છે અને તેમના શહેનશાહ કૈસર રાજ્યપાટ છોડી નાસી ગયા છે આ લડાઈમાં સર્વ રીતે આપણો ભાગ બજાવવા આપણે ચૂક્યા નથી, આપણે ખરા પ્રેમથી રાજસેવા અને દેશસેવા બજાવી છે. તેથી આપણે એવી નામના મેળવી છે જે આપણા પછીથી આવનાર પ્રજા પણ આ લડાઈની વાત ખરા ગુમાનથી કરી શકશે.



## તાર વિનાના સંદેશા.

તાર વિના સંદેશા મોકલવાની રીત વિજ્ઞાનની એક મહાન શોધ છે. તેની મદદથી ઘણા સંદેશા ગયા વિગ્રહમાં અધવચ દુશ્મનો પકડી લેતા, અને તેને પરિણામે ધારેલી યોજના બર લાવવા અસંખ્ય વ્યક્તિઓનો સંહાર પણ તેમણે કર્યો છે

તાર રૂપી સાધન વિના સંદેશા શી રીતે મોકલાતા હશે તે જાણવું આવશ્યક હોવાથી ટુકી હકીકત એક "ટીચર્સ એઇડ" નામના માસિકમાંથી અહીં ઉતારી છે.

આ વિષયની શરૂઆત કરતાં પહેલાં "ઇથર"ને લગતો વિજ્ઞાનશાસ્ત્રનો મહાન પ્રશ્ન સમજવો પડશે. ઇથર શું છે એ સમજવું ઘણું મુશ્કેલ છે, છતાં વિજ્ઞાનશાસ્ત્રની કેટલીક બાબતોનું સ્પષ્ટીકરણ કરવામાં તે બહુ ઉપયોગી છે. એક બે દૃષ્ટાંત લઈએ —

કોઈ માણસ બહુ દૂર ઉભો છે. તેને બોલાવવો હોય તો કંઈ સાધન વાપરવાની જરૂર પડે છે. કેટલીક વખત બૂમ પાડીએ છીએ, અગર સિસોટી વગાડી તેને બોલાવીએ છીએ. આમાં અવાજ પહોંચાડનાર સાધન શું? આનો ઉત્તર નીચેના દ્દષ્ટાંતથી આપી શકાશે. ધારો કે એક ઘડિઆળને કાચની શીશીથી ઢાંકી દીધી છે, તેની તરફ કાન ધરીશું તો અવાજ સાંભળી શકાશે; પરંતુ હવા કાઢી લઈશું તો અવાજ સંભળાતો બંધ થશે. આથી સિદ્ધ થાય છે કે હવા વગરની ખાલી જગામાંથી અવાજનાં મોજાં પસાર થઈ શકતાં નથી, માટે બૂમ કે સિસોટીનું સાધન હવા છે.

બીજી એક બાબત એ લક્ષમાં રાખવાની કે શીશીમાં હવા નથી છતાં ઘડિઆળ જોઈ શકાય છે. પ્રકાશનાં કિરણો જેનારની આંખ ઉપર પડે છે, વચમાં અવકાશ વાળી જગા છે આથી શું એમ માની લેવું કે પ્રકાશ અવકાશદ્વારા પસરી શકે? તેને શું સાધનની જરૂર નથી? ખરેખર અવકાશ છે ખરો! વિજ્ઞાનશાસ્ત્રીઓ ખાલી જગા હોય એમ માનતા નથી. તેઓ કહે છે કે કાચના ઢાંકણામાંથી હવા કાઢી લઈએ તો તે ખાલી જગા કંઈક તત્ત્વથી ભરેલીજ છે, અને તે કંઈક તત્ત્વ પ્રકાશનાં કિરણો ફેલાવવામાં સહાયભૂત બને છે. આ તત્વને "અવકાશમાં રહેલું ઈથર" અગર સાદું ઈથર કહે છે. દવામાં વપરાતી ઈથર નામની વસ્તુ સાથે આને સંબંધ નથી એ વાત ધ્યાનમાં રાખવાની જરૂર છે. આ સાદ્દશ્યસૂચક દ્દષ્ટાંત ઉપરથી અનુમાન કરી શકાય કે સૂર્યનો પ્રકાશ ઘણે દૂરથી પૃથ્વી ઉપર પડે છે, ઈથરદ્વારાજ. વાતાવરણ માત્ર ૨૦૦ માઈલ સુધીનું છે, સૂર્ય તો ઘણો દૂર છે. તો પ્રકાશ આવવાનું સાધન કંઈક હોવું જોઈએ, અને તે ઈથર છે વિદ્યુતનાં મોજાં ફેલાવવામાં પણ તે સાધન રૂપે પ્રવર્તે છે, વિદ્યુતના એક તણખા સાથે મોજાંઓ ઉત્પન્ન થાય છે. જેમ પાણીમાં પત્થર નાખવાથી પાણીનાં મોજાં ઉત્પન્ન થાય છે તેમ આ વિદ્યુતનાં મોજાં બહાર પ્રસરે છે અને અમુક સંજોગોદ્વારા તેને પાછાં ગ્રહણ કરી શકાય છે.

તાર વિનાના સંદેશા મોકલવા તથા ગ્રહણ કરવા ત્રણ ચીજની જરૂર પડે છે (૧) મોજાં ઉત્પન્ન કરનાર યંત્ર (૨) સાધન કે પ્રવાહક (૩) ગ્રહણ કરનારૂં યંત્ર. એક છોકરો બીજા છોકરાને બોલાવતો હોય છે ત્યારે આજ વસ્તુસ્થિતિ હોય છે (૧) તેનો અવાજ (૨) હવા રૂપી સાધન અને (૩) કાન. વિદ્યુતનાં મોજાંને અંગે ઉત્પાદક શક્તિ તે પેલો તણખો છે. આ

ચૂક્યું છે; અને તમે સર્વ ભવિષ્યમાં શિક્ષક થવાના છો. એટલે આ પ્રસંગે તમને ભવિષ્યમાં એ વિષય શિક્ષણમાં સહાયભૂત થઇ પડે એવી કેટલીક સૂચનાઓ કરવાની તક હું સાધી લઇશ.

નીતિશિક્ષણમાં તમારે બાળકોને નીતિને રસ્તે ચાલતાં બોધ આપી શીખવવાનું નથી; પણ નીતિ પ્રત્યે તેમને આન્તરિક પ્રેમ ઉત્પન્ન થાય એવું કરવાનું છે. એક બે ઉદાહરણથી એ વાત વધુ સ્પષ્ટ થશે. ધારો કે તમે તમારી શાળાના બે વિદ્યાર્થીઓને લડાઇ ટંટો કરતાં જોયા. એ પ્રસંગે તમારો ધર્મ શો છે? લડાઇ ટંટો ન કરવા માટે એક લાંબુ ભાષણ આપી બોધ આપવા બેસી જવાનો કે તેમને શરમાવવાનો કે તેમને ધમકાવવાનો તમારો ધર્મ નથી તમારે એ તકનો લાભ લઈ બાળકોમાં એવી લાગણી ઉત્પન્ન કરવા પ્રયત્ન કરવો જોઈએ, કે જેથી લડાઈ ટંટા પ્રત્યે તેમને તિરસ્કાર ઉત્પન્ન થાય, અને પરિણામે તેઓ કદી તેમ કરેજ નહિ. નીતિશિક્ષણ આપતાં આ મુદ્દો શિક્ષકે હમેશ દૃષ્ટિ સમક્ષ રાખવો જોઈએ.

બીજું ઉદાહરણ લઈએ. કોઈ છોકરો ધારો કે જુઠું બોલતાં પકડાયો. એ પ્રસંગે જો તમે તેને શરમાવો, ધમકાવો, કે શિક્ષા કરો. તો તે વધારે નઠોર થઇ જવા સંભવ છે. એમ ન કરતાં એ પ્રસંગે તમારી મુખ્ય ફરજ એ થઈ પડે છે, કે તમારે એ છોકરાને સત્ય ઉપર પ્રેમ ઉત્પન્ન થાય એવાં પગલાં ભરવાં. જુદાં જુદાં ઉદાહરણોથી તેમનામાં સત્ય માટે પ્રેમ અને અસત્ય ને માટે તિરસ્કાર ઉત્પન્ન કરવો. આમ કરવાથી તે ફરી જૂઠું બોલવાની ટેવ એની મેળેજ મૂકી દેશે; અને તમારો હેતુ સધાશે.

નીતિપાઠ આપતાં શિક્ષકો મુખ્ય દોષ કરે છે, તે એ છે, કે તેઓ ભારોભાર નીતિસૂત્રો બાળકોનાં કુમળાં મગજો ઉપર લાદવા પ્રયત્ન કરે છે. બાળકોનું મગજ તે કંઇ શુષ્ક નીતિસૂત્રો ઠાંસીઠાંસીને ભરવાનો થેલો નથી. એ રીતે ભરવામાં આવેલાં નીતિસૂત્રો તે ભરતાં જેટલો વખત લાગેલો હોય, તેનાથી ઓછા વખતમાં બાળકો વીસરી જાય છે; અને પરિણામે કંઈજ લાભ થતો નથી, બલ્કે કાળને શ્રમ વ્યર્થ ગુમાવેલો જણાય છે. આથી તમારે નીતિસૂત્રો બાળકોનાં મન ઉપર લાદવા પ્રયત્ન કરવો ન જોઈએ; પણ સરળ બાળમન જે સર્વ પ્રકારના વિકાસને યોગ્ય છે, અને જેમાં નીતિનાં અનેરાં બીજ પ્રભુએ રોપીજ મૂકેલાં હોય છે, તે બીજ વિકસિત થાય અને નીતિમય જીવનનું એક સુંદર વૃક્ષ બની રહે, એમ કરવું એ તમારી ફરજ છે.

મનુષ્યના મનનું પ્રભુએ કંઈ એવું અજાયબી ભરેલું વલણ ઘડેલું છે કે તે સારા કરતાં નઠારા તરફ, સત્ય કરતાં અસત્ય તરફ વધુ ખેંચાય છે. હવે જો તમે નઠારી વસ્તુ દૂર કરી તેની જગાએ સારી વસ્તુ પુરી નહિ પાડો, તો પછી નઠારી વસ્તુઓ આવી ભરાવાનીજ. મનનો એ સ્વભાવજ છે. માટે તમારે બાળકની નઠારૂં કરવાની વૃત્તિનો ઉચ્છેદ કરવો એટલુંજ નહિ, પણ તત્કાળ સારૂં કરવાની વૃત્તિને ઉત્તેજન મળે એવું કરવું જોઈએ. ટુંકમાં નઠારૂં કરવાના વિચારો દૂર કરી તત્કાળ સારૂં કરવાના વિચારો તમારે પુરા પાડવા જોઈએ. એજ નીતિસૂત્રોનું છેવટનું અને ખરૂં સ્થાન છે.

તમે સર્વ ભવિષ્યના શિક્ષકો છો, તમે કૉલેજના શિક્ષકોના જ્ઞાનનો અલભ્ય લાભ કૉલેજમાં રહી મેળવી રહ્યા છો. હું આશા રાખું છું, કે જે જ્ઞાન તમે પ્રાપ્ત કરી રહ્યા છો, અને જે વિવિધ શિક્ષણશૈલીઓનો અનુભવ મેળવી રહ્યા છો, તે સર્વનો તમે કૉલેજ છોડી શિક્ષક થાઓ ત્યારે ઉપયોગ કરશો. કૉલેજમાં શીખવવામાં આવેલી શૈલીએ શિક્ષકોને ગામડાની સ્કૂલમાં હું કામ કરતાં જોઉં છું ત્યારે મને અપાર આનંદ થાય છે. પરંતુ, જ્યારે શિક્ષક કૉલેજમાં જે સઘળું શીખેલો હોય તે સઘળું જતી વખતે કૉલેજનેજ પાછું સોંપી દઈ ગામડામાં જઈ પોતાની પ્રાચીન શૈલીએજ કામ કરતો અને કર્તવ્યનું લેશમાત્ર ભાન રાખ્યા વિના શાળામાં મોડો જતો અને એવી બીજી અનેક રીતે બાળકોને અનીતિનું પ્રત્યક્ષ દૃષ્ટાંત પુરૂં પાડતો મને જણાય છે, ત્યારે ખરેખર મને અત્યંત ખેદ થાય છે. બલ્કે એવા શિક્ષકની અધમતાને માટે મને તેની દયા આવે છે.

આ પછી સ્કોલર મૂળશંકરને ઉદ્દેશીને તેમણે કહ્યું કેઃ—તમે ઉત્તમ નીતિપાઠ આપ્યો, તે માટે તમને આ ચંદ્રક આપવામાં આવ્યો છે. એ ચંદ્રકની કિંમત ઉપર તમારે જોવાનું નથી. એ તો માત્ર એક ચિહ્નજ છે. હું આશા રાખું છું કે તમે વિદ્યાર્થી અવસ્થામાં જેમ ઉત્તમ નીતિપાઠ આપ્યો છે, તેમ ભવિષ્યમાં એક ઉત્તમ શિક્ષક તરીકેના તમારા વર્તનથી બાળકોને પ્રત્યક્ષ નીતિપાઠ આપી એક નીતિમાન મનુષ્ય તરીકેનું તેમજ નામદાર સરકારને સંપૂર્ણ વફાદાર શહેરી તરીકેનું એક જ્વલંત દૃષ્ટાંત તેમને પુરૂં પાડશો.

આ પછી સ્કોલર મૂળશંકરે પોતાને સુવર્ણચંદ્રક આપવા માટે નામદાર સરકારનો અને મે. એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબનો ઉપકાર માન્યો હતો, અને તે પછી મેળાવડો વિસર્જન થયો હતો.

## સાબુ અને સાબુની બનાવટ.

( ટીચર્સ એઇડ નામના માસિકમાંથી અનુવાદ. )

પાઠ માટે નીચેના સાહિત્યોની જરૂર પડશેઃ—

(ગ્રીઝ) તેલ, પાણી (ગરમ અને ઠંડુ), સાબુ, તેલ, વધારે સોડાનું મિશ્રણ, ધોવાનું ટબ, નાની શીશી વગેરે. પાઠનો વિષય છોકરાંને એકદમ કહેવો નહિ; પણ આગળના કેટલાક વિદ્યાના ઓગળી જાય એવા પદાર્થો તથા મિશ્રણના પાઠોના ટુકડાઓમાં આરંભમાં પ્રશ્નો પૂછી પાઠ શરૂ કરવો. નક્કર પદાર્થ જે ઓગળી શકે એવો હોય તેનું નામ દો. તે શેમાં ઓગળશે? ધારો કે પાણીમાં તમે ખાંડ ઓગાળો છો, તો તેનું શું પરિણામ આવશે? આ બાબતમાં પાણીને તમે કયું નામ આપશો? બીજા પદાર્થો કે જેને પાણી ઓગાળી શકે તેનાં નામ દો. ગરમ અને ઠંડા પાણીની ઓગાળી શકવાની શક્તિમાં શો તફાવત છે? જે પદાર્થ પાણીમાં ન ઓગળી શકે તેનું નામ દો. એ પદાર્થ શેની અંદર ઓગળશે?

થોડું તેલ (ગ્રીઝ) આપીને છોકરાને વર્ગ સામે ઉભો કરો. જાણી જોઈને તેને તેના હાથ બગાડવા દો. તે છોકરાને તેના હાથ સાફ કરવાનું કહીને પૂછો કે તે શું કરશે. ખરેખર તે તેના હાથ ધોવાનું સૂચન કરશે. તેને ધોવાનું પ્યાલું અને થોડું ઠંડુ પાણી આપો. તે તેના હાથ સાફ નહિ કરી શકે. તેને ગરમ પાણી વાપરવાનું સૂચન કરો. આ વખતે તે ફક્ત થોડે અંશે ફાવે છે. તેલી ચીકણો પદાર્થ તેના હાથને હજુ સુધી ચોટેલો છે, અને તેના હાથ સાફ કરવામાં ઠંડુ અથવા ગરમ પાણી વાપરીને ફતેહમંદ થયો નથી. આમ કેમ? ગ્રીઝ, ચરબી, અને તેલ પાણીમાં ઓગળી શકતાં નથી. ત્યારે છોકરો પોતાના હાથ કેવી રીતે સાફ કરી શકશે? જે વસ્તુની અંદર ગ્રીઝ ઓગળી શકે છે તે વસ્તુનો ઉપયોગ કરવાથી.

ઓગાળવાના ગુણ જેમાં હોય એવા પદાર્થને લગતા જ્ઞાન આપનારા આગળ શીખી ગએલા પાઠની મદદ લઈને વધારે સોડાવાળા મિશ્રણનું કે જેની અંદર ગ્રીઝ ઓગળી જાય છે તેનું—વિદ્યાર્થી સૂચન કરે. જો પસંદ પડે તો તે છોકરાને સોડાવોટરથી હાથ સાફ કરવા દો; પણ આપણી પાસે આપણા ઘરમાં એક એવી તૈયાર વસ્તુ છે કે જે ગ્રીઝને સહેલાઈથી દૂર કરી શકશે; અને તે સાબુ છે. છોકરાને સાબુનો એક કકડો આપો અને હાથ ધોવાનું શરૂ કરવા દો. શું થાય છે તે ધ્યાનમાં રાખો. આ

ક્યાંથી આવે છે? સાબુ પાણીમાં ઓગળી શકે છે. સાફ હાથવાળા બીજા છોકરાને પાણીના બીજા ટબમાં સાબુ વાપરીને ફીણ બનાવવા દો. આ બંને ફીણને સરખાવો. ટબનું ફીણ સાફ છે. પહેલી બાબતમાં તે મેલું દેખાય છે. મેલ કયાંથી આવ્યો? છોકરાનો જે હાથ હાલ સાફ છે, તેમાંથી. આ બધી બાબતોનું તારણ કાઢતાં સમજાય છે કે સાબુને પાણી ઓગાળી શકે છે, તેમાંથી ફીણ બને છે, ચીકટ પદાર્થ તથા મેલને તે કાપે છે. અગાઉ શીખી ગયા હોય તેનું ભાન કરાવવું, કે સોડાવોટર વાપરવાથી ચીજ જેમાં હોય તે શીશી સાફ કરાય છે. આથી અનુમાન નીકળી શકે, કે સાબુમાં સોડા હોય છે.

તેલથી અર્ધી ભરેલી અથવા પ્રવાહી ચરબીવાળી એક શીશી લો, અને વર્ગ સામે તેને ટેબલ ઉપર મૂકી રાખો. એક છોકરા પાસે સંભાળથી તેમાં સોડાનું સખત મિશ્રણવાળું પાણી રેડાવી તેને ભરી દો. આ કામ બહુ ધીમે કરાવવું. બાળકોને શું થાય છે તે જોવા કહેવું. બન્ને ભળતાં નથી, પણ તેલ સોડાવોટરની સપાટીએ તરતું નજરે પડે છે. વિદ્યાર્થીને પૂછવું કે આવી રીતે તેલને પાણીની સપાટીએ તરતુ કઈ જોયુ છે? રસ્તામાં ભરાએલા પાણીના ખાબોચીઆમાં કેરોસીન તેલ ઘણી વાર તમને તરતુ નજરે પડયુ હશે આનું શું કારણ છે? પાણી તેલની સપાટીએ કેમ નહિ તરતું હોય?

શીશીને બૂચ મારી અંદરના તત્વને પુષ્કળ હલાવો. તરતજ તેલ તથા સોડા એક થઈ જશે એ મિશ્રણ પછીથી કેવું દેખાશે? પાણી કે તેલથી તદ્દન જુદીજ જાતનું તે બને છે. શીશીને મેજ ઉપર મૂકી રાખીશું અને અંદરની વસ્તુઓને ઠરવા દઈશું તો શીશીને તળીએ પાણી જેવો પ્રવાહી પદાર્થ નજરે પડશે. ઉપર એક ઘટ્ટ બનેલો પદાર્થ દેખાશે, જે તેલ કે પાણીથી તદ્દન જુદોજ છે. કાચની નળી અગર ચમચાની મદદથી તેમાંનો થોડોક ભાગ બહાર વિદ્યાર્થીને હાથમાં લઈ તેની આંગળીઓથી ઘસવા દો. તેને શી લાગણી થાય છે? તે સુંવાળો, નરમ અને ચીકણા જેવો દેખાય છે, તે ખરેખર સાબુ છે.

શીશીમાંથી સેભાળીને પાણી જેવો ભાગ કાઢી નાખો. પાછળ રહેલો સાબુ તપાસો. અગાઉ વાપરેલી સાબુની ગોટી સાથે તેને સરખાવવા દો. બન્ને તદ્દન સરખાં નથી. સાધારણ વપરાશવાળો સાબુ કઠણ હોય છે. આ બનાવ્યો તે નરમ છે. પેલો સાબુ નક્કર સ્વરૂપનો છે. બીજો પ્રવાહી છે.

ઉપયોગમાં આવે એવો બનાવવા નવા સાબુને કઠણ કરવાની જરૂર છે. આ સાબુમાં એવું કંઈક છે કે જેથી તે સ્વરૂપમાં પ્રવાહી બન્યો છે. તે પાણીને લીધે છે. પાણીમાં ઓગળે એવાં તત્વોવાળા પ્રવાહી પદાર્થોને નક્કર રૂપમાં આણી શકાય છે. પાણીને તેનાથી જુદું પાડવાથી તેમ થાય છે. આ ક્રિયા ઉકાળવાથી થઈ શકે છે. આથી સાબુમાં રહેલું પાણી અદશ્ય થશે.

પ્રવાહી સ્વરૂપના સાબુને એક ઉકાળવાની રકાબીમાં રેડો. ગરમ કરો. પાણી વરાળરૂપે ઉડી જાય છે તેમ તેમ સાબુ ઘટ્ટ ને ઘટ્ટ બને છે તે જોતા રહેવું. ઉકાળવાની ક્રિયા સંપૂર્ણ થઈ રહે એટલે ગરમીનું સાધન દૂર કરી રકાબીને ઠંડી પડવા દો. છેવટે સાબુનો એક જાડો કઠણ કકડો રહેશે. છોકરાઓને આ કકડાની સાબુની ગોટી સાથે સરખામણી કરવા કહો. બન્ને સરખા સ્વરૂપના નજરે પડશે. માત્ર ફેર એટલોજ રહેશે કે બજારનો ખરીદેલો સાબુ રંગીન હશે. આ નવી સાબુની ગોટી વાપરવા વિદ્યાર્થીને કહો. તેના હાથ સાફ કરી શકશે.

આમ સાબુ બને છે તે કદમાં નાનો છે. આ સાબુના મિશ્રણને આપણા ઘરમાં કાળજીવાળી સ્ત્રીઓ પોતાના સાબુનો જથ્થો સાચવી રાખે છે તેની સાથે સરખાવો છેવટે તે મિશ્રણ કઠણ બનશે, અને કઠણ બનશે. પછીથી વાપરવામાં પૈસાની દષ્ટિએ પણ લાભકારક નીવડશે.

(શાળાપત્ર ઓફીસ.)

---

## બળતું અને ધુમાડો.

(રા. ચંદુલાલ કે. અમીન, બી. એ. એસ. ટી. સી. ડી., તેલગ હાઈસ્કુલ, ગોધરા)

यत्र यत्र धूमः तत्र तत्र वह्निः ।

જ્યાં જ્યાં ધુમાડો ત્યાં ત્યાં અગ્નિ.

તર્કસંગ્રહ, તર્કભાષા અથવા એવું કોઈપણ પુસ્તક જે વાંચી જાય અથવા ઉપરના વાક્ય વિષે કંઈક ધ્યાનપૂર્વક વિચાર કરે તેને તેની સત્યતા વિષે શકા ભાગ્યેજ રહે. અગ્નિમાંથી ઉત્પન્ન થઈ ઉંચે ચઢી અદશ્ય થ... એ ધુમાડાનું લક્ષણ છે. આથી ધુમાડો જોવાય કે તરતજ આપણે ક... જાણીએ છીએ કે તેને ઉત્પન્ન કરનાર અગ્નિ પાસેજ હોવો જોઈએ. ... જ્યાં જ્યાં અગ્નિ હોય ત્યાં ત્યાં ધુમાડો હોવો જોઈએ તેમ નથી. કારણ સગડીમાં પાકા કોલસા બળતા હોય છે તો ત્યાં ધુમાડો નથી હોતો.

ધુમાડો, ધુમાડો, ધુમાડો જ્યાં જોઈએ ત્યાં એજ, બપોરના શહેરની બહાર જઈએ તો મિલોનાં ભુંગળામાંથી ધુમાડો નીકળતોજ હોય, સવારમાં જોઈએ તો રસોડામાં ને તેની આસપાસના ઓરડામાં તેની હયાતી ખરીજ. ઘણે ઠેકાણે ધરતી ભીંતો ને છત તેને લીધે કાળી થયેલી હોય છે. રાતના ફરતા હોઈએ ત્યારે ઘણી વખત તેને લીધે આપણી આંખો બળે છે.

બળતું અને ધુમાડો—કેટલાં સામાન્ય છો છતાં તેઓ વસ્તુતઃ શું છે તે કેટલા થોડા માણસો જાણે છે.

વસ્તુઓ ગમે તેટલી જુદી જુદી જાતની હોય પણ તે બળે ત્યારે તેમાંથી નીકળતો ધુમાડો એકજ જાતનો હોય છે. લૅંપ, બત્તી અથવા ગાસનાં દીવામાંથી ધુમાડો નીકળતો દેખાતો નથી તોપણ તેમાં પણ ધુમાડો છે.

એક સફેદ કાર્ડ લો. તે બળી ન જાય તેમ સાચવીને ન રી ; ટોચ ઉપરથી તેને એકદમ પસાર કરો. તમને માલમ પડશે કે કાર્ડ કંઈક કાળું થયું છે. હવે એજ રીતે પહેલાં કરતાં નીચેથી કાર્ડ પસાર કરો. કાર્ડ પહેલાં કરતાં વધારે કાળું થશે. આ કાળાશ ધુમાડાની છે આથી એમ કહી શકાય કે બત્તીની ઝાળમાં ધુમાડો છે. પિત્તળની વાડકી દઝાય નહિ માટે લુગડાવતે ઝાલી બત્તી ઉપર ધરો તો થોડીવારે તે ધુમાડાથી કાળી થયેલી માલમ પડશે.

હવે કોઈ પણ વસ્તુ બળે ત્યારે શું થાય છે તે આપણે તપાસીએ. જે વસ્તુ કાર્બનની (રેલ્વે એંજીનમાં બળતો કોલસો લગભગ કાર્બનજ છે; લાકડાનો કોલસો પણ મોટે ભાગે કાર્બન છે.) બનેલી હોય તે ઝટ બળે છે. આપણે લાકડાના છોડીયાંને અથવા એવી કાર્બનવાળી વસ્તુને દિવાસળી ચાંપીએ, અથવા તેલવાળી કરી લુગડાની સળગાવેલી કાકડી ચાંપીએ, કે તરતજ કાર્બનના અણુઓ ગરમ ને ગરમ થતા જાય છે. પછી એક વિચિત્ર બનાવ બને છે. તેઓ હવામાંના ઓક્સિજન (આણુવાયુ) નામના ગેસ-પદાર્થ સાથે મળી જાય છે, અને થોડીજ વારમાં અદૃશ્ય થાય છે.

પણ જેમ જેમ કાર્બનના અણુઓ ઓક્સિજનના અણુઓ સાથે મળે છે તેમ તેમ તે ઘણાજ ગરમ થાય છે—અતિશય ગરમ થઈ ધોળાશ પકડે છે. આમ અસંખ્ય કાર્બનના ગરમ ધોળા અણુઓ ફુવારાની માફક નૃત્ય કરતા કરતા ઉંચે ચઢે છે; અને તેઓ બળતું અથવા જ્વાળા એ રૂપે દેખાય છે. બળતાની ગરમીથી પાસેના કાર્બનના અણુઓ ગરમ થાય છે અને તેઓ પણ આ નૃત્યમાં સામેલ થાય છે.

હવે આ બધાનો ધુમાડા સાથે શો સંબંધ છે તે કહીએ. કેટલાક કાર્બનના અણુઓને ઑક્સિજન સાથે મળવાની જોગવાઈ થતી નથી, કારણ કે આસપાસનો ઑક્સિજન ખપી ગએલો હોય છે. આથી તેઓ પીળાશ પકડે તેટલા ગરમ થતા નથી. પરિણામ એ આવે છે કે તેઓ પોતાના કાળા સ્વરૂપમાં ધુમાડા તરીકે ઉંચે ચઢે છે. તેઓ ગરમી કે તેજ રૂપમાં કંઈ કામ કરતા નથી. જ્યારે અગ્નિ ધુંધવાતો હોય ત્યારે ચોક્કસ જાનવું કે કાર્બન પોતાનામાં હોય તેટલો તાપ ને અજવાળું આપી શકે તેટલા પુરતો ઑક્સિજન તેને મળતો નથી. આથી ફૂંકવાની જરૂર પડે છે. જેથી વધારે હવા એટલે તેમાંનો ઑક્સિજન અગ્નિની સમીપમાં આવે વળી આપણે વીંઝણાવતે વા નાખીએ છીએ, અથવા ચીપીઆવતે દીવાને તળે ઉપર કરીએ છીએ, તેનું કારણ હવામાંનો ઑક્સિજન અગ્નિની સમીપમાં વધારે આવે તેજ છે.

હવે ધુમાડો ઉંચે કેમ જાય છે? આ સવાલ તમારા મનમાં આવેલો? તેનું કારણ એમ છે કે દીવા ઉપરની હવા ગરમીથી પાતળી થાય છે અને ઉપર ચઢે છે. તેની જગાએ ઠંડી હવા આવે છે, ને તે પણ ગરમ થાય છે ને ઉંચે ચઢે છે. આમ અગ્નિ હોય ત્યાંસુધી બન્યાજ કરે છે. આ હવાના ઉંચે ચઢતા ચાલુ પ્રવાહ સાથે કાર્બનના કાળા અણુઓ ઘસડાય છે ને આપણને ઉંચે ચઢતા ધુમાડાના રૂપમાં દેખાય છે.

રેલ્વે અંજનમાંથી નીકળતો ધુમાડો પીળાશ પર દેખાય છે. આનું કારણ એટલુંજ છે કે ધુમાડો વરાળ સાથે મળેલો હોય છે. દરેક ધુમાડાના અણુએ વરાળનું કપડ પહેરેલું હોય છે, અને તેથી તેનો રંગ પીળાશ પડતો લાગે છે.

કેટલીક વાર આપણે સવારે કે સાંજે ફરવા જઈએ છીએ ત્યારે ઉપર કહ્યો તેવો ધુમાડો—તેનો મોટો સમૂહ આકાશમાં લટકતો માલમ પડે છે. કોઈ વખત તો તે જમીન સુધી પથરાયલો હોય છે. આને આપણે ધુમસ કહીએ છીએ. તે વરાળને ધુમાડાનું બનેલું છે. હવામાં જ્યારે ભેજ ઘણો હોય છે ત્યારે તે ઘણું ઘાડું દેખાય છે. લંડન, ગ્લાસગો, મેંચેસ્ટર અને એવાં બીજાં તે દેશનાં મીલોવાળાં શહેરોમાં ધુમસ એટલું બધું ઘાડું હોય છે કે લોકોને બપોરે પણ ગેસ લાઈટની જરૂર પડે છે. રસ્તા ઉપર તેઓ ધુમસને લીધે દોઢ બે ગજ એટલે અંતરે પણ ભાગ્યેજ જોઈ શકે છે.

# સ્લોઇડનાં સત્યો.

( રા. પરમાનન્દ ઠી, વ્યાસ. બી. એ., એસ. ટી સી. ડી )

ગયા અંકથી ચાલુ.

## ફુટપટી અને તેની ઉપરનાં માપોની ઓળખ.

**નોંધ**—આ શિક્ષણમાં સ્લોઇડ અને બીજા વિષયોનો પરસ્પર સંબંધ સિદ્ધ કરવા શિક્ષકે ભૂલવું નહિ.

પદ્ધતિ કે પાઠ આપવાની રીતનાં પગથીઆં શિક્ષકને સુજ્ઞાત હોવાં જોઈએ.

| | પગથીઆં | મુદ્દાઓ વિષે સ્થૂલ હકીકત. | મુદ્દાઓ. | સામાન્ય સૂચનાઓ. |
|---|---|---|---|---|
| ૧ | પ્રારંભ. | વિદ્યાર્થીઓ સુવ્યવસ્થિત છે કે નહિ તે તપાસવું, અને પછી શિક્ષકે પોતાના હાથમાં ફુટપટી દેખાય તેવી રીતે ઉંચે ધરવી, અને પ્રશ્નો પૂછી જીજ્ઞાસા ઉત્પન્ન કરવી ન જાણતા હોય તો ફુટપટીનું નામ દેવું. | ફુટપટી અને તેના ઉપર પાડેલા આંકાઓ. | દરેક ફુટપટી ઉપર ઈંચ અને તેના વિભાગો, એવાં માપો જણાવેલાં છે. શરૂઆતમાં નીચલાં ધોરણોમાં ફુટપટી ઉપરનાં બધાં માપોની ઓળખ કરાવવાની જરૂર નથી. |
| ૨ | મુખ્ય વિષય. પાઠ ૧. | ૧. વિદ્યાર્થીઓને ફુટપટી આપી પાટલી ઉપર મુકવા કહેવું. કેવી રીતે મૂકે છે તે જુઓ, અને ભૂલ હોય ત્યાં ધ્યાન ખેંચો. | | શરૂઆતમાં વસ્તુને ઠીક મૂકવામાં વિદ્યાર્થી ઘણીવાર ભૂલ કરશે; શિક્ષકે એમને એમ ભણાવી દેવું નહિ, વિદ્યાર્થી દુરાગ્રહી બને તો તમારે આગ્રહી બનવું. |
| | | ૨. હવે તેમને ફુટપટી હાથમાં લેવાનું કહો, અને તેના ઉપર શું છે તે તપાસવાનું કહો. | | |

૩. પ્રશ્નો પૂછી વિદ્યાર્થીઓનું ધ્યાન ખેંચો કે ફુટપટ્ટીના બંને છેડે થોડી જગા આંકા વિનાની છે અને તેવી માપ લેવામાં એ ભાગો ગણવાના નથી.

જો આ બાબત વિષે જરાપણ અચોકસાઈ બતાવવામાં આવશે તો વિદ્યાર્થીઓ પાસેથી ખરું માપ લેવરાવતાં ઘણી મુશ્કેલીઓ પડશે

૪. ઉપલી બાબત નક્કી થયા પછી શિક્ષકે પોતાના હાથમાં કાગળની પટ્ટી લઈ ઉંચે ધરી વિદ્યાર્થીઓનું તે તરફ ધ્યાન ખેંચવુ; જણાવો કે એ પટ્ટી ઉપર કશું લખેલુ નથી. પછી એ ફુટપટ્ટી વહેંચી આપો; દરેકને (બને તો જુદા જુદા રંગની) ગોઠવી દેવાનું કહો, અને બારીકાઈથી તપાસો. ભૂલ હોય તો ત્યાં ધ્યાન ખેંચો.

ફુટપટ્ટી અને કાગળની પટ્ટીઓ એકબીજાને સમાન્તરે ગોઠવાણીમાં છે કે નહિ તે જોવું.

દરેક બીજાની વચ્ચે અંતર ઠીક રાખવું.

પાઠ ૨ કાગળની પટ્ટી લઈ ફુટ-પટ્ટી ઉપર આંકાઓ ઉપર કાગળની પટ્ટી ગોઠવી દેવાનું કહો. તપાસો (ફરીને) કે તેઓ તે પ્રમાણે કરે છે, અને પછી ફુટપટ્ટી અને કાગળની પટ્ટી દરેક સરખા છે તે તેમની પાસેથી સિદ્ધ કરાવો.

(શિક્ષક પણ જાતે પોતાના મેજ ઉપર ઉપર મુજબ પ્રત્યક્ષ દેખાડતા જવું

ફુટપટ્ટી અને આપેલી દરેક કાગળની પટ્ટી સંગાથમાં સરખાં છે.

ક્રિયાત્મક ભાગ હોવાથી શિક્ષક અહીંઆ પુરતી કાળજી રાખવી કે દરેક વિદ્યાર્થી કહ્યા પ્રમાણે કરે છે.

પાઠ ૩. ફરીથી એક પટ્ટી હાથમાં લો, વિદ્યાર્થીઓ પાસે તેમની પટ્ટી લેવરાવો અને પૂછો કે આના બે સરખા ભાગ કરવા છે, કાપ્યા

બાબી લાકડાની ફુટ પટ્ટી અને પટ્ટીના વળતા શીખેને લીધે

વિદ્યાર્થીઓ પાસેથી સંતોષકારક જવાબ ન મળે ત્યાં સુધી શિક્ષકે પ્રયત્ન છોડી દેવો નહિ. ઉલટું તેણે માત્ર સૂચના આપવી અને એ પ્રમાણે તેમને ત

| | | | |
|---|---|---|---|
| | તેના તરફ વિદ્યાર્થીઓનું ધ્યાન બરાબર ખેંચવું. પછી તેમને તેમ કરવા કહેવું; પોતે જોવું.<br>આ પ્રમાણે છેવટે કાગળની એક પટીના છેડાથી, એક અર્ધા ફુટના ૭ સરખા ભાગ કરીને બાકીનો અર્ધો ફુટ ચેડ વિનાનો છે તેના પણ તેવીજ રીતે વિભાગ થઈ શકે. | | |
| પાઠ ૭. | હવે એ પ્રમાણે બાર નાના સરખા વિભાગવાળી કાગળની ફુટપટી સરખાવો.<br>(૧) ફુટપટી.<br>(૨) કાગળની આખી પટી.<br>} ની સાથે | લાકડાની ફુટપટી ઉપરના વિભાગો અને કાગળની પટી ઉપરના બાર સરખા એમનો સંબંધ. | |
| | આ નાના વિભાગને "એક ઇંચ" કહેવામાં આવે છે. | "એક ઇંચ" ની ઓળખ. તેનો ફુટપટી સાથેનો સંબંધ | |
| પાઠ ૮ | સમજાવેલી બાબતો ઉ-પ-થી સામેના સિદ્ધાંતો કઢાવો. | અ. બ.<br>૧/૪ ફુ=૩ ઈ, કે ૩"<br>૧/૨ ફુ=૬ ,, કે ૬"<br>૩/૪ ફુ=૯ ,, કે ૯"<br>૧ ફુ=૧૨ ,, કે ૧૨"<br>એ પ્રમાણે આમળ | આ જગાએ પાટીઆનો ઉપયોગ કરવો. આની પહેલાં પણ યોગ્ય લાગે ત્યાં શિક્ષકે પાટીઆનો ઉપયોગ કરવા ભૂલવું નહિ. પાટીઉં ભરી દેવું નહિ, પણ જોઈતુંજ લખવું, |
| પાઠ ૯. | પાટીઆ તરફ દૃષ્ટિ ખેંચી વિદ્યાર્થીઓને કહેવું કે "૬ ઇંચ," "૬ ઈંચ" બીજી રીતે પણ લખાય છે. જુઓ આમ. | ઉપર પ્રમાણે ઉમેરી દેવું. | |

| | |
|---|---|
| ૭ પ્રશ્નોદ્વારા જ્ઞાનનું દ્રઢીકરણ, પુનરાવર્તન. મનોયત્નો. | સૂચના-(૧) પ્રશ્નો પૂછતી વખતે પાઠનો ક્રમ યાદ રાખવો અને એ ક્રમ પ્રમાણે પ્રશ્નોદ્વારા પાઠના અંત સુધી પુનરાવર્તનમાં આવી જવું.<br>(૨) ક્રિયાત્મક. વિદ્યાર્થીઓની પાસેની વસ્તુઓનાં જુદાં જુદાં માપ લેવરાવી નોધ કરવાનું કહેવું, અને જુઓ કે તે પાઠ સમજ્યા છે કે નહિ.<br>એ પ્રમાણે શિક્ષક યોગ્ય લાગે તે તે વસ્તુઓનાં માપ લેવરાવી પદ્ધતિનો ક્રિયાત્મક ભાગ પુરો કરવો.<br>(૩) પાટીઆ ઉપર જુદાં જુદાં માપની લીટીઓ છેરે છેરે દોરી માપ લેવરાવો.<br>(૪) ઘેરથી માપ કોઈપણ મોટી વસ્તુનું કાઢી લાવવાનું કહો.<br>નોધઃ—દરેક પાઠમાં કયાં કયાં પગથીઆં ઉપર કેવી રીતે સમયને અનુસરી શિક્ષકે તૈયારી રાખવી એ કહેવાની જરૂર નથી. |

---

## શાલિવાહનની ઉત્પત્તિ અને અદ્દભુત શક્તિ.

(ગયા અંકથી ચાલુ.)

(રા. માણેકભાઈ કાનજી કવિ.)

હવે શક પ્રવર્તક શાલિવાહન વિષે વિચાર કરીએઃ—તેની ઉત્પત્તિ વિષે કથાગ્રંથ લેતાં જણાય છે કે પ્રતિષ્ઠાનપુર નગરમાં સત્ક્રિયાવાળા બે વિદ્વાન્ બ્રાહ્મણો રહેતા હતા. તેને લીલાક્ષી નામે એક અતિ રૂપવતી અને તપસ્વિની વિધવા બેન હતી. એક વેળા નાગપુત્ર સ્વર્ગે જતા હતા, ત્યાં લીલાક્ષીને તેણે વિવસ્ત્ર જોતાં સગર્ભા થઈ! આ વાત તેના ભાઈઓની જાણમાં આવતાં લોકાપવાદથી ડરી શરમના માર્યા પરદેશ ચાલી નીકળ્યા ને વિધવા બેને ત બાદ થોડે દિવસે એક પુત્રને જન્મ આપ્યો. તે સ્વરૂપવાન હોવાથી સર્વને અતિપ્રિય લાગવા માંડ્યો. તેનું નામ શાલિવાહન પાડ્યું. "પુત્રનાં લક્ષણ પારણાંમાંથીજ જણાય." એ કહેવત પ્રમાણે શાલિવાહન પોતાની પાંચ

વર્ષની વય થતાંજ માટીના રથ તથા હાથી ઘોડા બનાવી પોતાના જેવડા છોકરાઓમાં રાજકાજની રમત રમતો યથાન્યાય ચુકવવા લાગ્યો. એથી લોકોમાં કીર્તિ ફેલાઈ.

એક વેળા માળવામાં દેવ લોકથી વસાએલુ પુરંદર નામે નગર હતું. ત્યાં ધનપાળ નામના એક મોટા ધનાઢ્યને ચાર પુત્ર હતા. ધનપાળે પોતાનો અવસાનકાળ નજીક આવતાં વડીલ ધર્મ પ્રમાણે પુત્રોને બોધ કરી કહ્યું:—મેં મેળવેલા ધનના ચાર વિભાગ કરી, જ્યાં હું સુઉછું ત્યાં ખૂણામાં ચાર કળશ ગુપ્ત વસ્તુથી ભરેલા દાટ્યા છે, તે પ્રત્યેક ઉપર તમારામાંના એકેકનું નામ લખ્યું છે. તે તમારે શુદ્ધ બુદ્ધિથી ભેદ રાખ્યા વિના લઈ લેવા.

પછી તે શ્રીમંતના મરણ બાદ, ચારે પુત્રો ભેગા મળી ઘરકાર્ય કરવા મળ્યા, પણ ધીમે ધીમે તેમની પ્રિયાને યૌવનનો મદ થવા માંડ્યો, એટલે રાતદિવસ પરસ્પર ક્લેશ કરતી એક કહે હું મોટી ને બીજી કહે હું. આથી જ્યેષ્ઠ પત્નીનુ જ્યેષ્ઠપણું ને દીયરપત્નીનુ દેરાણીપણું ગયું, કેમકે તેઓ પરસ્પર લાજ તજી વિવાદ કરતી મરજી મુજબ બોલવા તથા ખાનપાનનો વ્યવહાર કરવા લાગી. એટલેથીજ વાત અટકી નહિ, પણ પોતપોતાના પતિને ભંભેરતી કહેવા લાગી કે હવે આપણે જુદાં થઈએ. પતિએ ઘણુએ સમજાવ્યું, પણ સ્ત્રી હઠ આગળ નિરુપાય થઈ, કંકાસથી કંટાળી એવા ઠરાવ ઉપર આવ્યા કે આના ક્લેશથી આપણો દેહ, યશ, સુખ, સર્વ નાશ પામશે, માટે જુદાં થવુ. પછી ઘરમા ખોદીને પેલા તાંબાના ચાર કળશ ભરેલા ને જે નામથી અંકિત કરેલા હતા તે તેઓએ કાઢ્યા અને લોકોને સાક્ષી રાખી પોતપોતાના નામવાળા કળશ ઉઘાડવા બેઠા.

પહેલા પુત્રે હર્ષિત થઈ પોતાની પત્ની સમક્ષ કુંભ ઉઘાડવા માંડ્યો, તો તેમાંથી કેવળ માટી નીકળી. બીજા કળશમાથી કેવળ અંગારા નીકળ્યા; ત્રીજાનામાં હાડકાં નીકળ્યા, ને ચોથામાં છોતરાં જોવામાં આવ્યાં. સર્વે ઘણા વિસ્મિત થયા; અને છેવટ ઉજ્જયની જઈ વિક્રમાદિત્યને વિનંતી કરી પોતાની સ્થિતિ કહેવા લાગ્યા. તેણે પણ આ બાબત અગમ્ય જાણી તેથી પ્રતિષ્ઠાનપુર ગયા. પુરપતિને અરજ કરતાં તેણે પણ આશ્ચર્યચકિત થઈ એવો ઢંઢેરો ફેરવ્યો કે જે કોઈ આ વિષયનો નિર્ણય કરી આપશે, તેને મારી રૂપયૌવનવતી કન્યા આપીશ; પણ કોઈ ઉમેદવાર બહાર પડ્યો

નહિ. છેવટ આ ચાર જણના મનનો વિવાદ–રાજા શાલિવાહનના કાને આવતાં તેણે તેઓને બોલાવી આવો ન્યાય આપ્યોઃ—

(૧) જેના કળશમાંથી માટી નીકળી છે તેણે ભૂમિમાત્રપર પોતાનો હક સમજી, નગર, ગ્રામ, ક્ષેત્ર તથા હાટ (દુકાન) વગેરે લેવાં

(૨) જેને અંગારા આપ્યા છે, તેણે સુવર્ણ, રૂપુ, કનાઈ, તાણુ તથા લોહ આદિ સપ્ત ધાતુ લેવી.

(૩) જેને હાડકાં મળ્યાં છે, તેણે ગજ (હાથી) અશ્વ, ગાય, ભેંસ, દાસદાસી એ લેવું.

(૪) જેને છોતરાં આપ્યાં છે તેણે કપાસ, કાષ્ટ, તથા મઠ્ઠાદિ ધાન્ય આપ્યાં છે તે લેવું. વણિકપુત્રોને આ ધન્સાફથી સંતોષ થયો ને ઘેર આવી સર્વ વહેંચણી કરી. પ્રતિષ્ઠાનપુરના રાજાએ શુભ લગ્ન જોઈ ઉત્સાહપૂર્વક પોતાની કન્યા શાલિવાહનને આપી પછી ધનપાળના પુત્રોએ ઉજ્જયની જઈ બધો વૃત્તાંત વિક્રમને કહ્યો. શાલિવાહનને બુદ્ધિસાગર જાણી રાજાએ તેને તેડવા દૂતો મોકલ્યા વિનયપૂર્વક તેણે પોતાની સાથે આવવા કહેતાં, શાલિવાહને જવાબ આપ્યો કેઃ-

"હુ શું તેનો નોકર છુ કે ગરાસ ખાઉંછું કે તેણે મારી વૃત્તિ બાંધી આપી છે કે મને મરણથી ઉગાર્યો છે કે તે મારા પિતાનો સંબધી છે, કે મારા પિતાનો સેવક છે? હુ ભિક્ષુક નથી, ગંધર્વ નથી, દરિદ્ર નથી, ભયભ્રાંત નથી, મારે નૃપનું કંઈ કામ નથી."

દૂત—"હે સર્વજ્ઞાનવિશારદ! તમને મહા બુદ્ધિસાગર જાણી વિક્રમ રાજા બોલાવે છે, માટે તમે માન્ય છો, ગુણજ્ઞ છો, વિવેકી છો, બાળક છતાં બુદ્ધિમાન છો, ને તેથીજ તમારા દર્શનની ઇચ્છા છે.

શાલિવાહન—"તમે તમારે રસ્તે લાગો. જો રાજાને મારૂં કામ હોયતો તેને અહીં મોકલો. જરૂર હશે તો રાજા પોતેજ અહી આવશે. કેતકી પોતાની મેળે કાંઈ જતી નથી, પણ ભ્રમર પોતાની મેળે તેની કને આવે છે."

દૂતદ્વારા આવી ગર્વોક્તિ સાભળી વિક્રમે મનમાં વિચાર કર્યો, કે આ બાળક બહુ ઉદ્ધત જણાય છે. જાતિ, કુળ, ઐશ્વર્ય, બળ, રૂપ તથા વિદ્યાનો જે માણસ મદ કરે છે, તે એ બધાને હલકાં પાડે છે.

પછી વિક્રમ ચતુરંગ સેના તૈયાર કરાવી પ્રતિષ્ઠાનપુર જવા નીકળતાં, ત્યાંનો રાજા મહાભય પામ્યો. વિક્રમે પોતાના અધિકારીઓ મોકલી તેને કહાવ્યું, કે શાલિવાહનને શ્રી માળવાધિપતિ (વિક્રમ) પાસે તુરત મોકલી

તે પર્વતોમાં કેટલાએક જ્વાળામુખી પર્વતો છે. અહીની જમીન રેતાળ અને ખડકવાળી છે. સમુદ્રકિનારો ઉંચી ખડકોવાળો છે, જે ખડકોની સાથે નિરંતર સમુદ્રનાં મોજાં અથડાયા કરેછે. વળી કિનારાની ભૂમિ સપાટ ન હોતાં ઉંચી ખડકોવાળી હોવાથી તથા કિનારાની નજદીકનો સમુદ્ર સદા તોફાની રહેતો હોવાથી ત્યાં વહાણોને જવું દુર્ગમ થઈ પડે છે. આ દ્વીપોની યાત્રાએ આવતાં ઘણાં વહાણોએ તેના ચરણમાં જળસમાધિ લીધી હશે. આ દ્વીપોની અંદરના ભાગમાં પહાડની તળેટીમાંથી અનેક ઝરા વહે છે. કેટલાક ઝરા તો એવા મોટા છે, કે તેનું પાણી નદી રૂપે વહી સમુદ્રને મળે છે. આ દ્વીપો માં આવેલી ગિરિમાળા અને તેમાંથી વહેતાં અનેક ઝરણા એ સૃષ્ટિસૌન્દર્ય-નો એક અનુપમ નમુનો છે. આ મનોહર ઝરાઓમાં અનેક જળચર પક્ષીઓ હંમેશાં તરતાં જોવામાં આવે છે; અને તે પોતાના મધુર અવાજની પ્રતિધ્વનિથી, આસપાસની ગિરિમાળાને નિરંતર શબ્દાયમાન કરે છે.

કેટલાંએક પ્રત્યક્ષ જણાતાં ચિન્હો પરથી અનુમાન થાય છે કે—આ દ્વીપસમૂહ જ્વાળામુખી પર્વતદ્વારા ઉદ્‌ભવ્યો હશે. આ દ્વીપોમાંના કેટલાક દ્વીપની અંદર આજે પણ બળતા જ્વાળામુખી પોતાની અંદરથી નીકળતા ધુમાડા વડે આકાશને છાઈ દે છે. તેમજ કેટલાકમાંથી ભયાનક અગ્નિજ્વાળાઓ નીકળે છે. અહીની જમીન ચીકણી અને સફેદ રંગની હોઈ રસાળ નથી. અહીં મોટાં ગીચ જંગલો નથી. ઘાસ, ફળ, ફુલ ઇત્યાદિ પણ બહુજ જુજ જોવામાં આવે છે. ફક્ત પહાડી ઝરણોની આસપાસ નાનાં નાનાં વૃક્ષો જોવામા આવે છે. અહીંના નિવાસી કૃષિકર્મ બીલકુલ જાણતા નથી, કારણ કે આબોહવામાં વારવાર અત્યત ફેરફાર થવાને લીધે અહીં ખેતી થવી લગભગ અશક્ય છે. અહીં સફેદ અને ચીકણી છાલનાં બર્ચ (Birch) નામનાં વૃક્ષો બહુ ઉગે છે, તેનું લાકડું મજબુત હોય છે. પણ તે બહુ ઉંચાં હોતા નથી. બીજાં વૃક્ષોમાં વિલો (Willow) અને એલ્ડર નામનાં વૃક્ષો કોઈ કોઈ સ્થળે જોવામાં આવે છે. એકંદર અહીં વનસ્પતિની પેદાશ બહુ ઓછી છે. અહીંના નિવાસી સમુદ્રમાં તણાઈ આવેલ લાકડાં, કિનારા પરથી મેળવી, મકાન બાંધવાના ઉપયોગમાં લે છે.

એલુશિયાન લોકો માછલાં પકડવામાં તથા શિકાર કરવામાં ઘણાજ હોશિયાર છે, કારણ કે એ બે ધંધા ઉપર જ તેમનો જીવનનિર્વાહ ચાલે છે. ઉપલા બન્ને ધંધામાં ઉપયોગી થઈ પડે એવાં ઓજારો બનાવવામાં

આ પ્રજા એટલી બધી કુશળ છે, કે તેનાં ઓજારો જોઈ બીજી પ્રજાને આશ્ચર્ય થયા વિના રહે નહિ. ગઈ સદીના અંત સુધી આ લોકો સામુદ્રિક પ્રાણીઓના શિકાર અર્થે કિનારા નજદીકના પહાડો પર છાવણી નાખી વસતા હતા, પરંતુ હાલ એ ઉદ્યમ કંઈક ઓછો થયો છે. હાલમાં ન્હાની હોડીઓ પરથી માછલાં પકડવાનો ઉદ્યમ મુખ્ય છે.

અહીંના નિવાસીઓ કામસ્કાટકાના રહેનારાઓ સાથે ઘણી બાબતમાં મળતા આવે છે. એલ્યુશિયન લોકો કદમાં ઠીંગણા, પણ શરીરે હષ્ટપુષ્ટ હોય છે. તેમનાં શરીર ઘાટીલા, ગર્દન ટુંકી, શરીરનો વર્ણ ભુરો અને આંખો કાળી હોય છે. વાળ કાળા, લાંબા, સીધા હોય છે. આ લોકો ઘણા મહેનતુ અને સાહસિક છે. વિદેશી લોકોનો પગપેસારો થયા પછી એલ્યુશિઅન પ્રજાની સ્વતંત્રતા હવે રહી નથી. તેમજ વિદેશીઓના સહવાસથી તેમનાં રીતરિવાજ અને આચારવિચારમાં પણ ઘણો તફાવત થઈ ગયો છે. શિષ્ટ ગણાતી વિદેશી પ્રજાની સંસ્કૃતિનો પવન, જ્યાં સુધી આ દ્વીપો પર વાયો ન હતો, ત્યાં સુધી આ બિચારી અજ્ઞાન અને ભોળી પ્રજા મૂર્તિપૂજક, સ્વતંત્ર, સુખી અને સાદી જિંદગી ગાળનારી હતી, હવે તો પાશ્ચાત્ય રહેણી કરણી અને સુધારાનું મોજું આ દ્વીપોમાં પણ ફરી વળતાં અહીંની પ્રજા ચાલાક અને આડમ્બરયુક્ત બનવા લાગી છે, અને ધીમે ધીમે ખ્રિસ્તી ધર્મનું અવલંબન કરતી જાય છે, તથા મદિરાપ્રિય બનતી જાય છે. જગતમાં કોઈપણ દેશના આચાર વિચાર અને રહેણી કરણી સર્વદા એક સરખાં રહેતાંજ નથી. તેમાં સમયાનુસાર-પરિવર્તન થયાજ કરે છે.

---

## ગણિત સંબંધી એક રીત.

( રા. રા. ગણેશ, એસ. ખરે. માંગ્રજ )

કઈ સંખ્યાને ૧૧, ૭, અને ૧૩થી નિઃશેષ ભાગી શકાય તે જાણવાની રીત.

આપેલી સંખ્યાના એકમની બાજુથી (જમણેથી ડાબી બાજુએ ગણી) ત્રણ ત્રણ અંકોનો એક એમ ભાગ પાડો.

ડાબી બાજુના એક ભાગને તેની સાથેના જમણી બાજુના ભાગમાંથી બાદ કરો. જે બાદબાકી આવે તેને બીજા ભાગમાંથી બાદ કરવો, એમ છેવટ સુધી જમણી તરફના છેલ્લા ભાગમાંથી બાદબાકી કરતાં સુધી ક્રિયા જારી રાખો. બાદ કરવાની સંખ્યા જેમાંથી બાદ કરવાની છે તેનાથી મોટી હોય તો બાદ કરવાની સંખ્યામાંથી એક બાદ કરવો, અને તે એકની સંખ્યા બદલ ઉપલી સંખ્યાની શરૂઆતમાં ડાબી બાજુ એક મૂકવો અને તે સંખ્યા ચાર અંકની બનાવવી.

જો છેલ્લી બાદબાકીનો જવાબ ૦ (શૂન્ય) આવે તો મૂળ સંખ્યાને ૧૧, ૭, ૧૩ થી નિ શેષ ભાગી શકાય.

જો શેષ વધે તો બાકી સખ્યાનો શતકનો અંક અને બીજા બે અંકોનો સરવાળો કરવો. જો ૧૧થી તે સરવાળાને ભગાય તો આખી સંખ્યાને ૧૧ વડે ભાગી શકાય.

જો શતકના અંકને બમણા કરી તેમાં બાકીના અંકો ઉમેરતાં જે આવે તેને ૭ થી ભાગી શકાય તો મૂળ સંખ્યાને પણ ૭ વડે ભાગી શકાય.

જો શતકના ૪ ગણા કરી તેને બાકીના અંકોમાંથી બાદ કરતાં જે જવાબ આવે તેને ૧૩થી ભાગી શકાય, તો આખી સંખ્યાને પણ ૧૩ થી ભાગી શકાય.

## દાખલા.

(૧) ૫, ૪૭૩, ૪૧૦, ૯૪૩.
૪૭૩, ૪૧૦, ૯૪૩.
૫ ૧૪૧૦−૯૪૩.
−૪૬૭
૪૬૮ ૯૪૩ ૦

છેલ્લો તફાવત શૂન્ય (૦) છે માટે મૂળ સંખ્યાને, ૧૧, ૭, કે ૧૩ થી નિઃશેષ ભાગી શકાય.

(૨) ૫, ૨૨૭, ૭૧૧, ૦૨૭.
૨૨૭, ૭૧૧, ૧૦૨૭
−૫ − ૨૨૨ − ૪૮૮
૨૨૨ ૪૮૯ ૫૩૯

છેવટે બાદબાકી ૫, ૩૯ આવે છે. ૫+૩૯=૪૪. ૧૧ થી ભગાય છે માટે મૂળ સંખ્યા પણ ૧૧થી ભગાય.

૫×૨+૩૯=૪૯. આને ૭ થી ભગાય માટે મૂળને ૭ થી ભગાય.

૩૯−૫×૪=૧૯. આને તેરથી ન ભગાય માટે મૂળ સંખ્યાને ૧૩ થી નિઃશેષ ન ભગાય.

(૩) ૮૯૮, ૭૬૫, ૪૧૩,
૧,૭૬૫ ૧,૪૧૩
−૮૯૭ −૮૬૭
૮૬૮ ૫૪૬

બાદબાકી ૫, ૪૬ છે.
૫+૪૬=૫૧. આ ૧૧થી નિઃશેષ ભગાતા નથી માટે મૂળ સંખ્યા ૧૧થી નિઃશેષ ન ભગાય.
૫×૨+૪૬=૫૬, ૭ થી નિઃશેષ ભગાય છે માટે મૂળ સંખ્યાને ૭ થી નિઃશેષ ભાગી શકાય
૪૬−૫×૪=૨૬. આને ૧૩ થી ભાગી શકાય શેષ ન રહે માટે મૂળ સંખ્યાને પણ તેરથી નિઃશેષ ભગાય.

(૪) ૧,૨૩૫, ૯૪૫, ૪૨૫,
૨૩૫ ૯૪૫ ૧,૪૨૫
−૧ − ૨૩૪ −૭૧૦
૨૩૪ ૭૧૧ ૭૧૫

બાદબાકી ૭, ૧૫ છે.
૭+૧૫=૨૨. આને ૧૧થી ભાગતાં શેષ વધતો નથી માટે મૂળ સંખ્યાને ૧૧થી નિઃશેષ ભાગી શકાય.
૭×૨+૧૫=૨૯. ૭ થી નિઃશેષ ભાગી શકાતુ નથી, માટે મૂળ સંખ્યાને પણ નિઃશેષ ૭થી ન ભગાય.
૭×૪−૧૫=૧૩. ૧૩થી ભગાયછે માટે મૂળ સંખ્યાને નિઃશેષ ૧૩ થી ભાગી શકાય.

(૫) ૨,૭૧૪, ૮૧૪, ૯૨૭
૭૧૪, ૮૧૪, ૯૨૭
૨− ૭૧૨ ૧૦૨
૭૧૨ ૧૦૨ ૮૨૫

છેલ્લી બાદબાકી ૮,૨૫ છે.
૮+૨૫=૩૩ મૂળ સંખ્યાને ૧૧ થી ભાગી શકાય.
૮×૨+૨૫=૪૧ મૂળ સંખ્યાને ૭ થી નિઃશેષ ન ભગાય.
૮×૪−૨૫=૭. મૂળ સંખ્યાને ૧૩ થી નિઃશેષ ન ભગાય.

(૬) ૩,૨૭૬, ૦૯૫, ૦૬૭
૨૭૬ ૧,૦૯૫ ૧૦૬૭
−૩ − ૨૭૨ − ૮૨૨
૨૭૩ ૮૨૩ ૨૪૫

બાદબાકી ૨૪૫
૨+૪૫=૪૭. ૧૧થી ન ભગાય.
૨×૨+૪૫=૪૯. ૭ થી ભાગી શકાય.
૮×૪−૨૫=૭ મૂળ સંખ્યાને, ૧૩ થી ન ભાગી શકાય.

મરાઠી શિક્ષક નામના જાન્યુઆરિ ફેબ્રુઆરિના અંકમાંથી ઉતારો લેખકના કહેવાથી.

---

એમ કુલ ચાર આંજળાં છે. સદરહુ બાબત ચર્ચાપત્રમાં છપાવી જાહેર કરવા તથા યોગ્ય જવાબ આપવા મહેરબાની કરશો એજ વિનતિ. તા.૨૯-૧-૧૯૧૯

રેવાશંકર ઉગરેશ્વર જાની.
વર્નાક્યુલર શિક્ષક.
ન્યુ. ઈ. સ્કૂલ, ગોધરા.

નં. ૩

સલામ સાથે લખવાનું કે નીચેની શંકાનું સમાધાન થવા વિનંતીછે. જેવી રીતે જર્મન લોકોએ કોલસામાંથી રંગોની શોધ ખોળ કરી છે તેવી રીતે તેઓએ તેમાંથી ખાંડ બનાવવાનો હુન્નર પણ શોધી કાઢયો છે કે નહિ અને જો કદી એવો હુન્નર શોધી કાઢયો હોય તો એ ખાંડ બીટરૂટની ખાંડ કરતાં કંઈ વધારે ગળી હોય કે નહિ, અને તેની આયાત હિંદુસ્તાનમાં થાય છે કે નહિ. ઉપરની શંકાઓનું સમાધાન થવા વિનંતિ છે. એજ.

હું છું સાહેબ આપનો સેવક. '૨ (૨)
ગિરજાશંકર હેમરાજ જૈન છે ઉદા૦

નં. ૪ . વર્ણંગકર છે.

શંકા—ગુ. ચોથી ચોપડીના પાઠ ૨૪ ની કવિતા એ પણ ગ્રહસ્તિ લખ્યુ છે કે "सुखे सूई घूड शके न माळे," 'આ ગુજરાતી તે પછીજ પાઠ ૩૮ મા "ખર, ઘુવડ, ને મૂરખ નર સુખે સૂંઓ ( " એક ઠેકાણે ઘુવડ માળામાં સુખે સૂઈ રહેતો નથી એવો પાઠ છે [illegible] બીજી ઠેકાણે ઘુવડ સુખે સૂઈ રહે છે એવું છે. તો આ બાબત ખુલાસો થવા વિનંતી છે. તા. ૩-૨-૧૮-૧૯

તાલુકે મંજેતી } મોતીરામ ટીલારામ પાઠક.
એ રેવાકાંઠા } સ. ગુ નિશાળના મે તરકડા મહુડી

નં. ૫

અ ભૂગોળ ભાગ ૧ લો અમીધરકૃત. પાનું ૫૬ મું, છઠ્ઠી લાઈનમાં મુખ્ય પાક તરીકે ખરસાણી લખેલું છે. તો ખરસાણી એટલે શું? અહી ખરસાણી થોર થાય છે તે કે બીજી વસ્તુ છે? જો તે હોયતો ત્યા તેનો શો ઉપયોગ કરવામાં આવે છે?

બ ધંધુકામાં ભવાની માતાની વાવ, જે સિદ્ધરાજે બંધાવેલી કહેવાય છે, તથા ખાસ જોવાલાયક સ્થળ તરીકે પ્રસિદ્ધ છે તેના પાણીમાં શિયાળે ઉનાળો ને ચોમાસામાં અનુક્રમે ભુરો, લાલ ને લીલો રંગ દેખાય છે. પર

હાથમાં લઈને તપાસી જોતાં કંઈ રંગ જણાતો નથી. તો જાણવા ઘણી ઉત્કંઠા છે તો તે બાબત યોગ્ય ખુલાસો થઈ આવવા નમ્ર વિનતિ છે.

સહી. પીપટલાલ મોનજી યાજ્ઞિક.
પહેલા આસિ. રોજકા તા. ધંધુકા.

નં. ૬.

ગુ॰ પાંચમી ચોપડી પાઠ ૫૧ ચોથી લીટીમાં વિક્રમસંવત ઈસ્વીસન કરતાં ૫૬ વર્ષ પૂર્વે છે. શાલીવાહન શક ઈસ્વીસનથી ૭૭–૭૮, હીજરી સાલ ૬૨૨, અને પારસી સાલ ૬૩૦ વર્ષ પાછળ છે. આ પ્રમાણે પાઠ શીખવતી વખતે છોકરાઓને આંકડા કાઢી બતાવતાં નીચે પ્રમાણે હીજરી-સાલ મળતી આવતી નથી.

| ૧ વિક્રમસંવત્. | ૨ શાલીવાહન | ૩ હીજરીસાલ | ૪ પારસીસાલ |
|---|---|---|---|
| ૧૯૧૯ | ૧૯૧૯ | ૧૯૧૯ | ૧૯૧૯ |
| ૫૬ | ૭૮ | ૬૨૨ | ૬૩૦ |
| ૧૯૭૫ | ૧૮૪૧ | ૧૨૯૭ | ૧૨૮૯ |

ઉપર પ્રમાણે તમામ સાલ મેળવતાં ફક્ત હીજરીસાલ ૧૩૩૭ હાલના ચાલુ ચાલે છે, તેને બદલે ૧૨૯૭ આવે છે, બાકીની તમામ સાલના બરાબર મળે છે. જુનાં પંચાંગ જોતાં પણ હીજરી સાલના આંકડામાં ચાળીસ વર્ષનો તફાવત આવે છે, ૫૮૨ પાછળ ગણતાં હીજરી સાલ મળી રહે છે. પરંતુ ઈ. સ. ૫૬૧ માં હજરત મહમદનો જન્મ છે, અને ૪૦ વર્ષ પછી ઉપદેશ કરેલો જણાય છે એટલે ઈ. સ. ૬૨૨ બરાબર છે. તો ઉપરના આંકડા નહિ મળવાનું કારણ શું હશે તે સમજાતું નથી. તો સત્ય હકીકત કોઈ જણાવવા કૃપા કરશો. તા. ૨૯–૧–૧૯

વલ્લભભાઈ તુળસીભાઈ પટેલ
મહેતાજી મા. ગુ॰ શાળા.
ગર્નાન. તા॰ બાદરણ.

નં. ૭

(લખનાર મી. આદમ ઈસ્માઈલ પટેલ)

મોજે મનુંબર—તા. ભરૂચ—જી. ભરૂચ.

પ્રશ્ન ૧ ગયા જુન, જુલાઈ માસના શાળાપત્રમાં ચર્ચાપત્રના જવાબમાં જણાવ્યું છે કે જુવારમાં ભુકરો બેજવવાથી જુવાર મળતી નથી,

પણ ભુકરો ભેળવેલી જુવાર બીના (ઓરવાના) કામમાં આવે
કે નહિ તે ખુલાસો થવા વિનંતી છે.

પ્રશ્ન ૨. જે પદાર્થોને ગુજરાતીમાં સ્થિતિસ્થાપક કહીએ છીએ તેને ઉર્દુમાં શું કહે છે ?

ઉપરના પ્રશ્નોનો ખુલાસો આવતા માસના શાળાપત્રમાં આપવા વિનંતી છે.

નં. ૮

જણુગામ. ૨૦—૧—૧૯

૧. માર્સ્ડન કૃત હિન્દના ઇતિહાસમાં તાજમહાલ વિષે લખતાં પૃ ૧૮૮ માં દર્શાવ્યું છે કેઃ—"તે બાંધતાં ત્રીસ વર્ષ લાગ્યાં અને ત્રીસ લાખ રૂપીઆ ખરચ થયો." વળી ગુ. વાચનમાળાની સાતમી ચોપડીમાં પૃ. ૧૧૪માં એજ વિષયે દર્શાવ્યું છે કેઃ—"તાજમહાલ બાંધવામાં વીસ હજાર કારીગર બાવીસ વરસ સુધી રોકાયા હતા. તેને બાંધવાનો ખરચ ત્રીસ "કરોડ રૂપીઆ થયો હતો" આ બન્ને વાક્યોમાં સત્ય હકીકત કઈ હશે ?

૨. ગુ. વાચનમાળાની છઠ્ઠી ચોપડીમાં કોલગેસ વિષેના પાઠમાં લખ્યું છે કેઃ—"કોલગેસ બનાવતાં જે—કચરો પડી રહે છે તેનો ડામર બને છે." વળી અમીધર કૃત ભૂગોળ ભા. ૨ માં ટ્રીનિડાડ ટાપુના વર્ણનમાં પૃ. ૧૬૯ માં લખ્યું છે કેઃ—"તેમાં ૧૧૦ એકરનું ગ્રીસ (ડામર) નુ સરોવર છે." આ બન્ને વાક્યોમાં ડામરની સત્ય ઉત્પત્તિ સમજાતી નથી તો ડામરની ઉત્પત્તિ જણાવવા મે. કરશો.

ચન્દ્રશંકર મણિશંકર ભટ્ટ.
જણુગામ.

નં. ૯

જ્ઞાનની ઉત્કર્ષ અભિલાષા ધરાવનાર શિષ્યોને શિક્ષણ આપતાં નીચે પ્રમાણે કેટલીક શંકાઓ ઉદ્ભવેલી તે શંકાઓનું નિરાકરણ આપ સાહેબ મને આભારી કરશો.

(૧) બાળપોથીમાં "અર્ધો ધરે મુગટ આખો ધરે મા આવે ન કદી કાલો" આ લીટીમાં ચાંદાને મુગટની ઉપમા આપેલી છે તો તે કોનો મુગટ છે ? અને અર્ધો અને આખો મુગટ છોકરાઓને શી રીતે સમજાવવો ?

(૨) "તેય મારા આભલામાં નાહય"
તારાઓને દર્પણ અથવા આરસીમાં શી રીતે નાહતાં બનાવવા?
"આકાશે પલકે ને ઝીણું ઝીણું મલકે"
તારા આકાશમાં હાસ્યા કરે છે એ પલકવું હોય તો વળી તારાઓનું આકાશમાં મલકવું શું હશે?
"(૧) અંધારી રાતે એ દેવકેરી આંખો"
"(૨) નાનકડી ઉઘાડે તેજ કેરી પાંખો"
(૧) અંધારી રાતે એ કયા દેવની આંખો હશે? અને તારાને આંખો કહેવાનું કારણ શું? શું દેવને ખરી આંખો નહિ હોય અને તારાને નાની તેજની કઈ પાંખો હોય છે?
કદાચ તેજ રૂપી પાંખો છે એમ કહેવામાં આવે તો 'કેરી' પ્રત્યય મૂકવાનું શું પ્રયોજન?
(૩) ઉઘાડી પાંખ માહરી, ઉઘાડ ભાઈ તાહરી."
આ તુકમાં પોપટે કઈ પોતાની પાંખ ઉઘાડી, અને આપણને કઈ ઉઘાડવાની કહે છે?
ઉપરની શંકાઓમાંની જે યોગ્ય શંકાઓ લાગે તેનો ખુલાસો આપવા કૃપા કરશોજી. તા. ૨૪-૩-૧૯.

છગનલાલ સોમેશ્વર જોષી.
રૂસ્તમપુરા (પંચમહાલ.)
સ્ટેશન બાખરપુર.

---

અમને જણાવતાં અત્યંત ખેદ થાય છે કે અમારી સંસ્થાના સંગીત શિક્ષક રા. લક્ષ્મીરામ એ. વ્યાસ જે તા. ૧-૪-૧૯ ને રોજ નોકરીમાંથી પેન્શન ઉપર જવા નિવૃત્ત થયા હતા તે તા. ૧-૫-૧૯ ને રોજ રાતે આ ફાની દુનીઆને તજી એકાએક હૃદય બંધ પડવાથી સ્વર્ગવાસી થયા છે. સરકારી સંસ્થામાં પોતે પોતાના જ્ઞાન તથા હસમુખા સ્વભાવથી લોકપ્રિય હતા, એટલુંજ નહિ પણ પછીથી અહિંની વનિતાવિશ્રામની શાળામાં જોડાયા હતા, ત્યાં પણ તેરીજ લોકપ્રિયતા પ્રાપ્ત કરી હતી. ઈશ્વર તેમના આત્માને શાંતિ આપો.

## જાહેર ખબર.

રાવસાહેબ માધવલાલ હરિલાલ સ્મારક ઈનામની.

કોઈ નક્કી કરેલા વિષય ઉપર સૌથી સરસ પાઠ આપવા માટે અમદાવાદ ને ખેડા જિલ્લો ને ખેડા એજન્સિની કોઈ સ્ત્રી શિક્ષકને માધવલાલ હરિલાલ સ્મારક ઈનામ તરીકે રૂ. ૩૦) નાં પુસ્તકો અથવા શિક્ષણનું સાહિત્યો આપવાની ગુજરાત વર્નાક્યુલર સોસાઈટિએ ગોઠવણ કરી છે.

પરીક્ષા તારીખ ૧૩ મી ઓક્ટોબર સને ૧૯૧૯ ને સોમવારને દિવસે મહાલક્ષ્મી ટ્રેનિંગ કાલેજ, અમદાવાદની પ્રેક્ટિસિંગ સ્કૂલમાં, કાલેજનાં લેડિ સુપરિન્ટેન્ડન્ટ અને પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કાલેજના પ્રિન્સિપલ લેશે.

પાઠનો વિષય અને તે જે વર્ગમાં આપવાનો હશે, તે એક કલાક અગાઉ કહેવામાં આવશે

સઘળી અરજી તા. ૨૯મી સપ્ટેમ્બર સને ૧૯૧૯ સુધીમાં પોતાના જિલ્લાના ડેપ્યુટિ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર સાહેબ મારફત, મહાલક્ષ્મી ટ્રેનિંગ કાલેજનાં લેડિ સુપરિન્ટેન્ડેન્ટ તરફ મોકલવી.

પાંચ વર્ષ ઉપરની અને ૧૫ વર્ષની અંદરની નોકરીવાળાં સ્ત્રી શિક્ષક આ ઈનામ માટે લાયક ગણાશે.

અમદાવાદ.
તા. ૨૯—૪—૧૯.

M E Chubb.
લેડિ સુપરિન્ટેન્ડન્ટ.
મહાલક્ષ્મી ટ્રે કો. ફોર વીમેન.

---

## જાહેર ખબર.

આથી ખબર આપવામા આવે છે, કે આ કાલેજમાં દાખલ થનાર સ્ત્રીઓની પ્રાવેશિક પરીક્ષા તા. ૨૭ મી માહે ઓક્ટોબર સને ૧૯૧૯ ને સોમવારને રોજ સદરહું કાલેજના મકાનમાં સવારના ૧. વાગેથી લેવામાં આવશે.

પરીક્ષા કન્યાશાળાના પાચમા ધોરણ પ્રમાણે લેવામાં આવશે, ૧૫ વર્ષથી ઓછી અને ૨૫ વર્ષથી વધારે ઉમરની સ્ત્રીઓને દાખલ કરવામાં આવશે નહિ.

ઉમેદવારોએ પોતાની અરજ છાપેલા ફોરમ ઉપર કરી મોકલવી. છાપેલાં ફોરમ માગેથી અહીંથી મોકલવામા આવશે.

ઉમેદવારોએ પોતાની અરજ અમને તારીખ ૨૬મી સપ્ટેમ્બર સને ૧૯૧૯ સુધીમાં પહોંચે એવી રીતે મોકલવી.

ફોરમમાં લાયકાત ને ઉમર સંબધી હકીકત છે, તે છેલ્લી નિશાળનાં મહેતાજી કે મહેતીજીએ પુરી ત્યાં પોતાની સહી કરવી.

જે ઉમેદવારના ધણી ટ્રેનિંગ કોલેજમાં ભણતા હોય, અથવા દાખલ થવા માગતા હોય તેમણે તે બાબતની હકીકત જણાવવી.

ટર્મના વચલા ભાગમાં આવનાર વિદ્યાર્થીને મહેરબાન એજ્યુ૦ ઈ૦ સાહેબની પરવાનગી વગર દાખલ કરવામાં આવશે નહિ.

| | |
|---|---|
| અમદાવાદ<br>તા. ૨૯–૪–૧૯ | M E Chubb.<br>લેડિ સુપરિન્ટેન્ડેન્ટ.<br>મહાલક્ષ્મી ટ્રે. કો. ફોર વીમેન. |

---

એ. ડિ. પી. આઈ સાહેબના તા, ૧૭–૪–૧૯ના નં ૮૬૩ના હુકમને આધારે.

સેકન્ડરી ટીચર્સ ટ્રેનિંગ કૉલેજ, મુબઈના પ્રિન્સિપલના ૫–૪–૧૯ના નં, ૬ના કાગળનો પેરા બીજામાં લખેલા ઠરાવનો ખરો મજુર કરવામાં આવે છે.

સહી. કે. જી. જોષી.
ડિરેક્ટર ઓવ પબ્લીક ઇન્સ્ટ્રક્શન વતી.

ઠરાવ.

સારી તથા સસ્તા નમુનાવાળી સીંગલ ડેસ્ક (એક વિદ્યાર્થી બેસી શકે તેવી) અને નવી છુટી ઈઝલ (કાગળ મુકવાની ઘોડી) જેમાં ઘણા ફાયદા સમાએલા છે, તેવી ડેસ્કો ટ્રેનિંગ કોલેજના મકાનમાં મૂકી રાખી છે, તે ત્યાં આવી જોઈ શકાશે.

| | |
|---|---|
| મુબંઈ.<br>તા. ૧૫–૪–૧૯. | સહી. એ શાર્પ.<br>પ્રિન્સિપલ. સેકન્ડરી,<br>ટ્રેનિંગ કોલેજ, મુંબઈ. |

---

મે. ઉ. ભાગના એ. ઈ. સાહેબના હુકમથી.

રા. છગનલાલ હાકોરદાસ મોદી, રિટાયર્ડ એજ્યુકેશનલ ઈન્સ્પેક્ટર, બરોડા સ્ટેટ, ઠે. બાલાજી રોડ સુરતનાને તેમના તા. ૧૦મી એપ્રિલ ૧૯૧૯ના કાગળના જવાબમાં જણાવવામાં આવે છે કે તેમની "નીતિબોધ" તથા "પુત્રીશિક્ષા" નામની બે ચોપડીઓની કિંમત ૭ આના તથા ચાર આના છે તેને બદલે અનુક્રમે વધારી ૦-૯-૦ તથા ૦-૫-૦ આના કરવાની મંજુરી આપવામાં આવે છે; વળી સુચવવાનું કે આ વધારો નવી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ છે તથા થવાની હોય તેને અંગે મંજુર કર્યો છે.

સહી, ડી. એસ, સાવરકર.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.
ઉત્તર વિભાગ.

---

## જાહેર ખબર.

### રાજકોટ બાર્ટન ટ્રેનિંગ કોલેજની સને ૧૯૧૯ ની સાલની પ્રાવેશિક પરીક્ષા.

૧. તમામ નિશાળના માસ્તરો, આસિસ્ટંટો અને સ્ત્રીશિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કોલેજમાં દાખલ થવાને જે બાઈઓ ઉમેદ રાખતી હોય, તેમની ઉંમર, અભ્યાસ વગેરે હકીકતનું પત્રક સને ૧૮૯૩ ની સાલના ગુજરાત શાળાપત્રના પૃ૪ ૨૬૪ મે છાપેલા નમુના પ્રમાણે બનાવી તેમાં માગેલી હકીકત બરાબર પુરી આ જાહેર ખબર પહોંચે કે જેમ બને તેમ તાકીદથી અમારી તરફ મોકલવું. તા. ૨૦ મી માહે ઓગસ્ટ સને ૧૯૧૯ પછી આવાં પત્રકો લેવામાં આવશે નહિ

૨. પ્રાવેશિક પરીક્ષા હરકોઈ ઉંમરની બાઈ આપી શકશે; પરન્તુ જેમની ઉંમર પંદર વર્ષથી ઓછી નહિ હશે, તેમજ ૨૫ વર્ષથી વધારે નહિ હશે, તેમને સ્કોલરશિપ મળી શકશે.

૩. પ્રાવેશિક પરીક્ષા કન્યાશાળાના સને ૧૯૦૨ ના જાન્યુઆરી માસમાં પ્રસિદ્ધ થએલા ધોરણ ૫ સા પુરાની લેવામાં આવશે. જેઓએ છઠ્ઠા ધોરણનું સર્ટિફિકેટ મેળવ્યુ હશે તેમને પણ આ પ્રાવેશિક પરીક્ષામાં બેસવું પડશે. પ્રાવેશિક પરીક્ષામાં પાસ થયા વગર કોઈ ને કોલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

૪. દાખલ થવા ઉમેદ રાખનાર બાઈઓએ સારી ચાલનું સર્ટિફિકેટ સ્કૂલ કમિટિના મેમ્બરોનું અથવા સારા જાણીતા ગૃહસ્થોનું ઉપરના પત્રક સાથે મોકલવું. ઉમેદવારમાં શરીર સંબંધી કોઈપણ જાતની ખોડ હોવી ન જોઈએ.

૫. પ્રાવેશિક પરીક્ષા તારીખ ૧ સપ્ટેમ્બર સને ૧૯૧૯ સોમવારને દિવસે સવારના અગિઆર વાગે કોલેજના મકાનમાં શરૂ થશે.

૬. કાલેજમાં દાખલ કરવા યોગ્ય જે બાઈઓ માલુમ પડશે, તેમની તનદુરસ્તી બાબતની ખાતરી હર સાલ મુજબ કરવામાં આવશે.

૭. જે ઉમેદવારોની કોલેજમાં ઉતરવા મરજી હોય તેમણે પોતાની અરજીમાં તે પ્રમાણે અગાઉથી જણાવવું કારણ કે સમાસ થોડો છે. તેથી જેમની અરજ વહેલી મળશે તેમનેજ આ લાભ આપી શકાશે.

રાજકોટ
તા. ૨૨ એપ્રીલ સને ૧૯૧૯

H. M. Fielding.
લેડી સુપરિન્ટેન્ડેન્ટ કાઠિઆવાડ બાર્ટન-ફીમેલ ટ્રેનિંગ કોલેજ—રાજકોટ.

---

## જાહેર ખબર.

### હંટર મેલ ટ્રેનિંગ કોલેજની પ્રાવેશિક પરીક્ષા.

૧. આથી ખબર આપવામાં આવે છે, કે હંટર મેલ ટ્રેનિંગ કાલેજની ચાલુ સાલની પ્રાવેશિક પરીક્ષા તા. ૧૫ માહે સપ્ટેમ્બર સન ૧૯૧૯ સોમવારે સવારના અગિયાર વાગે, અને તે પછીના દિવસોએ રાજકોટ મેલ ટ્રેનિંગ કાલેજના મકાનમાં લેવામાં આવશે. આ પરીક્ષા સાતમા ધોરણમાં થશે માટે જેમણે સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હોય, તેવા વિદ્યાર્થીઓએ હાજર થવું.

૨. સને ૧૮૮૦ ના સપ્ટેમ્બર માસના શાળાપત્રમાં નમુનો છપાયો છે, તે મુજબ મેહેતાજીઓએ સાર્ટિફિકેટ આપતાં જણાવવું કે ઉમેદવારની ઉંમર ૧૭ વર્ષથી વધારે, અને ૨૨ વર્ષથી ઓછી છે. તેમ કંઈ ખોડ-

આપેલું નથી, ને ચાલચલગત સારી છે. ચાલચલગતની બાબતમાં ખાસ તપાસ કરી પોતાની ખાત્રી કરીને જ મહેતાજીઓએ સર્ટિફિકેટ આપવું.

૩. સર્ટિફિકેટમાં ઉમ્મરના વર્ષ, માસ અને દિવસ લખવાની સાથે અંગ્રેજી અને ગુજરાતી જન્મતિથિ લખવા ચૂકવું નહિ.

૪. સત્તર વર્ષ કરતાં નાની ઉમ્મરના ઉમેદવારોને પરીક્ષા આપવા સારૂ મંજૂરી મેળવવાની જરૂર નથી. તે પાસ થશે તોપણ તેને કોલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

૫. બાવીશ વર્ષ કરતા મોટી ઉમરના વિદ્યાર્થીઓએ પરીક્ષા આપવા માટે તેમ પાસ થયા પછી કોલેજમાં દાખલ થવા સારૂ, કાઠીયાવાડ એજન્સિના મેહેરબાન એજ્યુકેશનલ ઑફિસર સાહેબ બહાદુરની ખાસ પરવાનગી મેળવવી પડશે.

૬ જે ઉમેદવારે પરીક્ષા પહેલાં બાર માસમાં એક કરતાં વધારે મહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેમણે તે સર્વેનાં સર્ટિફિકેટ લાવવાં. ચાલચલગતની બાબતમાં તો પરીક્ષા પહેલાં એક માસ અગાઉનું સર્ટિફિકેટ ખાત્રી લાયક ગણાશે.

૭. પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાયલા ઉમેદવારોને શરીર સંબંધી તપાસ માટે મેહેરબાન દાક્તર સાહેબ પાસે મોકલવામાં આવશે, માટે તેઓને અહીં વધારે વખત રોકાવું પડશે.

૮. દર વર્ષે પ્રાવેશિક પરીક્ષાની જાહેર ખબર બનતાં સુધી શાળાપત્રમાં પ્રગટ કરવામાં આવશે, પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની આતુરતા હશે, તેને રાજકોટમાં રહેતા તેના લાગતા વળગતા તરફથી અગર સ્કોલરો તરફથી તે મળી શકશે; કારણ કે, તારીખ મુકરર થયેથી તુર્ત કોલેજના નોટીસ બોર્ડ ઉપર તે જાહેર કરવાનો રિવાજ છે.

રાજકોટ મેલ ટ્રેનિંગ કોલેજ.
તા. ૨૫ એપ્રીલ સને ૧૯૧૯.

B. H. Buch.
પ્રિન્સિપલ.
હંટર મેલ ટ્રેનિંગ કોલેજ, રાજકોટ.



(મે. ઉ. ભાગના એ. ઈ. સાહેબનાં તા–૧ –૫–૧૯ ના નં. ૧૪૯૧ ના હુકમને આધારે.)

મેસર્સ કરસનદાસ નારાણદાસ એન્ડ સન્સ, બુકસેલર્સ અને પબ્લીશર્સ. સુરત.

તમારા. તા. ૨૨–૩–૧૯૧૯ના નં. ૧૦૫ના કાગળના જવાબમાં લખવાનુ કે મે. ડિરેક્ટર સાહેબે તેમના તા–૨૫–૪–૧૯ ના હુકમ નં. ૧૧૦૩થી " લાવશંકરનું મોટુ અંકગણિત"ની નવી આવૃત્તિ મંજુરી કરી છે. હવેથી શાળાઓ તથા લોકોને વેચવાની રજા આપવામા આવે છે.

( સહી ) એ. એમ. દિવાનજી.
એડ્યુકેશનલ ઈન્સ્પેક્ટર ના. વતી.

---

જાહેરખબર.

મે. ડિરેક્ટર ઓવ્ પબ્લીક ઇન્સ્ટ્રક્શનના હુકમ નં. ૧૮૧૯ તથા ઉત્તર વિભાગના મે. એ. ઇ. સાહેબના હુકમ નં. ૨૧૩૯ ઉપરથી મી. જીવણલાલ અમરશી મહેતા. પીરમશાહરોડ અમદાવાદ—ને જણાવવામાં આવે છે કે "દલપત સતસાઈ" ચોપડીની કિંમત ૦–૪–૦ થી વધારીને રૂ. ૦–૫–૦ કરવાની રજા આપવામાં આવી છે.

કિંમતનો વધારો ફક્ત નવી આવૃત્તિને લાગુ છે. સાધારણ સમયમાં છપાયેલી નકલોને તે લાગુ પડતો નથી.

અમદાવાદ. } સહી. એ. એમ. દિવાનજી.
તા. ૧૫ મી મે. ૧૯૧૯ } એજયુ ઇન્સ્પે. ઉત્તર વિભાગની વતી.

---

( ઉ. ભા. મે. એ. ઈ. સાહેબના હુકમ નં. ૩૫૧૮ તા. ૨૯–૫–૧૯ ઉપરથી.)

મેસર્સ; કરસનદાસ નારણદાસ અને સન્સ નાણાવટ સુરત. તમારા તા. ૧૫–૫–૧૯ ના નં. ૧૪૬ના પત્રના જવાબમાં જણાવવામાં આવે છે કે. "નીતિસાર ભાગ ૧ લા ની" રૂ ૦–૭–૩ ની કિંમત હતી તે વધારીને રૂ. ૦–૯–૦ કરવાની રજા આપવામાં આવે છે. કિંમતમાં વધારો ફક્ત ચાલુ વખતને માટે છે.

પુના. } સહી K. S. Dikshit.
તા. ૨૩–૫–૧૯ } ડિરેક્ટર ઓફ પબ્લીક ઈન્ટ્રક્શનની વતી.

( ઉત્તર વિભાગના મે. એ. ઈ. સાહેબના તા. ૫–૬–૧૯ ના ...... મંજુર કરેલી ચોપડીઓની યાદી સર્વની પ્રાથમિક તથા માધ્યમિક નિશાળો અને ટ્રેનિંગ કોલેજો માટે જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| નંબર. | પુસ્તક તથા તેના લેખકનું નામ. | જે ભાષામાં પુસ્તકપ્રકટથયું હોય તેનું નામ | શા માટે મંજુર કરી તે. | કિંમત રૂ | આ | પા. | રિમાર્કસ. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | મિ. ડાહ્યાલાલ વ્રજલાલ પંડિત નરસંડા તા. નડીઆદ, જિલ્લે ખેડા. "નીતિ વાચનમાળા પુસ્તક ૧ લુ પહેલી અને બીજી આવૃત્તિઓ. | ગુજરાતી | બધી નિશાળોમા ઈનામ અને લાયબ્રેરી માટે. | ૦ | ૧ | ૬ | |
| ૨ | મિ. મગનલાલ દલપતરામ ખખ્ખર. રાવ સાહેબ ખખ્ખરને મકાને, સી. પી. ટેન્ક રોડ મુંબઈ. "અભિજ્ઞાન શાકુન્તલ નાટક" ૩ જી આવૃત્તિ. | ગુજરાતી | બધી નિશાળોમા ઈનામ તરીકે અને સર્વ નિશાળોમા અને ટ્રેનિંગ કોલેજોમાં લાયબ્રેરી તરીકે. | ૨ | ૦ | ૦ | |
| ૩ | ધી ઓનરરી સેક્રેટરી ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. "અયામા" ૧ લી આવૃત્તિ. | ગુજરાતી | સર્વ નિશાળો અને ટ્રેનિંગ કોલેજોમાં લાયબ્રેરી માટે. | ૦ | ૧૦ | ૦ | |
| | મિ. ઈબ્રાહીમ વલીમહમદ લખાની, બી. એ. હેડ માસ્તર મહોબત મદ્રેસા, જુનાગઢ. | | | | | | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૪ | "અકબરી અને અસગરી" ૧૯૧૮ ની આવૃત્તિ | ગુજરાતી | સર્વ નિશાળોમાં લાયબ્રેરી માટે અને ઉર્દુ નિશાળોમાં ઇનામમાટે | ૦ | ૧૨ | ૦ |
| | મિ ગુલાબચંદ વછરાજ મહેતા અમરેલી, કાઠીયાવાડ | | | | | |
| ૫ | "નંદનવનને આંગણે" ૧૯૧૮ ની આવૃત્તિ. | ગુજરાતી | બધી નિશાળો અને ટ્રેનિંગ કોલેજોમાં લાયબ્રેરી માટે. | ૧ | ૦ | ૦ |
| | મિ. દામોદર હરિલાલ શાહ, બુકસેલર અને પબ્લીશર, ખંભાત. | | | | | |
| ૬ | "ખંભાયત સંસ્થાનની ભૂગોળ" ૫ મી આવૃત્તિ. | ગુજરાતી | સર્વ નિશાળોમાં લાયબ્રેરી માટે | ૦ | ૪ | ૦ |
| | મિ હરખચંદ ઉજમશી, બાહાઉદ્દીન પ્લોટ જુનાગઢ. | | | | | |
| ૭ | "મહિલા-મહોદય" ૧૯૧૮ ની આવૃત્તિ. | ગુજરાતી | પ્રાથમિક તથા માધ્યમિક નિશાળોમાં તથા વર્નાક્યુલર ટ્રે૦ કોલેજોમાં લાયબ્રેરી માટે | ૧ | ૪ | ૦ |
| | મિ. સત્યેન્દ્ર ભીમરાવ દીવાટીઆ. પાદરા. | | | | | |
| ૮ | "આત્મસંયમનું રાજ્ય" ૧ લી આવૃત્તિ. | ગુજરાતી | પ્રાથમિક અને માધ્યમિક નિશાળોમાં ઇનામ માટે અને પ્રાથમિક, માધ્યમિક નિશાળો અને ટ્રેનિંગકોલેજોમાં લાયબ્રેરી માટે. | ૦ | ૮ | ૦ |

અમદાવાદ
૫ મી જુન ૧૯૧૯

(સહી.) ડી. એસ. સાવરકર.
એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર, ઉત્તર વિભાગ.

# દેલવાડાકર કિન્ડર–ગાર્ટન સ્ટૉલ.



ન્હાનાં બાળકોને રમત–ગમતથી શીખવવાનો તરેહવાર સામાન દેશી તેમજ વિલાયતી જથ્થાબંધ તથા છુટક તૈયાર છે. પ્રાઈસ લિસ્ટ માટે ગુજરાત શાળાપત્રનો જુનાઇથી સપ્ટેમ્બર સુધી અંક જોવો.

## શાળોપયોગી સામાન

કિન્ડરગાર્ટનની બક્ષિસો, પદાર્થ પાઠનાં સાહિત્ય, પશુ, પ્રાણીઓના નકશા, ચિત્રો, બ્લોકમો, તેમજ તરેહવાર શાળોપયોગી સામાન અને કિન્ડરગાર્ટન વગેરેના પુસ્તકો [ સરકારી શાળાઓ માટે મંજુર થયલા ] કમીશનથી મળશે. કિન્ડરગાર્ટન બાળ ગ્રંથાવળી નં. ૧ થી ૨૦ સુધી આખો સટ, એકજ પુસ્તકમાં તૈયાર છે

## 'દેલવાડાકર' [ સચિત્ર ] વાર્તામાળા.

સરકારી રિપોર્ટમાં વખણાયલી 'નવલ–ગંગા' વડોદરા વગેરે સ્ટેટમાં મંજુર થયલી 'નીલમ માણેક' તેમજ બીજાં બોધક પુસ્તકો જેની ત્રણ, ચાર અને પાંચ આવૃત્તિઓ થયલી છે, તે પણ મળશે.

કિન્ડરગાર્ટન સ્ટૉલ–માણેકજી બીલ્ડીંગ } ગોપાળજી કલ્યાણજી દેલવાડાકર.
ગિરગામ બેકરોડ–મુંબાઈ. } [ કિન્ડરગાર્ટનીસ્ટ

गुजरात शाळापत्र.

પુસ્તક ૫૮મું. ઓગસ્ટ સને ૧૯૧૯. અંક ૮ મો.

## વર્ગમાં શિક્ષણ.

વર્ગ સાથે સંબંધ ધરાવતી મુખ્ય બે વ્યક્તિઓ શિક્ષક તથા શિષ્ય છે. વર્ગમાં શિક્ષણ આપવાનું કાર્ય શિક્ષકને કરવાનું હોવાથી શિક્ષક શિષ્યોના ગુણ દોષ માટે કારણરૂપ મનાય છે. આમ હોવાથી શિક્ષકે વર્ગમાં શિક્ષણ આપતી વખતે કેટલીક બાબતો લક્ષમાં રાખી પોતાનું કર્તવ્ય બજાવવું જોઈએ. વર્ગના વિદ્યાર્થીને માત્ર વિષયજ્ઞાન આપ્યું એટલે કર્તવ્યમાંથી મુક્ત થયા એમ ઘણા માને છે, અને કદાચ વર્તતા હશે, પરંતુ વર્ગની બીજી વ્યક્તિ શિષ્ય પણ છે, માટે શિષ્યને લગતી દરેક બાબત (જ્ઞાન ઉપરાંતની) લક્ષમાં રાખી કાર્ય થવું જોઈએ; આ વિષયને ખાસ શિક્ષક તથા શિષ્ય સાથે સંબંધ હોવાથી બન્નેને લગતી કેટલીક બાબતોનો વિચાર કરીએ.

શિક્ષકે વર્ગમાં શિક્ષણ આપતી વખતે ઘણી બાબતોનો વિચાર કરવાનો છે. પોતે વર્ગમાં ક્યાં ઉભા રહેવું, પોતાનો અવાજ કેવો જોઈએ; વર્ગવ્યવસ્થા કેવી રીતે જાળવવી, અને પોતાની તૈયારી તથા રીતભાત કેવાં જોઈએ તે બાબતો વર્ગશિક્ષણમાં અગત્યનું સ્થાન ભોગવે છે આ દરેક ગુણથી અલંકૃત, અગર દરેક ગુણને ખ્યાલમાં રાખી કામ કરનાર કર્તવ્યનિષ્ઠ શિક્ષક શું ન કરી શકે ? મુખ્યત્વે કરીને કેટલાક માત્ર વિષય શીખવવામાં એવાં તલ્લીન થઈ જાય છે, અગર લક્ષ દે છે કે વર્ગની બીજી ઝીણી બાબતો તેમની ધ્યાન બહાર રહી જાય છે. વિદ્યાર્થીઓ કેવી રીતે બેઠા છે, પ્રત્યેકનું ધ્યાન કેવું છે, પ્રશ્નનો ઉત્તર દેવા ઉભો થતો વિદ્યાર્થી કેવી રીતે ઉભો છે, ઉત્તર કેવી રીતે આપે છે, વગેરે ઝીણી બાબતો કેટલાકને નજીવી લાગે છે, પણ વખત જતાં તે ટેવો ઘણી રૂઢ થઈ જવાથી ભવિષ્યમાં તે વિદ્યાર્થીઓને હાનિકારક નીવડે છે. શિષ્યોને વર્ગમાં કેવી રીતે ગોઠવવા એ પણ અગત્યની બાબત છે. સૌથી નબળા કે સુસ્તને પોતાની સમીપ કે સામા આગલી હારમાં બેસાડવા જોઈએ. કોપી લખવાના વિષયને અંગે એક મોટી ખામી અક્ષર સંબંધી ઘણા અધિકારીઓ કાઢે છે. અક્ષર ખરાબ

હોય તો તેને માટે શિક્ષકને જવાબદાર ગણે છે. આ આક્ષેપ એક દૃષ્ટિએ સત્ય છે કોપી લખાવનાર શિક્ષક વર્ગમા વિદ્યાર્થીઓએ કલમ કેમ ઝાલવી, સારા અક્ષર કોને કહે છે એ બાબતો ઉપર પુરતુ ધ્યાન આપવુ જોઈએ. વિદ્યાર્થીઓ પાટલી ઉપર ગમે તેમ બેસી અમુક સમય કોપીના અક્ષરો ઘુટે, શિક્ષક ફર્યા તો ફરતા રહે, અગર પોતાનું બીજુ કામ કરે તેથી કોપી લખાવવાનો ઉદ્દેશ કદિ સિદ્ધ નહિ થાય. "પેન્સિલડ્રિલ' જેને કહે છે એ કૃતિ સંપૂર્ણ કરાવ્યા બાદ લખવાનું કામ શરૂ કરાવવુ આમ આવી ઘણી ઝીણી તથા નજીવી દેખાતી, દરેક વિષયને લગતી બાબતો છે તે ઉપર ધ્યાન આપી કામ કરાય તેનેજ 'વર્ગમા શિક્ષણ' એ નામ આપી શકાય સાતમી વિભક્તિનો પ્રત્યય 'વર્ગ' શબ્દને લગાડવામા બહુજ ઊંડો અર્થ સમાયેલો છે 'વર્ગને શિક્ષણ' આપવુ કેટલેક અંશે સહેલુ હોઈ શકે પરંતુ 'વર્ગમાં શિક્ષણ'નુ કામ દુષ્કર છે કેટલાક નિયમો યોગ્ય લાગવાથી અત્રે આપ્યા છે.

શિક્ષકે વર્ગમાં શિક્ષણ બહુધા ઉભા રહી આપવુ જોઈએ પાંજરામા પુરેલા સિંહની મુજબ વર્ગમાં વારવાર આંટા મારવાની જરૂર નથી સ્થિર ધ્યાનમા રાખી હીલચાલ કરવી વર્ગવ્યવસ્થા પોતે હાથનો ઉપયોગ કરીને નહિ, પણ આંખની ચપળતાથી રાખવી જોઈએ કેટલીક શાળાઓમાં હજી પણ નેતરનો ઉપયોગ જારી છે એ ખેદની વાત છે વર્ગ કાગળનો વાઘે ત્યારેજ વચ્ચે [illegible] કરાવવી વર્ગ કંટાળેલો હોય છતા વિષયનુ શિક્ષણ આગળ ચલાવવું વ્યર્થ છે શિક્ષકે પોતાને વાસ્તે નિર્ણીત થયેલા સમયમા કઈ ક્ષણે કયુ કામ કરવુ એ બાબતથી તદ્દન જાગૃત રહેવુ જોઈએ આંખની ચપળતા આ કાર્યસિદ્ધિનુ ઉત્તમ સાધન છે બાળકો ટાણે એમને ક્રોધને વશ થઈ ઘાંટા પાડી બગડી [illegible] આશ્ચર્ય કરવા જેવુ બીજુ કશુ નથી

શિક્ષકે પોતાની લાગણીઓ કેળવી મનને જીતેલુ હોવુ જોઈએ

કિંડરગાર્ટનની પદ્ધતિ બાળસ્વભાવને ઉદ્દેશી યોજાયેલી છે માટે શિક્ષક બાળસ્વભાવનો પુરો અભ્યાસી હોવો જોઈએ પોતે આપેલી આજ્ઞાનુ પાલન કેટલે અંશે થયુ છે તે તરફ પુરતુ લક્ષ તેણે દેવુ જોઈએ ડિનો વિષય વિચારીએ તો જણાશે કે એમા આજ્ઞાસૂચક શબ્દો ઘણા વપરાય છે એ મુજબ કૃતિ થાય છે કે નહિ તે તપાસ્યા વિના એકદમ બીજી મુદ્દાઓ શીખવવાની રીત દોષયુક્ત છે માટે દરેક વિષયપરત્વે જે આજ્ઞાઓનુ સૂચન થયું હોય તે આજ્ઞાનુ સંપૂર્ણ પાલન થયુ કે નહિ તે જોતા રહેવુ ત્રિયા

ચીનો દેહ પવિત્ર છે, તે પણ એક મનુષ્યદેહ છે, એમ માની કામ કરવું જોઈએ. વિદ્યાર્થીને હાથેથી ખેંચવો કે ધક્કો ન મારવો જોઈએ. આ એક રીતભાતનો પ્રશ્ન છે. પોતાનો અવાજ અનુકૂળ તથા ધીમો જોઈએ, મન્દ કે બરાડાવાળો નહિ. કેટલીક વખતે શિક્ષકો શિક્ષણ આપતી વખતે ઉચ્ચાર બગાડે છે, અગર મુખના કે શરીરનાં ચાળા કરે છે એ ઈષ્ટ નથી. માત્ર વાર્તા અગર વાચનના વિષયમાં અવાજ બદલવો પડે અગર ક્રોધ, શોક, કે શૌર્ય સૂચવનારી કૃતિ કરવી પડે ત્યારે તેમ કરવું આવશ્યક છે. અતિશયપણું ત્યાજ્ય છે. આ બધી બાબતોને શિષ્યો સાથે આડકતરી રીતે સંબંધ છે. છતાં બીજી કેટલીક જે ખામીઓ શિષ્યોમાંજ દૃશ્યમાન થાય છે, તેનો હવે વિચાર કરીએ.

વિદ્યાર્થીઓમાંના ઘણા વર્ગમાં એક ઢબથી બેસી રહેતા નથી કેટલાક વાંકા બેઠેલા હોય છે તો બીજા કેટલાક પગ લાંબા કરીને બેસે છે. પ્રશ્ન પૂછવામાં આવે એટલે તરત વિદ્યાર્થીઓ ઉત્તર દેવા ત્વરા બતાવે છે, હાથ હલાવે છે એવી કેટલીક ખોટી ટેવ તથા રીતભાત અનુચિત કરે છે. તેમને સ્પષ્ટ આજ્ઞા આપવી જોઈએ કે જેને ઉભો કરવામાં આવે તેણેજ ઉત્તર દેવાનો છે. પ્રશ્ન આખા વર્ગને પુછાય છે, તોપણ ઉત્તર તો અમુકનેજ આપવાનો હોય છે. વર્ગમાં શીખવતી વખતે કોઈ વિદ્યાર્થી કામ વિનાનો બેઠેલો ન જોઈએ. ઉત્તર દેવા ઉભો રહેલો વિદ્યાર્થી કેવી રીતે ઉભો રહ્યો છે તે પણ પ્રથમ જોવું જોઈએ. વાચન કે લેખન બન્ને વિષયમાં બાળક કેમ ઉભા છે, અગર કેમ બેઠા છે તે જોયાં બાદ શિક્ષકે પોતાના વિષયની શરૂઆત કરવી.

શિષ્યોની ઉપર વર્ણવેલી બાબતો વર્ગવ્યવસ્થા સાથે ગાઢ સંબંધ ધરાવે છે. આ ખામીઓ વર્ગને શિથિલ બનાવે છે, અને શિક્ષકનું કાર્ય કઠિન થાય છે. વિષય સાથે આ બાબતોને સીધો સંબંધ નથી, છતાં આડકતરો તો છેજ. વિષયજ્ઞાન એ કેળવણીનો એકજ ઉદ્દેશ નથી ચારિત્રના બંધારણવાળો એટલે સંપૂર્ણ ગુણવાળો મનુષ્ય, ભવિષ્યનો બાળક થાય એ પણ બીજો હેતુ છે. આ ચારિત્ર પ્રાપ્ત કરાવનારૂં કે ઘડનારૂં સાધન માત્ર વિષયશિક્ષણ નથી. પરંતુ નજીવી મનાતી તથા શિક્ષકોનાં ધ્યાનના વિષયમાં જેવું હજુ જોઈએ તેવું સ્થાન પ્રાપ્ત કર્યું નથી તે ઉપર વર્ણવેલી અગત્યની બાબતો છે. એ બાબતોને સ્મૃતિમાં રાખી વર્ગમાં શિક્ષણ આપનારનું શિક્ષણકાર્ય સરળ તથા સર્વદા સફળ થાય છે.

## શબ્દલેખન.

( લેખક-રા. રતનજી પુરુષોત્તમ અનઘ—અમદાવાદ. )

બારાખડીના અક્ષર કે અક્ષરસમૂહ, જેનો કંઈક અર્થ સમજાય છે તે શબ્દ કહેવાય છે. લખાણમાં શબ્દેશબ્દ છૂટો લખાય છે, તેથી શબ્દ ઓળખવા એ બાળકોને માટે મુશ્કેલ કામ નથી. હવે શબ્દલેખન શરૂ કરતાં પહેલાં શબ્દવાચન ને શબ્દોચ્ચાર શીખવવાં જોઈએ. જેમ શુદ્ધ વાચન ને શુદ્ધ ઉચ્ચાર હશે તેમ શબ્દલેખન ઉત્તમ પ્રકારનું થશે. ઉત્તમ પ્રકારનું શબ્દલેખન કયું ને કહેવા પહેલાં શબ્દલેખનમાં કયા કયા દોષ થાય છે, તે પ્રથમ દર્શાવીએ, જે જાણીને શિક્ષક પોતાના વિદ્યાર્થીઓ તેવા દોષ ન કરે તેની કાળજી રાખે તો સ્વાભાવિક રીતે બાળકોનું લેખન શુદ્ધ ને સારૂં થશે

### શબ્દલેખનમાંના સામાન્ય દોષ ને તેનું નિવારણ.

૧. **મૂળાક્ષરોનું અજ્ઞાન.** ઘણાં બાળકોને બાળપોથીમાં મૂળાક્ષરનું જ્ઞાન બરાબર થયું હોતું નથી, કે થએલું વિસ્મૃત થઈ ગયું હોય છે, તેથી એકને સ્થાને બીજો અક્ષર લખી દે છે. આવી ભૂલ ન કરે માટે મૂળાક્ષરો બરાબર પાકા કરાવવા.

૨. **મૂળાક્ષરો લખવાની રીતનું અજ્ઞાન.** એટલે 'ક' આમ લખવાને બદલે 'ક' આમ લખે, 'હ' આમ લખવાને બદલે કઢંગો લખે. આવો દોષ ન થાય માટે શિક્ષકે પહેલેથીજ દરેક અક્ષર લખવાની રીત બરાબર શીખવવી.

૩. **અક્ષરોના ઝીણા ભેદનું અજ્ઞાન.** એટલે 'ધ' ને 'ઘ', 'પ' ને 'ય', 'સ' ને 'મ', વગેરેના ભેદ બાળકોના મનમાં બરાબર ઠસેલા હોતા નથી, તેથી 'ધ' ને સ્થાને 'ઘ' અને 'ઘ' ને સ્થાને 'ધ' લખે છે, આવી ભૂલો ન થાય માટે મળતા અક્ષરોના ઝીણા ભેદની છાપ બાળકોનાં મગજ પર બરાબર પાડવી.

૪. **ઉચ્ચારભેદનું અજ્ઞાન.** એટલે 'સ, છ, શ, ષ, સ,' વગેરેનો; 'ડ ને દ' નો; 'જ ને ઝ' નો; 'ઇ ને ઈ' નો; તથા 'ઉ ને ઊ' નો ઉચ્ચારભેદ બાળકોના મગજમાં ઠસેલો હોતો નથી, તેથી એકને સ્થાને બીજો લખી દે છે, ને લેખન અશુદ્ધ થાય છે. બાળકો આવી ભૂલો ન કરે માટે શિક્ષકે તેવા અક્ષરોનો ઉચ્ચારભેદ બરાબર સમજાવવો.

૫. **અક્ષરોનું અસમાન કદ.** બાળકો શબ્દ લખે છે ત્યારે કોઈ અક્ષર મોટો ને કોઈ નાનો કરે છે જેમકે, 'અહમદાબાદ'. આ દોષ ઘણો સામાન્ય છે. શિક્ષક તેને દરગુજર કરવો નહિ. બાળકોના લેખનમાં આ દોષ ન થાય માટે સૌથી ઉત્તમ ઉપાય એ છે કે શરૂઆતમાં બાળકોને બે લીટીની વચ્ચે લખાવવાનો મહાવરો કરાવવો. તેનો નમુનો આ નીચે છે.

બિલાડી, તાળાં, નહોર.

૬. **અક્ષરોનાં પાંખડાંનું અસમાન કદ.** ઘણીવાર બાળકો અક્ષરોનાં પાંખડાંનાં કદ માપ પ્રમાણે કરતાં નથી, તેથી અક્ષરો ઘણા બેડોળ લાગે છે. જેમકે 'ક, ત, છ, ઘ' વગેરે. બાળકો આવી ભૂલો ન કરે તેનો ઉત્તમ ઉપાય એ છે કે શરૂઆતમાં બાળકોને નીચેની રીતે બે તથા એક વચમાં એમ ત્રણ લીટી દોરીને લખવા કહેવું.

ક, ત, છ, ઘ, દ, મ, અ, ન.

૭. **અક્ષરો સીધી લીટીમાં ન લખવા.** ઘણી વાર બાળકો અક્ષરો સીધી લીટીમાં લખવાને બદલે ત્રાંસી કે વક્ર લીટીમાં લખે છે, જેમકે 'અમદાવાદ' આ દોષ દૂર કરાવવા બાળકોને લીટીઓ અંકાવીને લખાવવું.

૮. **બહુ નાના અથવા બહુ મોટા અક્ષરો લખવા.** આ દોષ ઘણો સામાન્ય છે. કેટલીક વાર બાળવર્ગ કે પહેલા ધોરણનાં છોકરાં સાતમા ધોરણનાં વિદ્યાર્થીઓ કરતાં પણ નાના અક્ષરો લખે છે જેવા કે, 'મગન' આવા લખાણથી તેમની આંખને નુકસાન થાય છે, શિક્ષકથી અક્ષરના દોષ પકડાતા નથી, ને વાંચનારને પણ મુશ્કેલી પડે છે. આથી ઉલટું કેટલાંક છોકરાં બહુજ મોટા અક્ષરો લખે છે. જેવા કે. 'ટોપી'. આવા લખાણથી સ્લેટમાં જોઈએ તેટલું લખી શકાતું નથી, ને અવયવોનું પ્રમાણ જળવાતું નથી. આમ હોવાથી બાળવર્ગ તથા પહેલા ધોરણમાં સાધારણ કદના એટલે આશરે ૦॥ ઇંચ લંબાઈના અક્ષરો લખાવવાની ટેવ પાડવી; પછી જેમ જેમ ધોરણ ચડતાં જાય તેમ તેમ લંબાઈ ઓછી કરાવતા જવું.

૯. **જોડણીનું અજ્ઞાન.** કેટલીક વાર બાળકોને જોડણી આવડતી નથી, તેથી 'જુ' આમ લખવાને બદલે 'જુ' આમ લખે છે. 'જો' આમ લખવાને બદલે 'જો' આમ લખે છે. આ ભૂલો શિક્ષકે જવા દેવી નહિ.

૧૦. **સ્વરનાં નિશાનો વ્યંજન પર કયાં ને કેવી રીતે કરવાં**

**તેનું અજ્ઞાન.** આ ભૂલ ઘણી ભારે છે, ને બાળકો તે માટે ઘણાં બેદરકાર રહે છે. આ બાબતમાં બાળકો કેવી ભૂલો કરે છે તે નીચેના નમુનાથી સમજાશે.

િક, કી, કુ, કૂ, ેક, ૈક, કો, કૌ, ંક, કઃ વગેરે. આમાં કર્યા કેવી ભૂલો છે તે સહેજ સમજાય તેવું છે. શિક્ષકે આ દોષ મટાડવા બારાક્ષરી શીખવતી વખતેજ સ્વરનાં નિશાનો ક્યાં અડાડવાં, ને કેવી રીતે કરવાં તે પર બાળકોનું લક્ષ બરાબર ખેંચવું, ને એવી ભૂલો બાળકો કરે તે જતી કરવી નહિ.

૧૧. **'કુ' ને 'કૂ' ના ભેદનું અજ્ઞાન** ઘણાં બાળકો આ ભૂલ કરે છે, માટે શિક્ષકે તેનો ભેદ બરાબર બારાક્ષરી વખતેજ ઠસાવવો.

૧૨. **હ્રસ્વ 'ઉ' ને દીર્ઘ 'ઊ'નાં નિશાનો લીટીવાળા વ્યંજનને લગાડવાનું અજ્ઞાન.** જેમકે, 'ખુ, ખૂ' આવી ભૂલો પણ શિક્ષકે જવા દેવી નહિ ને 'ખુ, ખૂ' આમ લખતાં શીખવવું.

૧૩. **અનુસ્વારનું અજ્ઞાન.** ઘણીવાર બાળકો અનુસ્વાર મૂકવાની જગાએ મૂકતાં નથી ને નહિ મૂકવાની જગાએ મૂકે છે. જેમકે, 'આંધળા' ને બદલે 'આધળા' અને 'જશુ' ને બદલે 'જશું' લખે છે. આવી ભૂલો મટાડવા ઉચ્ચાર તરફ બાળકોનું લક્ષ ખેંચવું એજ ખરો ઉપાય છે.

૧૪. **જુદા જુદા શબ્દો સાથે લખવા.** આ દોષ બહુ સામાન્ય છે. કેટલાંક બાળકો શબ્દો એટલા પાસે પાસે લખે છે કે એક શબ્દ બીજાથી જુદો દેખાતો નથી. જેમકે, 'પેલાછગનેમારીચોપડીફાડી.' લખનારને પોતાને ફરી વાર, કે બીજાને આ લખાણ વાંચવુ હોય તો ઘણું મુશ્કેલ પડે છે. આ દોષ મટાડવા શબ્દો છુટા છુટા લખવાની બાળકોને ખાસ સૂચના કરવી.

૧૫ **એક શબ્દના અક્ષર બીજા સાથે લખવા.** જેમકે, 'હું દુકા નમાકું' આવા દોષ મટાડવાને કયા અક્ષરો સાથે બોલાય છે તે પર બાળકોનું લક્ષ ખેંચવું.

૧૬. **શબ્દના અક્ષરો છુટા લખવા.** ઘણી વાર બાળકો જે અક્ષરોનો શબ્દ બનેલો હોય તે યોગ્ય અંતરે પાસે પાસે લખવાને બદલે બહુ દૂર દૂર લખે છે. જેમકે, 'ત ર વા ર' આ દોષ મટાડવા અક્ષરો કેટલે દૂર કરવા તે તરફ બાળકોનું ધ્યાન ખેંચવું.

૧૭. **સંધાન રેષાનું અજ્ઞાન.** બાળકો શબ્દ લખતાં હોય ત્યારે લીટી પૂરી થાય, ને શબ્દ અધુરો રહેતો હોય તેને વખતે અધુરા શબ્દનો

ભાગનો ભાગ બીજી લીટીમાં લખવો પડે છે, ત્યારે તે પૂરેલા શબ્દની પછી ' — ' આવી લીટી કરવાનો રિવાજ છે તે બાળકો નહિ જાણતાં હોવાથી તેની રેખા કરતાં નથી બાળકો આવી ભૂલ ન કરે માટે શબ્દ તૂટે ત્યારે સંધાનરેખા કરવાની સમજ આપવી.

૧૮. જોડાક્ષરના અવયવ જોડવાનું અજ્ઞાન. પહેલા તથા બીજા ધોરણનાં બાળકો આ બાબતમાં ઘણીજ ભૂલો કરે છે, ને તે બાબતમાં શિક્ષક બેદરકાર રહે તો શરુઆતથીજ ખોટી રીતે અક્ષરો જોડવાની બાળકોને ટેવ પડી જાય છે, જે મોટી ઉંમરે પણ કાયમ રહે છે. આ દોષમાંથી બાળકો બચે તે માટે શિક્ષકે પોતે જોડાક્ષરના ભાગો લક્ષપૂર્વક નિહાળવા ને યોગ્ય રીતે બધા જોડાક્ષર બરાબર શીખવવા. બાળકોએ સહેજ પણ ખોટી રીતે જોડેલા અવયવોને પણ ચલાવી લેવા નહિ.

(અપૂર્ણ.)

---

## "સુદામે દીઠી દ્વારામતી."

(લેખકઃ—રા. સાકરલાલ અમૃતલાલ દવે. બી. એ.)

ગુજરાતના મહાકવિ પ્રેમાનન્દ વિષે શિક્ષક જેટલું જાણે તેટલું ઓછું છે, અને તેમનાં કાવ્યનો રસાસ્વાદ શિષ્યોને ચખાડે તેટલો ઓછોજ છે. પાંચમી ચોપડીના ૩૯ મા પાઠમાં પ્રેમાનંદ સંબંધે મુખ્ય હકીકત આપેલી છે; શિક્ષકે તેની પુરવણીરૂપે 'પ્રેમાનંદની પ્રસાદી' એ ગ્રન્થનો ઉપોદ્‌ઘાત વાંચવો. કવિનાં સુવિખ્યાત કાવ્યોમાં 'સુદામાચરિત્ર' સરસ છે, અને તે રીતે તેની વાનગી શિષ્ય આગળ ધરાઈ છે. કાવ્ય જેટલું સહેલું છે તેટલું રસમય છે. અનેક વચનો તો બહુ વાર સંભળાય છે, અને માણસટકી કયાની સચોટ અસર દર્શાવે છે; ઉદાહરણ તરીકે,

(૧) એ જ્ઞાન મને ગમતું નથી, ઋષિરાયજીરે;
રુએ બાળક દાનો અન્ન, લાગું પાયજી રે.

(૨) જળ વહી ગયે શી શોચના, સુણ સુન્દરી રે;
જો પ્રથમ ન બાંધી પાળ, પેથી કાંસે કરી રે.

(૩) જેવો ઉગે તેવો આથમે.

(૪) જાચવાથી રૂડું મરણ.

(૫) તરી સરખી ઝુંપડી, હુંડી સરખી નાર,
મર્યા સરખાં છોકરાં, ન મળ્યાં બીજી વાર.

પ્રકૃત કાવ્ય શીખવતાં પહેલાં ગુજરાતના નકશામાં પોરબંદર (સુદામાપુરી), દ્વારકાં (શ્રીકૃષ્ણની નગરી), અને અરબી સમુદ્ર તથા તેમાંથી દ્વારકાં આગળ થઈને જતી ગોમતીની ખાડી શિષ્યોને બતાવવાં જોઈએ. પોરબંદરથી દ્વારકાં, લગભગ ૫૦ માઈલનું અંતર, સુદામા ચાલીને ગયા હતા એ વાત પર ભાર દઈ દ્વારકાંનું કવિએ વર્ણન કર્યું છે તે તરફ વળવું.

સુદામાખ્યાન મૂળ સંસ્કૃતમાં શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધના ૮૦મા અધ્યાયમાં વર્ણવેલું છે. વેદવ્યાસના પુત્ર શુકદેવજીએ અર્જુનના પૌત્ર પરીક્ષિત્ રાજાને કહી સંભળાવી તેને શાન્તિ પમાડી હતી એ પ્રસંગ જાણવો જોઈએ.

૧ 'ઋષિ કહે સાંભળ નરપતિ;' ઋષિ તે શુકદેવજી, અને નરપતિ તે પરીક્ષિત્ રાજા.

'કનકકોટ ચળકારા કરે, મણિમય રત્ન જડયાં કાંગરે.' એમ કહેવાય છે કે શ્રીકૃષ્ણના સમયમાં દ્વારિકા તે સુવર્ણમય દ્વારિકા હતી. સોનાની દ્વારકાં—એ કલ્પના હો કે સત્ય હો; પરન્તુ સૂર્યાસ્ત સમયે અરબી સમુદ્રનાં ચેગમેર ઉછળતાં મોજાંની આસપાસ સન્ધ્યાનો સોનેરી રંગ તો ખરેખર દર્શનીય છે. મુંબઈ આગળનો દરિયો જોઈ સંતોષ માનનાર દ્વારકાનો અરબી સમુદ્ર જુએ, ત્યારે આશ્ચર્ય પામે છે.

ત્યાં તો ગોમતીસંગમ થાય' પ્રેમાનન્દ કવિ દ્વારકાં ગયા નહિ હોય. ગોમતી એ નદી નથી, પણ સમુદ્રની એક નાની થોડે સુધી જતી ખાડી છે. 'ગોમતી સંગમ' એ ભૌગોલિક ભૂલ છે.

૨ 'પછી પુરમાં પેઠા ભગવાન', અહીં 'ભગવાન' વિશેષણ તેના સંસ્કૃત અર્થમાં સુદામા ઋષિને લગાડેલું છે. ભગવાન સુદામા = પવિત્ર સુદામા. 'ભગવાનના પુરમાં પેઠા' એ અર્થ તદ્દન ખોટો છે.

'કીધાં હશે વ્રત તપ અપાર, તે સ્ત્રી પામી હશે આ ભરથાર'—સ્ત્રીઓને મુખેથી આવી સુઘટિત મશ્કરી કેટલી રસિક લાગે છે!

૩ 'વિકરાળ'; સંસ્કૃત નહિ જાણનાર ગુજરાતી લેખક સંસ્કૃત જાણવાનો વિશેષ ઢોંગ કરે છે એ સામાન્ય અનુભવની વાત છે. એવા લોક શુદ્ધ 'વિકરાળ' ને બદલે તેમની દૃષ્ટિએ વધારે સંસ્કૃત ભાસતું 'વિકાળ' લખે છે. વિકરાળ=વિ+કરાળ=વિશેષ ભયંકર.

'સૂણી સુદામો હસતા જાય'—'ઋષિજી હરિ હરિ મુખથી ભાખે' એ સુદામાનું જ્ઞાનીપણું દર્શાવે છે.

'પાડે તાળી વજાડે ગાલ, પૂંઠે ફરી વળ્યાં નાનાં બાળ'

એ સ્વભાવોક્તિ છે. નાનાં બાળક તાળીઓ પાડે, પોતાના ગાલ ફુલાવી તે પર તમાચા મારી અવાજ કરે, અને વિચિત્ર દેખાતા સુદામાની આસપાસ વીંટળાઈ વળે, એ કેવું સ્વાભાવિક ચિત્ર છે!

૪ 'ઋખિ'=ઋષિ. સંસ્કૃત ષ્ નો ગુજરાતીમાં 'ખ' થાય છે; ઉદાહરણ તરીકે, વિખ, ઝખ, ભાખવું, અભિલાખ, ગોખ.

૫ 'ઉભા રસ્તે ચાલ્યું નવ જાય.'

રાજમહેલ આગળની શોભા એવી આકર્ષક હતી કે સુદામાથી તે નીરખીને જોયા વિના રહેવાયું નહિ, એમ કહી પ્રેમાનન્દ પોતાની વર્ણનશક્તિ દર્શાવે છે. આપણા કવિઓની એક ખોડ હતી કે જેનું વર્ણન કરવું તે ખૂબ અતિશયોક્તિભર્યું કરવું. 'નળાખ્યાન'માં નળનું તથા દમયન્તીનું વર્ણન આનાં ઉદાહરણ છે. સ્વ. દલપતરામનું 'ભોજન આજ જમ્યા જે અમો તેનું વર્ણન સુણજો તમો;' એ કાવ્ય વાંચી (વાસ્તવિક દૃષ્ટિએ) હસવું જ આવે છે. કવિતાનો ઉપયોગ જ્યાં ત્યાં ન જ થઈ શકે.

હાટ, ચૌટાં, ચોક; છજાં, ઝરૂખા, બારી, ગોખ; અટારી, જાળી, મેડી, આળ;—આ બધાંનો અર્થ સ્પષ્ટ થવો જોઈએ. હાટ=દુકાનો; ચૌટાં=બજાર; ચોક=ચકલું; છજાં=હવેલીને ઉપલે માળે બહાર પડતી રવેશ; ઝરૂખો=વધારે શોભીતું છજું, (સુરત તરફ 'છજા'ને બદલે 'ઝરૂખો' વધારે વપરાય છે.); ગોખ (સં-ગવાક્ષ:)=ઝરૂખામાંથી આગળ પડતો અર્ધ ગોળાકાર ભાગ; અટારી=હવેલીના ઉંચા ભાગમાં રસ્તા પર પડતી રવેશ; જાળી=અટારીમાં જાળી ભરીને સ્ત્રીઓને માટે ખાસ રાખેલો ભાગ, ત્યાં બેસી સ્ત્રીઓ રસ્તા પર જોઈ શકે, છતાં રસ્તે જનાર તેમને જોઈ શકે નહિ.

૬ 'અમરાપુરી નાખું ઓવારી;' આ શબ્દોમાં અદ્ભુત મિઠાશ અને ચમત્કાર રહેલાં છે. શ્રીકૃષ્ણની દ્વારિકા નગરી, ઇન્દ્રપુરી અમરાવતી કરતાં પણ ચઢિયાતી છે એમ કવિ કહે છે. ઓવારવું=ફેંકી દેવું; દ્વારકા આગળ હું ઇન્દ્રપુરી ફેંકી દઉં, પસંદ ના કરું. (ઓવારણાં લેવાં=દુઃખ હરી લેવું; દુઃખ લઈને અન્યત્ર ફેંકી દેવું.)

મૃદંગ—બે બાજુએ (બે હાથથી) વગાડવાનું ઢોલ; પખવાજ અથવા પખાજ.

ઉપંગ—એક પ્રકારનું ઢોલ.

તો એમના આનંદનો પાર રહેતો નથી એટલુંજ નહિ, પણ એમની રસ વૃત્તિ એટલી ઉત્તેજક થઈ જાય છે કે તે સબંધી ઉંડો અભ્યાસ કરવાને તેમનું મન સર્વ વૃત્તિઓને એકાકાર કરી કામે લાગે છે. આમ કરવુ એ સર્વ શિક્ષકનો પરમ ધર્મ હોવાથી મારા વિદ્યાર્થીઓ માટે વીજળીના દીવાનો જે પ્રયોગ મેં યોજ્યો હતો, અને જેમાં મને તથા મારા શિષ્ય મંડળને પૂરી ફતેહ મળી ચૂકી છે તે સર્વ શિષ્ય શિક્ષકના લાભર્થે નીચે મુજબ વ્યવસ્થિત રીતે ગોઠવવામાં આવ્યો છે.

( આ પ્રયોગ મનજવા માટે પાસેની આકૃતિ લક્ષપૂર્વક નિહાળવાની ખાસ વિનતી કરવામા આવે છે.



પ્રયોગનાં મુખ્ય સાધનઃ—

૧ (अ) મજબુત બિલોરીકાચની બરણી ચોરસ, (દવાખાનાના મેઝર ગ્લાસ પેઠે ઉપરના એક છેડા તરફ ખોલાંણુવાળી.)
૨ (ब) નળાકાર ચિનાઈ માટીનું (છિદ્રાળુ) લેકલેન્ચી સેલ.
૩ (क) જસતનો નક્કર સળીઓ મથાળે નરમ લોઢાનો તાર ड જોડેલો.
૪ (ड) તથા (फ) તાંબાના પાતળા તાર. ઉપર અસ્તરવાળા.
૫ (ह) મોઢીયાવાળો કાચનો ગ્લોબ.

## પ્રયોગ ચાલુ કરવાની રીત.

પ્રથમ ચોકખો નવસાર ૧॥ પાશેર ઝીણો વાટી બિલોરી કાચની બરણી अ માં ભરો પછી તરતજ ૧ રતલ (આશરે) પાણી अ માં રેડો. નવસાર પાણીમાં પુરેપુરો પીગળી રહે પછી લેકલેન્ચી સેલ ब બરણીની મધ્યોવચ્ચ ગોઠવો.

પછીથી જસતનો સળીઓ क ડાબી તરફની ગોળાણમાં ગોઠવો, એવી રીતે કે તેને જોડેલો નરમ લોઢાનો તાર ड બરણીની બહાર બરણીને અડ્યા સિવાય લટકતો રહે લગભગ આવી સ્થિતિમાં ब તથા क ને ૨૫ થી ૩૦ મિનિટ રહેવા દો.

ત્યારબાદ ड પાસેના ગોળ નાકામાં તાંબાનો તાર ભેરવીને વાળો, અને ब ના મોઢીયા ઉપર મથાળે स્ક્રુ ધાતુનો લગાડેલો છે તે જુદો પાડો. તેને તાંબાના તાર फ સાથે જોડો. પછી फ તથા ड તારના બન્ને છેડા ह ગ્લોબના મોઢીયામાં પીત્તળના બે સ્ક્રુ સાથે જોડી દો. પ્રથમ એક જોડવો. ત્યાંસુધી કશી અસર થશે નહિ, પણ બીજો તાર સ્ક્રુ સાથે જોડતાંજ ह ગ્લોબમાં म વીજળીનો દીવો થશે, અને નવસારનું દ્રાવણ પુરતી શક્તિવાળું રહેશે ત્યાંસુધી દીવો બળ્યા કરશે.

## બેટરીમાં વીજળી શીરીતે ઉત્પન્ન થાય છે ?

નવસારના દ્રાવણમાં ચિનાઈ માટીનું છિદ્રાળુ લેકલેન્ચીસેલ જ્યારે મૂકવામાં આવે છે ત્યારે નવસારના દ્રાવણનું શોષણ તે સેલ (ब) કરવા માંડે છે, અને સેલના મથાળે स્ક્રુની નીચે બે ઝીણાં ખુલ્લાં મોઢાનાં છિદ્ર હોય છે તે વાતાવરણની અંદરનો વાયુ અંદર દાખલ કરે છે. આ વાતાવરણનો વાયુ અને નવસારના દ્રાવણનું શોષણ એકત્ર થવાથી પોઝિટિવ વિદ્યુત્ પ્રવાહ ઉત્પન્ન થાય છે. સેલના પાણીમાં ડુબેલા ભાગથી સેલના ઉપ-

રાંધેલો નવસાર, અને બીજો શુદ્ધ નવસાર. આ પ્રયોગમાં શુદ્ધ નવસાર વાપરવો એ વધારે જરૂરનું છે.

(૧૦) ૬ ગ્લોબ (કાચનો) મોઢીયાવાળો મુખ્ય ચાર ભાગનો બનેલો હોય છે. ગ્લોબ, મોઢીયું, પેચ અને ચિનાઈ માટીનુ ગોળ પૌણું ચકતુ. આ ચારે સાધનો વારે વારે છુટાં પાડવાં નહિ. નહિ તો પેચ ખરાબ થઈ જશે.

(૧૧) તાંબાના તાર જોડવામાં સમાણીનો ઉપયોગ કરવાથી સરળતા વધશે.
આ પ્રયોગથી નીચે મુજબ સરલતા સમજાય છે.

(૧) બેટરી ફક્ત નવસાર નાખવાથીજ વીજળી ઉત્પન્ન કરે છે. નવસાર વસ્તુ નિર્ભય છે. એસીડ ઉપયોગમાં આવે એવી બેટરી કરતાં આ વધારે પસંદ કરવા લાયક છે. કારણ કે વિદ્યાર્થીઓ પાસે એસીડનું કામ કરાવવું જોખમ ભરેલુ છે.

(૨) નાનામાં નાના ગામડામાં પણ નવસાર મળી શકે.

(૩) દર પ્રયોગ વખતે માત્ર ૩ થી ૪ આનાનુંજ ખર્ચ થાય.

(૪) લેકલેન્ચી સેલવાળી બેટરીના સાહિત્યો ટકાઉ ને મજબુત હોય છે.

(૫) ઘણી ઓછી કિંમતમાં બેટરી, તાંબાના તાર, મોઢીયાં સહિત ગ્લોબ તૈયાર મળે છે. હાલમાં તે ૫ થી ૬ રૂપીઆ સુધીમાં મળી શકે છે, અને એક વખત લીધેલાં સાધન વર્ષો સુધી ચાલે છે.

(૬) આ પ્રયોગ કોઈ પણ વિદ્યાર્થી કે કોઈ પણ શિક્ષક ઘણીજ નિર્ભયતા અને સહીસલામતી સાથે કરી શકશે.

(૭) નાનામાં નાની પ્રાથમિક શાળામાં પણ આ પ્રયોગ થઈ શકશે.

આ પ્રયોગ સબધી ઉપર મુજબની મારી અંગત માહીતી છે. દરેક શિક્ષક પ્રયોગ વખતે પોતાને અનુકૂળ સગવડ અને વધારે અનુભવ કાર્ય કરવાથીજ મેળવી શકે, અને તેમાં તે સ્વતંત્ર પણ રહી શકે, અત્યાર સુધીની સર્વ બેટરી ડેનીયલ સેલ્ઝ વગેરે કરતાં આ બેટરી મને વધારે સુગમ પડવાથી મારો અનુભવ માત્ર જણાવ્યો છે. મનુષ્ય માત્રના અંગત અનુભવમાં કદાચ ખામી પણ હોય, તેવીજ રીતે આ પ્રયોગમાં આનાથી પણ વધારે અનુભવ જેમ જેમ થાય તેમ તેમ અનુકૂળતા વધે. ઉત્સાહી શિક્ષક બંધુઓ આવો કાંઈક અનુભવ લેતા અને દેતા થશે તો લીધેલો શ્રમ સફળજ થશે.

## કેળવણીખાતાની જાહેરખબર.

મ. એ. ઈ. સાહેબના તા. ૬-૬-૧૯. ના હુકમ નં. ૩૮૮૩ ઉપરથી.

મેસર્સ કરસનદાસ નારણદાસ અને સન્સ. નાણાવટ, સુરત.

તમારા તા. ૫ મી મે ૧૯૧૯ ના કાગળ નં. ૧૪૧ ના જવાબમાં જણાવવામાં આવે છે કે મ. ડિરેક્ટર સાહેબે તેમની ઓફિસના તા. ૨૭-૫-૧૯ ના હુકમ નં. ૨૭૩૬ થી "મેસર્સ દેસાઈ અને દિવાનજી કૃત ભૂગોળનાં મૂળતત્વો ભાગ ૨ જા" ની કિંમત ૦-૭-૬ ને બદલે વધારી ૦-૮-૬ કરવાની મંજુરી આપી છે. આ વધારો કામ ચલાઉ છે.

(સહી) એ. એમ. દિવાનજી
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર. ઉ. ભાગ વતી

---

## જપ્ત થયેલાં પુસ્તકો વગેરે.

(૧) મ. એ. ઈ. સાહેબના તા. ૧૨-૬-૧૯ નો હુકમ નં. ૪૦૯૧.

મુંબાઈ સરકાર, ન્યાયખાતું.

હુકમ નં. ૨૦૮૧. કિલ્લે મુંબઈ, ૧૮ મી માર્ચ ૧૯૧૯.

તા. ૨૮મી જાન્યુઆરિનો સંયુક્ત પ્રાન્તની સરકારનો ઠરાવ નં. ૩૧૫૪૯.

સને ૧૯૧૦ના ઇન્ડિઅન પ્રેસ એક્ટની કલમ ૧૨ ની પેટા કલમ ૧થી મળેલી સત્તાને આધારે આગ્રા તથા આઉધના સંયુક્ત પ્રાંતના લેફ્ટનન્ટ ગવર્નર સાહેબ ફરમાવે છે કે "ઓમ્ આર્ય કેલેન્ડર (પંચાંગ) ૧૯૧૯" નામનું હિંદી પંચાંગ સદરહુ કાયદાની કલમોમાં વર્ણવેલા મુદ્દાવાળું હોવાથી જ્યાં જડી આવે ત્યાં જપ્ત કરવામાં આવે છે.

(સહી) એમ. વેબ.
એક્ટિંગ ડે. સેક્રેટરી ટુ. ગવર્નમેન્ટ.

(૨) કિલ્લે મુંબાઈ ૧૮ મી માર્ચ, ૧૯૧૯.

નં ૨૦૫૬, વેપાર ઉદ્યોગખાતાનો હિંદી સરકારનો નીચેનો ઠરાવ ફરી પ્રસિદ્ધ કર્યો છે.

કસ્ટમ્સ ડયુટિઝ. (જકાત)

નં. ૨૨૧૬ ૬ દિલ્હી ૮-૩-૧૯૧૯.

સને ૧૮૭૮ ના દરિઆઈ માલને લગતી જકાતનો કાયદો તથા ૧૯૧૪નાં એક્ટ ૧૨ થી સુધરેલી કલમ ૧૯ થી મળેલી સત્તાને આધારે નામદાર ગવર્નર જનરલ ઇન કૌંસિલ ફરમાવે છે કે "ઇસ્લામ, આકીનને આવ્હાન—Islam a challenge to Faith. એસ. એમ. ઝ્વેમરકૃત—નામના પુસ્તકની કોઈ પણ નકલ દરીઆ કે જમીન માર્ગે બ્રિટિશ હિંદુસ્તાનમાં લાવવા મના છે.

(સહી) એ. એચ. લે.

સેક્રેટરી, ઇન્ડિઆ સરકાર.

(૩) ઠરાવ ન ૩.

મુંબાઈ સરકાર ન્યાયખાતું હુકમ નં. ૨૬૭૯.

કિલ્લે મુબાઈ. ૪થી એપ્રિલ ૧૯૧૯.

ઉપર વર્ણવેલા ઠરાવમાં લખેલું "સેમ્યુએલ એમ. ઝ્વેમરનું ઇસ્લામ-આકીનને આહવાન"—જપ્ત કરવામાં આવે છે.

(સહી) એ. એફ. કિન્ડરર્સ્લી.

એક્ટિંગ સેક્રેટરિ ટુ. ગવર્નમેન્ટ.

(૪) ઠરાવ ૪ થો.

મુંબાઈ સરકાર ન્યાયખાતું ન. ૩૫૯૦.

જંજિરે મુબાઈ. ૮મી મે ૧૯૧૯.

ઠરાવ.

મેસર્સ શૌકતઅલી અને મહમદઅલીએ તા. ૨૪ મી એપ્રિલ ૧૯૧૯ નો ચિન્દવારા મધ્યપ્રાંતથી લખેલો, અને મુંબાઈના 'મહેર' એન્ડ નીમરોઝ' નામના, ધર્મશાળા રોડ ઉપર આવેલા છાપખાનામાં છાપેલો હિંદુસ્તાનના નામદાર વાઈસરૉય અને ગવર્નર જનરલને મોકલેલો કાગળ સીધી કે આડકતરી રીતે, અનુમાન, સૂચના, સંબંધ, રૂપક કે તેવા કોઈ અર્થથી બ્રિટિશ સરકારની તરફ તિરસ્કાર ઉત્પન્ન કરાવનારો છે, માટે ૧૯૧૦ નાં એક્ટ ૧ની પેટા કલમ ૪માં લખ્યા મુજબ તે કાગળ તેમજ તેના તરજુમાની બધી નકલો જ્યાં મળી આવે ત્યાં જપ્ત કરવાનું ફરમાવવામાંઆવે છે.

સહી જે. ક્રેરર.

સેક્રેટરિ ટુ ગવર્નમેન્ટ.

(૫) મુંબઈ સરકાર ન્યાયખાતું. નં. ૩૭૨૪.
જંજિરે મુંબઈ, ૧૩ મી, મે ૧૯૧૯.
ઠરાવ.

અફઘાનિસ્તાનના અમીરે બહાર પાડેલું ફરમાન જેની શરૂઆતમાં "હું આ હુકમ મોકલું છું" અને છેવટે "અના મદદ કરો" એવા શબ્દો લખેલા છે તે ૧૯૧૦ ના ઇન્ડિઅન પ્રેસ એકટની કલમ ૪ ના પેટા કલમ ૧માં લખેલા શબ્દોવાળું છે, તેથી નામદાર મુંબઈના ગવર્નર સાહેબ તે અને તેમજ તરજુમા જ્યાં મળે ત્યાં જપ્ત થયેલા જાહેર કરે છે

સહી જે. ક્રેરર.
સેક્રેટરિ ટુ ગવર્નમેન્ટ.

ઠરાવ ૬.
મુબઈ સરકાર. ન્યાયખાતું. હુકમ નં. ૩૯૧૩.
કિલ્લે મુબઈ, ૧૯ મો મે ૧૯૧૯

તા. ૨૮ મી એપ્રિલ ૧૯૧૯ ના નં. ૨૫૦૪ હોમ ડિપાર્ટમેન્ટના દિલ્હીના ચીફ કમિશ્નર સાહેબનો ઠરાવ

સને ૧૯૧૦ ના પ્રેસ એકટની કલમ ૧૨ થી મળેલી સત્તાને આધારે દિલ્હીના ચીફ કમિશ્નર સાહેબ તા. ૨૮ મી એપ્રિલ ૧૯૧૯ ના દૈનિક પત્ર 'અખ્બાત'ની લખનૌમાં ઉર્દુમાં પ્રસિદ્ધ થયેલી બધી નકલો તથા ઉતારા જપ્ત થયેલા જાહેર કરે છે. તેમાંનુ લખાણ વાંધા ભરેલું છે.

(સહી) એ. મોન્ટગોમરી.
એસિસ્ટંટ ડેપ્યુટિ સુપ્રીન્ટેન્ડન્ટ ટુ ગવર્નમેન્ટ.

---

મ. એ. ઇ સાહેબનો તા. ૧૫-૭-૧૯ નો હુકમ નં. ૫૬૫૭.

નીચેનો મ. ડિરેકટર ઓવ પબ્લીક ઇન્સ્ટ્રકશન સાહેબનો હુકમ નં. ૩૭૭૨, તા. ૧૨-૭-૧૯ નો શિક્ષક વર્ગની જાણ સારૂ પ્રસિદ્ધ કરવામાં આવે છે.

ગુજરાતી વાચનમાળા પુસ્તક ૫ માનો પાઠ ૫૪ મે છાપેલી કવિતાની પહેલી ત્રણ કડીઓ એક કાવ્યની ગણવી, પછીની ત્રણ બીજા કાવ્યની છે, બન્ને જુદાં કાવ્ય છે એમ સમજી લેવું. યોગ્ય સુધારો તે પુસ્તકની નવી આવૃતિમાં થશે.

પુના
તા. ૧૨-૭-૧૯

(સહી) કે. એમ. દીક્ષિત.
ડિરેકટર ઓવ પબ્લીક ઇન્સ્ટ્રકશન વગેરે.

## જાહેરખબર.

### અમદાવાદ પ્રે૦ રા૦ ટ્રેનિંગકોલેજની વાર્ષિક પરીક્ષા.

અમદાવાદ. પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજની પહેલા, બીજા તથા ત્રીજા વર્ષની તેમજ ઉર્દુ ક્લાસના ૧ લા તથા ૨ જા વર્ષની વાર્ષિક પરીક્ષા તા. ૧ લી ઓક્ટોબર ૧૯૧૯ ને બુધવાર તથા તે પછીના દિવસોએ સદરહુ કોલેજના મકાનમાં લેવામાં આવશે.

K. A. Bala.
પ્રિન્સિપલ,
પ્રે૦ રા૦ ટ્રેનિંગ કોલેજ—અમદાવાદ.

## જાહેરખબર.

### પ્રાવેશિકપરીક્ષા.

અમદાવાદ પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગકોલેજની પ્રાવેશિક પરીક્ષા તા. ૨૮ મી ઓક્ટોબર ૧૯૧૯ ને મંગળવાર તથા તે પછીના દિવસોએ સદરહુ કોલેજના મકાનમાં લેવામાં આવશે.

પરીક્ષામાં લેવાના વિષયઃ—અંકગણિત, ભૂમિતિ, ભાષા અને વ્યાકરણ, વાચન તથા નિબંધ.

K. A. Bala.
પ્રિન્સિપલ,
પ્રે૦ રા૦ ટ્રેનિંગકોલેજ—અમદાવાદ.

## શુદ્ધિપત્ર.

| | | | |
|---|---|---|---|
| પુસ્તક ૫૭ મું | પાનું. | પંક્તિ | |
| | ૩૪૦ | ૪ | કિંમત છપાઇ છે તે ગણવાની નથી. |
| પુસ્તક ૫૮ મું | ૧૫૨ | ૧૨ | 'મુજાહમત' ને બદલે મુજાહિમત. |
| „ | „ | „ ૨૩ | મુદાને બદલે મુદ્દઆ |
| „ | „ | ૧૭૦ થી પહેલું | પાકને બદલે પાદ |
| | | ૧૭૨ આસન | |
| „ | પુઠુ | વિષય ૮ | 'ઉત્તર' ને બદલે ઉત્તમ |
| „ | ૧૨૯ | ૨ જી તથા ૪ થી | 'સિંધ શબ્દ શરૂઆતમાં મૂકવો. |

(કે. આ. ના. મે. એ ઈ. સાહેબના તા. ૩૦-૫-૧૯ ના હુકમ નં. ૩૧૪૮ ઉપરથી.)

## જાહેર ખબર.

પ્રાથમિક નિશાળો માટે મંજુર કરેલી ચોપડીઓની યાદી સર્વની જાણ માટે પ્રસિદ્ધ કરવામાં આવે છે.

| નંબર. | ચોપડીનું નામ. | જે ભાષામાં છપાઇ હોય તેનું નામ. | શામાટે મંજુર થઈ | કિંમત. રૂ. | આ | પા | રિમાર્ક. |
|---|---|---|---|---|---|---|---|
| ૧ | ભોપાળના રાજકર્તા હમીદુલ્લાના બેગમ સીકે મુબારક. [ સાહેબા. | ઉર્દુ | ઉર્દુ નિશાળોમાં ચલાવવા માટે. | | | | |
| ૨ | ભાર્ગવ રામજીદાસ, હજરતગંજ-લખનૌ બચ્ચોં કે બાગ પ્હેલી ફૂલવારી | ઉર્દુ | એજન | ૦ | ૦ | ૯ | |
| ૩ | " દુસરી ફૂલવારી | ઉર્દુ | એજન | ૦ | ૧ | ૩ | |
| | બ્રજબાસીલાલ, એસિસ્ટંટ ઇન્સ્પેકટર ઓફ સ્કૂલ્સ, કમાઉન ડિવિઝન. | | | | | | |
| ૪ | ભૂગોળનો નકશો દોરવા વિષે ચોપાનીયું. | ઉર્દુ | ઉર્દુ નિશાળોમાં લાયબ્રેરી માટે. | | | | |
| ૫ | હિંદુસ્તાનની ભૂગોળને લગતી સમાપ્તિ (Finis) | " | " | ૦ | ૧ | ૦ | [ જડેલો |
| ૬ | ઉર્દુ બારાખડીનો નકશો. | " | " | ૧ | ૧૦ | ૦ | કપડા ઉપર |
| | | | | ૦ | ૧૦ | ૦ | સારો (જડેલો નહિ) |
| ૭ | નકશો નં ૪. બે બાજુનો (Two-eyed) | " | " | ૧ | ૦ | ૦ | ક. ઉ. જડેલો |
| | | | | ૦ | ૬ | ૦ | જડેલો નહિ |
| ૮ | નકશો નં. ૫ શુદ્ધ લેખન સંબધી નિશાનીઓના જુદા જુદા વર્ણોચ્ચાર | " | ઉર્દુ નિશાળોમાં ચલાવવા માટે. | ૧ | ૦ | ૦ | ક ઉ. જડેલો |
| | | | | ૦ | ૬ | ૦ | જડેલો નહિ. |

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| ૯ | હિંદુસ્તાનની ભૂગોળ | " | ઉર્દુ નિશાળોમાં ચલાવવા માટે | ૦ | ૧૮ | ૦ | |
| ૧૦ | ગણિત વિષયવાળી ભૂગોળ<br>મુંબઈ કે એચ અમદાવાદ. | " | | ૦ | ૪ | ૦ | |
| ૧૧ | સાધુ સ્વપ્ન<br>ઓનરરી સેક્રેટરી અંજુમને તરક્કી ઉર્દુ, ઔરંગાબાદ (દખ્ખણ) | ગુજરાતી | ટ્રેનિંગ કાલેજોમાં ચલાવવા માટે | ૧ | ૮ | ૦ | |
| ૧૨ | અબ્ર-કુમર, કર્ત્તા, મૌલવી હુસેન. | | ઉર્દુ નિશાળોમાં લાયબ્રેરી માટે. | ૦ | ૧૨ | ૦ | |
| ૧૩ | રીત સહાએ-જઝબાત, કર્ત્તા, અબદુલ મજીદ | | | ૧ | ૮ | ૦ | |
| ૧૪ | નેપોલીઅન-એ-આઝમ-પાંચ ભાગોમાં.<br>કર્ત્તા સૈયદ મહમદ મોઈનુદ્દીન<br>જલાલુદ્દીન એમ. એચ મુખ્ય મોલવી.<br>સરકારી હાઈસ્કૂલ, કાનપુર. | ઉર્દુ | "<br>" | ૧<br>૧૨ | ૦<br>૦ | ૦<br>૦ | ઉત્તમ જાત<br>મધ્યમ જાત. |
| ૧૫ | સારા અક્ષર ઉપર એક નાનું ચોપાનીયું. | " | " | ૦ | ૧ | ૦ | |
| ૧૬ | ગઝના-એ-ઉર્દુ. | " | ઉર્દુ નિશાળોમાં ઇનામ તથા લાયબ્રેરી માટે. | ૦ | ૧૦ | ૦ | |
| ૧૭ | અક્ષરનો નકશો નં. ૧ | " | ઉર્દુ નિશાળોમાં ચલાવવા માટે. | | | | |
| ૧૮ | " " નં. ૨ | | " | | | | |
| ૧૯ | " નકશો નં ૩ | " | " | | | | |
| ૨૦ | " " નં. ૪ | " | " | | | | |
| ૨૧ | ખઝીન-એ-ઉર્દુ | " | ઉર્દુ નિશાળોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. | ૦ | ૧૨ | ૦ | |
| ૨૨ | નવી ઉર્દુ કોપી સ્લીપ. નં. ૧ | | | ૦ | ૦ | ૯ | |
| ૨૩ | " " નં. ૨ | | | ૦ | ૦ | ૯ | |
| ૨૪ | " " નં ૩ | " | | ૦ | ૦ | ૯ | |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ૨૬ | ઉર્દુ દસ્કત શીરીઝવાળા નં. ૧ | ઉર્દુ | ઉર્દુ નિશાળોમાં ચલાવવા માટે. | ૦ | ૧ | ૦ |
| ૨૭ | " " " નં. ૨ | " | | ૦ | ૧ | ૦ |
| ૨૮ | " " " નં. ૩ | " | | ૦ | ૧ | ૦ |
| ૨૯ | " " " નં. ૪ | " | | ૦ | ૧ | ૦ |
| ૩૦ | ઉર્દુ અક્ષરની કોપી ભાગ. ૧ લો. | | | ૦ | ૧ | ૩ |
| ૩૧ | " ભાગ, ૨ જો. | | | ૦ | ૧ | ૩ |
| ૩૨ | " ભાગ. ૩ જો. | | | ૦ | ૧ | ૩ |
| ૩૩ | " ભાગ. ૪ થો. | | | ૦ | ૧ | ૩ |
| | લાલા શિવદયાળ એમ. એ. રિટાયડ ઈન્સ્પેક્ટર ઓફ સ્કૂલ્સ, લાહોર | | | | | |
| ૩૪ | ઉર્દુકા નયા કાયદા, ભાગ ૧ લો | ઉર્દુ | ઉર્દુ નિશાળો લાયબ્રેરી માટે. | ૦ | ૯ | ૬ |
| ૩૫ | " ભાગ ૨ જો. | | | ૦ | ૯ | ૩ |
| ૩૬ | " તરીક-એ-તાલીમ. | | | ૦ | ૭ | ૩ |
| | લોંગમેન્સ ગ્રીન અને કંપનિ, મુંબઈ. | | | | | |
| ૩૭ | તરીક-એ-સઆદત ભાગ ૧ લો. કર્તા મોલવી સૈયદ મહમદ અમીન કસ્તુરી | ઉર્દુ | ઉર્દુ નિશાળોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. | ૦ | ૮ | ૦ |
| ૩૮ | " ભાગ ૨ જો કર્તા મોલવી સૈયદ મહમદ અમીન-કસ્તુરી. | | " | ૯ | ૮ | ૦ |
| | મેકમીલન અને કંપની મુંબઈ | | | | | |
| ૩૯ | મેકમીલનના ઉર્દુ વાચનના પાના. પ્રાથમિક નિશાળો માટે (૧૩ નકશાનો સમૂહ) | ઉર્દુ | ઉર્દુ નિશાળોમાં ચલાવવા માટે. | ૧૦ | ૦ | ૦ |
| | એમ ફીરોઝદીન એન્ડ સન્સ, લાહોર. | | | | | |
| ૪૦ | શીકત-એ-ઇસ્લામ. મેનેજર મોહોમેડન ટ્રેક્ટ એન્ડ બુક ડીપો, યાઝી | " | " | ૬ | ૮ | ૦ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| | ગેઝેટ, લાહોર. | | | | | |
| ૪૧ | 'કિતાબે-અલી-ઉલ-મુર્તઝા' ઉર્દુ 'કુર્બઅદ-એ કામીલ' કર્તા અબદુલ વાહિદ મહમદ મૌલવી નાઝીર અલી, રિટાયર્ડ એસિસ્ટંટ ઇન્સ્પેકટર ઓવ્ સ્કુલ્સ, લાહોર. | ઉર્દુ | ઉર્દુ નિશાળોમાં ઇનામ અને લાયબ્રેરી માટે. | ૧ | ૧૦ | ૦ |
| ૪૨ | લોર્ડ રોબર્ટસ કી કહાણી ઉર્દુ. પ્રોપ્રાઇટર, ધી ઝમાના પ્રેસ કાનપુર | ઉર્દુ | ઉર્દુ સ્કુલોમાં લાયબ્રેરી માટે. | ૦ | ૪ | ૦ |
| ૪૩ | ખયાલાત-એ-અઝીઝ કર્તા, મૌલવી મહમદ અઝીઝ મીરઝા બી. એ. | ” | ઉર્દુ નિશાળોમાં લાયબ્રેરી માટે. | ૧ | ૦ | ૦ |
| ૪૪ | સયર-એ-દરવેશ કર્તા મુનશી પ્રેમચંદ. | | ” | ૦ | ૪ | ૦ |
| ૪૫ | તારીક-એ. દૌલતમંડી કર્તા હકીમ બાંકીલાલ | | ” | ૦ | ૫ | ૦ |
| ૪૬ | ઉર્દુ મઝમુમ નવીસી કર્તા બાબુ નાનકપ્રસાદ બી. એ. સુપ્રિન્ટેન્ડન્ટ, નવલકિશોર પ્રેસ લખનૌ. | ઉર્દુ | | ૦ | ૧૦ | ૦ |
| ૪૭ | ઉર્દુ કોપી સ્લીપ નં. ૧ | ઉર્દુ | પ્રાથમિક નિશાળોમાં ચલાવવા માટે. | | | |
| ૪૮ | ” નં. ૨ | | | | | |
| ૪૯ | ઉર્દુ-તખ્તી સ્લીપ નં. ૧ | | ” | | | |
| ૫૦ | ” નં. ૨ તિલોકચંદ મહેરૂમ, બીજા શિક્ષક એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ ઇસાખેલ જિલ્લા પંજાબ | | ” | | | |
| ૫૧ | કલમ-એ-મહેરૂમ | ઉર્દુ | ઉર્દુ નિશાળોમાં લાયબ્રેરી માટે. | ૦ | ૧૨ | ૦ |

ઓફિસ ઓવ્ ધી ડિરેક્ટર ઓવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન, } સહી. K. S. Dikshit,

ડિરેક્ટર ઓવ પબ્લિક ઇન્સ્ટ્રક્શની વતી

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૮મું. સપ્ટેમ્બર સને ૧૯૧૯. અંક ૯ મો.

## માબાપ, શિક્ષક અને બાળક.

આજકાલ નિશાળમાં ભણતાં બાળકોની નીતિ કે ચારિત્ર જેવી બીજી કોઈ જાતની ન્યૂનતાને અંગે કોણ જવાબદાર ગણી શકાય એ પ્રશ્ન ચર્ચાનું સ્થાન થઈ પડ્યો છે. માબાપ પોતાનાં બાળકોના દોષને માટે શિક્ષકને જવાબદાર ગણે છે; શિક્ષકો માબાપનો દોષ કાઢે છે. આ સંબંધે ઈંગ્લાંડના નીતિ તથા કેળવણીને લગતા મંડળે એક નાનું ચોપાનીયું છાપી કેટલાક વિચારો દર્શાવ્યા છે તે મનન કરવા યોગ્ય હોવાથી નોંધીએ છીએ.

કેટલાક એમ માને છે કે શિક્ષક એકલોજ બાળકોને કેળવવાનું સઘળું કામ કરી શકે. આ વાત સત્ય નથી. ઘર કરતાં શાળાનું કેળવણીમાં ઉતરતું સ્થાન છે. શાળામાં બાળકોને એક સમગ્ર વર્ગમાં શિક્ષણ લેવાનું હોય છે. શિક્ષકો ધારે તોપણ વ્યક્તિપરત્વેનું ધ્યાન પુરૂં ન આપી શકે. દરેકને સામાન્ય વિષયો શીખવાના હોય છે. જે શીખવાતું હોય તેજ શીખવું પડે છે. એ બધું જ્ઞાન ઉપયોગી તથા આવશ્યક છે; પરન્તુ દરેકને જુદું, તેમજ અંગત ધ્યાનનો વિચાર કરી કેળવવું અનુકૂળ નથી થતું. કેળવણીનો હેતુ માત્ર જ્ઞાન આપવાનો હોઈ શકે નહિ. બાળકોની શક્તિઓનો વિકાસ એજ કેળવણીનો મુખ્ય ઉદ્દેશ છે. આ શક્તિઓનો વિકાસ કરવાનું કાર્ય શાળામાં કે શાળા બહાર નિરન્તર ચાલ્યા કરે છે. શાળા બહાર તે વધારે ખીલે છે કેમકે વિદ્યાર્થીઓને શાળા બહારનાં સ્થળોએ પુરતી સ્વતંત્રતા અને ઓછા અંકુશ હોય છે. બાળક પોતે પોતાની ગમતી વસ્તુઓ આનંદથી ભોગવે છે.

વિચારવાની બાબત એ ઉપસ્થિત થાય છે કે બાળકમાં આશ્ચર્યજનક શક્તિઓ છે. તેનો ભાગ્યેજ વિકાસ થવા દઈએ છીએ. શાળાનું જીવન શરૂ થતાં પહેલાં તેનો વિકાસ થવો જોઈએ શાળા શરૂ કરતાં પહેલાં શાળામાં અને મોટી ઉંમરે—એટલે દરેક સમયે—માબાપે બનતો યત્ન કરી આ વિકાસમાં સાહાય્યભૂત થવું જોઈએ.

કેળવણીના બે મુખ્ય મુદ્દા ચારિત્ર તથા જ્ઞાન છે. તેમાં ચારિત્ર વિશેષ અગત્યનો વિષય છે. જ્ઞાન જીવનવ્યવહાર સરળ કરે છે. તેના વિના કેટલીક વખતે કાર્યપરિપૂર્ણતા અટકે છે. જ્ઞાન શિક્ષક આપે છે. ચારિત્ર એ આત્માનો ગુણ છે, જીવનનું સત્વ છે. માબાપજ તેની ઉચ્ચતા ... શિક્ષક પણ બનતું કરે છે. ઉમદા ચારિત્રવાન પુરુષોનાં જીવનદૃષ્ટાંત તેમની સમીપ રજુ કરે છે. ઇતિહાસ તથા સાહિત્યના વિષયોદ્વારા બાળકોને સારૂં ચારિત્ર પ્રાપ્ત કરવા પ્રેરે છે, બળ આપે છે. ધાર્મિક ગ્રંથોના વિષયો પણ તેવીજ ઉપયોગિતાવાળા છે. શિક્ષક આટલું કરે છે છતાં ચારિત્ર ઘડવાનું મુખ્ય સ્થળ ઘર છે, અને તેમાંજ માબાપે શિક્ષકની સાથે રહી સહાનુભૂતિ દર્શાવી સક્રિય સાહાય્ય આપવાની છે. માબાપની મુશ્કેલીઓ સુવિદિત છે. બાળકો વહાણામાં જાગ્રત થાય તે પહેલાં તો પોતાને ધંધે તેમને ચાલવા જવું પડે છે, રાતે થાક્યાપાક્યા આવે એટલે પોતાનાં બાળકો સાથે બેસી નીતિ કે જ્ઞાનની બાબતોનો બોધ આપી શકવા જેટલી શક્તિ કે અવકાશ તેમને હોતો નથી. માતાને ઘરકામ તથા પોતાના પતિને વખતસર જમાડી નોકરી ઉપર મોકલવાના કાર્યમાં બધો વખત વ્યતીત કરવાનો હોય છે. વસ્તુસ્થિતિ આવી છે, છતાં કહી શકાય કે બાળકોની કાળજી રાખવી એ માતાનું પ્રથમ કર્તવ્ય છે. તમારાં બાળકો ભવિષ્યમાં મહાન થાય એ ઉમેદ તમે રાખો. બાળકના આત્મામાં ભવિષ્યની મહત્તાના જે અંકુરો છુપા હોય તેનો વિકાસ થવામાં શિક્ષકના મદદગાર બનો. ગૃહજીવનજ આ ભવિષ્યના ઉમદા ઝાડને ઉછેરવામાં સૂર્યના પ્રકાશરૂપે છે. આશા છે કે નીચેના નિયમો ઉપયોગી થઈ પડશે.

(૧) બાળકના શિક્ષકને મળો. (૨) બાળક સાથે મિત્રભાવ રાખો (૩) તમારા બાળક સાથેના દરેક કાર્યમાં સ્પષ્ટ તથા શુદ્ધ પ્રેમ દર્શાવો. (૪) શાળાને ઉતારી પાડશો નહિ (૫) બાળકોની રમત તથા સોબતીઓ ઉપર દેખરેખ રાખો. (૬) બાળકોને સ્વાશ્રયી બનવામાં તેમજ બીજાને મદદ આપવાને ઉત્તેજો.

આ નિયમો આવશ્યક છે. સરકાર કાયદારૂપે આવી ફરજો નાખી શકે નહિ, માટે માબાપો રાજ્યને કંઈ પણ લાભ આપી શકે તો માત્ર આવી રીતે બાળકોના ચારિત્રને ઘડવામાં ધ્યાન આપે ત્યારેજ. આથી સારા શહેરી ઉત્પન્ન થશે, અને માબાપ તથા શિક્ષકના સંયુક્ત ઉદ્યોગથી બહાર પડેલા વિદ્યાર્થીઓ ઉત્તમ જ્ઞાન તથા ચારિત્રવાળા નીવડશે એ નિર્વિવાદ છે.

## શબ્દલેખન.

( લેખક—રતનશી પુરુષોત્તમ અનડા—અમદાવાદ. )

( ગયા અંકથી ચાલુ. )

### શબ્દલેખન.

શબ્દલેખનમાં થતા સામાન્ય દોષો ને તેના નિવારણના ઉપાય અ-ગાઉ દર્શાવ્યા પછી હવે સારૂં શબ્દલેખન કયું ને તેને માટે વિશેષ શું કરવાની જરૂર છે તે અત્રે દર્શાવવામાં આવે છે.

### સારૂં શબ્દલેખન.

જે લેખન શુદ્ધ, સ્વચ્છ, સારા મરોડદાર અક્ષરવાળું ને લેખનના દોષો વગરનું હોય તે સારૂં લેખન કહેવાય.

### શુદ્ધ ને સારૂં શબ્દલેખન કરાવવાના ઉપાય.

૧. લેખનમાં થતા સામાન્ય દોષો શિક્ષકે ધ્યાનમાં રાખવા, ને તેવા દોષો બાળકો ન કરે તેની તેણે સતત કાળજી રાખવી.

૨. શિક્ષકે પોતે શુદ્ધ ઉચ્ચારે ને સ્પષ્ટ બોલવું.

૩. શિક્ષકે પોતે દોષરહિત ને નમુનાલાયક લખવું.

૪. બાળકોના હાથ, કપડાં ને સ્લેટો સ્વચ્છ રખાવવાં.

૫. દરેક બાળક પાસે લખવાની પેન મોટી રખાવવી.

૬. સ્લેટમાં કુટપટી કે એવા બીજા કોઈ સાધનથી લીટીઓ દોરાવવી. દોરેલી લીટીઓ બધાંની લગભગ એક સરખા છેટાની હોવી જોઈએ. સારે આંકતાં આવડ્યા પહેલાં લખાવવાની ઉતાવળ કરવી નહિ.

૭. આંકેલી લીટીઓમાં શબ્દો કેવી રીતે લખવા તેનો નમુનો શિક્ષક કાળા પાટીયા પર આપવો, ને બાળકો પાસે તેની નકલ કરાવવી. (નકલ કરવામાં ભૂલ ન કરે તે પહેલાં નકલ કરાવવાનું બંધ કરવું નહિ.)

૮. જે શબ્દો બાળકોએ વાંચ્યા હોય કે સાંભળ્યા હોય તેજ લખાવવા. તદ્દન નવા ને અપરિચિત શબ્દો હોય તે રીતસર કાળા પાટીઆ પર શીખવ્યા સિવાય કદી લખાવવા નહિ.

૯. લખાવતી વખતે બાળકો સમજી શકે તેવી રીતે ઉચ્ચાર કરવો, ને તેમ કરતાં જોઈએ તેથી વધારે ઉતાવળ કે વિમાસ કરવી નહિ.

૧૦. કોઈ પણ શબ્દ એકથી વધારે વાર બોલવો નહિ.

૧૧. લખાવતી વખતે બાળકોને વચ્ચે બોલવા દેવાં નહિ, કેમકે તેમ કરતાં તે ધ્યાનથી સાંભળતાં નથી ને બીજાંને હરકત થાય છે.

૧૨. લખાવી રહ્યા પછી બાળકોને પોતાનું લખાણ વાંચી જવા કહેવું. તેથી તેમને પોતાની ભૂલો શોધવાની ટેવ પડશે.

૧૩. લખાવેલું જોતી વખતે સામાન્ય દોષો પૈકીનો કોઈ પણ દોષ કર્યો હોય તે જવા દેવો નહિ.

૧૪. જોઈ રહ્યા પછી થએલી ભૂલો બાળકો પાસે જ સુધરાવવી ને તેમ કરતાં તેમણે શી ભૂલ કરી છે તે પર તેમનું બરાબર લક્ષ ખેંચવું.

૧૫. ભૂલો કરેલા શબ્દો બાળકો પાસે ફરીને લખાવવા.

૧૬. થોડી ભૂલો ને સારા અક્ષર લખનારને નંબર આપવા.

## શબ્દલેખનને વખતે વિદ્યાર્થીની સ્થિતિ.

૧. વિદ્યાર્થીઓની આગળ ઢળતી ટેબલો રાખવી, તેવી ટેબલો પર સ્લેટો રાખીને બાળકો લખે તેમ કરવું, પણ જો તેવી સવડ ન હોય તો ખોળામાં સ્લેટો રખાવવી.

૨. સ્લેટો આંખની બહુ નજીક તેમ બહુ દૂર રાખવા ન દેવી.

૩. સ્લેટો ડાબા હાથમાં પકડાવવી. તેમ કરતાં તે હાથનાં ૪ આંગળાં નીચે ને અંગુઠો ઉપર રાખે તેમ કરવું.

૪. પ્રકાશ ડાબી બાજુએથી આવે તેમ બાળકોને બેસાડવાં.

૫. બાળકો એક બીજાનું જોવાને લલચાય નહિ તેવી રીતે બેસાડવાં.

૬. પેન જમણા હાથમાં પકડાવવી તે એવી રીતે કે પેન અંગુઠા ને તેની પાસેની આંગળી વચ્ચે રહે.

૭. લખતી વખતે બાળકો બહુ ઉતાવળ કે વિમાશ ન કરે તે ધ્યાનમાં રાખવું.

૮. બાળકોને અંદર અંદર વાત કરવા ન દેવી.

૯. બાળકોનું ધ્યાન શિક્ષકના અવાજ પર હોવું જોઈએ.

૧૦. લખતી વખતે બાળકો બહુ વાંકાં ન વળે, પેનનો અવાજ ન કરે, પેન પર બહુ ભાર ન દે, વગેરે પર ધ્યાન રાખવું.

---

## SUMMARY OF THE TERMS OF PEACE WITH GERMANY.

## જર્મનિ સાથે કરેલી સુલેહની શરતોનો સારાંશ.

"દેશ પરદેશની નીતિ અને કોલકરારોની પવિત્રતા સામે એક મહાન ગુન્હો" કરવા માટે માજી કૈસર ઉપર મિત્રરાજ્યોએ જાહેર તોહમત મુક્યું છે.

તેને સોંપી દેવા માટે હોલાન્ડ પાસે માગણી કરવામાં આવશે.

લડાઈના કાયદા અને નિયમોનો જે શખશોએ ભંગ કર્યો હોય તેમનો ઈન્સાફ કરવા સારૂ મિત્રરાજ્યો તરફથી લશ્કરી અદાલતો સ્થાપવામાં આવશે.

જે શખશો ઉપર એવું તોહમત મૂકવામાં આવ્યું હોય તેમને જર્મનિએ સોંપી દેવા.

### બેલ્જીયમ.

મિત્રરાજ્યો સને ૧૮૩૯ના કોલકરારોને બદલે જે કાંઈ પણ કન્વેન્શન કરે તેને જર્મનિએ અગાઉથી મંજુરી આપવી.

મોરેસ્નેટ ઉપરની બેલ્જીયમની સંપૂર્ણ રાજ્યસત્તાનો જર્મનિએ સ્વીકાર કરવો.

યુપેન તથા માલ્મેડી ઉપરના સર્વ હકો જર્મનિએ છોડી દેવા.

### લકસેમ્બર્ગ.

૧ લી જાન્યુઆરિ સન ૧૯૧૯ થી લકસેમ્બર્ગની ગણ કરી જર્મન ઝોલેવેરિનનો ભાગ તરીકે ગણાતી બંધ પડશે.

### રહાઈનનો ડાબો કિનારો.

રહાઈનની પૂર્વે ૫૦ કિલોમિટરની અંદર કાંઈ પણ કિલ્લેબંધી રાખવી નહિ, અથવા બાંધવી નહિ. તે પ્રદેશમાં કાંઈ પણ હથિયારબંધ લશ્કર રાખવું નહિ.

### ધી સારે બેઝિન.

સારે ખાતેની કોલસાની ખાણોની સંપૂર્ણ માલકી ફ્રાન્સને આપી દીધી છે.

તેની કિંમત રેપેરેશન કમિશન નક્કી કરશે અને તે જર્મનિની જવાબદારી પેટે જમે કરવામાં આવશે.

લીગ ઓફ નેશન્સ (પ્રજા સંઘ) તરફથી નિમાયલા પાંચ જણનું કમિશન સદરહુ મુલકનો રાજ્યાધિકાર ચલાવશે, અને તેને સ્થાનિક હેતુઓ માટે કર નાખવાની સંપૂર્ણ સત્તા રહેશે.

સદરહુ મુલકને ફ્રેન્ચોની કસ્ટમ્સ પદ્ધતિ લાગુ પડશે.

ત્યાંના લોકો ફ્રાન્સ સાથે કે જર્મનિ સાથે રહેવા માગે છે તે પંદર વર્ષ પછી કોમ્યુનદ્વારા પ્રજામતથી નક્કી કરવામાં આવશે.

જર્મનિને પાછા સોંપવામાં આવેલા કોઈ પણ ભાગમાંની ફ્રેન્ચ ખાણોની કિંમત કરાવીને તે ખરીદી લેવાશે આવશે.

## આલ્સેસ લોરેઈન.

સને ૧૮૭૧ માં સોંપેલા મુલકો, જાહેર દેવાથી મુક્ત, ફ્રાન્સને પાછા સોંપી દેવા.

રેલ્વેઓ તથા ટ્રામ્વેના છુટછાટો ફ્રાન્સને પ્રાપ્ત થશે.

રહાઈનના પૂલો ફ્રાન્સને મળશે.

## જર્મન-ઓસ્ટ્રિઆ.

જર્મનિએ જર્મન-ઓસ્ટ્રિઆનું "કુલ સ્વતંત્રપણું" સ્વીકારવું.

## ઝેકો—સ્લોવાકિઆ.

રૂથેનિયનોના સ્વરાજ્ય સત્તાવાળા મુલકોસુદ્ધાં, ઝેકો સ્લોવાકિઆની સંપૂર્ણ સ્વતંત્રતા સ્વીકારવામાં આવી છે.

## પોલેન્ડ.

જર્મનિએ પોસન તથા વિશ્ચુલાની પશ્ચિમ તરફનો વેસ્ટ પ્રશિઆનો મુલક પોલેન્ડને આપવો. પણ પોમેરાનિયા તથા વેસ્ટ પ્રશિઆ વચ્ચેની ઐતિહાસિક સરહદ માન્ય રાખવી જોઈશે. અને પોલેન્ડના અગાઉના રાજ્યની બહારનો જર્મનિનો કાંઈ પણ ભાગ પોલેન્ડને આપવામાં આવશે નહિ. પોલેન્ડને સિલિસિયા આપી દેવાના પ્રશ્નનો ફેંસલો મિત્રરાજ્યોના નિર્બંધ હેઠળ પ્રજામતથી કરવામાં આવશે. જર્મનિની પૂર્વ સરહદ બાબતના પ્રશ્ન ઉપર મિત્રરાજ્યો ખુશીથી ફરી વિચાર ચલાવશે.

## ઇસ્ટ પ્રશિઆ.

ઇસ્ટ પ્રશિઆની દક્ષિણ અને પૂર્વ સરહદો પ્રજામતથી નક્કી કરવામાં આવશે.

સુલેહના પંદર દિવસની અંદર જર્મન લશ્કર અને અધિકારીઓએ ઈસ્ટ પ્રશિઆ છોડી ચાલ્યા જવું.

ઇન્ટરનેશનલ કમિશને, "સ્વતંત્રપણે, વાજબી રીતે અને ગુપ્ત રીતે મત" લેવાની ગોઠવણ કરવી.

વિસ્ચુલા ઉપર જવા આવવાનો અને પુરેપુરો ગસ્ત હક ઇસ્ટ પ્રશિઆને ખાત્રીપૂર્વક મળે એવા નિયમો પાચ રાજ્યો ઘડી કાઢશે.

લિથુનિયન મુલકોનો દરજ્જો હજીસુધી નક્કી થયો નહીં હોવાથી મેમેલ આગળનો ઇસ્ટ પ્રશિઆનો ઈશાન ખુણો એસોશિએટેડ પાવર્સને આપી દેવો.

ઇસ્ટ પ્રશિઆ અને જર્મનિના બાકીના મુલક વચ્ચે આવજા કરવાની છૂટ છે.

## ડેન્ઝીગ.

ડેન્ઝીગનું સ્વતંત્ર શહેર, લીગ ઓફ નેશન્સની બાંયધરી હેઠળ, પોલેન્ડની કસ્ટમ્સ સરહદની અંદર દાખલ કર્યું છે.

## ડેન્માર્ક.

આખા ઉત્તર શ્લેસ્વીગમાં અને મેન્ટ્રલ શ્લેસ્વીગના કેટલાક ભાગોમાં કોમ્યુનદ્વારા મત લઈને ડેનિશ જર્મન સરહદ નક્કી કરવામાં આવશે.

સુલેહ પછી દશ દિવસની અંદર જર્મન લશ્કર તથા અધિકારીઓએ ચોક્કસ પ્રદેશો છોડી ચાલ્યા જવું.

મત લેવાનું કામ ચાલે તે દરમિઆન સદરહુ પ્રદેશ ઇન્ટરનેશનલ કમિશનના હવાલા હેઠળ રહેશે અને તે કમિશનના બે મેમ્બરો નોર્વે તથા સ્વીડન નીમશે.

જે મુલકો ડેન્માર્કની તરફેણમાં મત જણાવે તે મુલકોમાંથી જર્મનિએ રાજ્યાધિકારના હક છોડી દેવા.

## હેલિગોલેન્ડ

હેલિગોલેન્ડ તથા ડ્યુનની સઘળી કિલ્લેબંધીઓ, લશ્કરી થાણાંઓ અને બંદરોનો મિત્રરાજ્યોની દેખરેખ હેઠળ જર્મનિના ખર્ચે અને જર્મનિના મજુરો કામે લગાડીને નાશ કરવામાં આવશે.

એવાં કોઈ પણ કિલ્લેબંધી વગેરે કામો ભવિષ્યમાં પાછાં કરવા દેવામાં આવશે નહિ.

### રશિયા.

અગાઉના રશિયન રાજ્યમાં જે સઘળા મુલકો સમાયલા હતા તેનું પૂર્ણ સ્વતંત્રપણું જર્મનિએ સ્વીકારવું.

સને ૧૯૧૭ના નવેમ્બર માહના પછીની બ્રેસ્ટ–લિટોવ્સ્કની સંધિ અને રૂસોજર્મન કોલકરારો રદ કર્યા છે.

આ સુલેહના સિદ્ધાંતો ઉપરથી રશિઆએ જર્મનિ પાસેથી જે પાછું મેળવવાનું હોય તે ઉપર મિત્ર રાજ્યોએ સઘળા હક પોતાને સ્વાધીન રાખ્યા છે

### સંસ્થાનો તથા દરિયાપારના મુલકો.

સંસ્થાનો તથા દરિયાપારના મુલકોપરના જર્મનિના સઘળા હક્કો તથા દાવાઓ મિત્રરાજ્યો તથા એસોશિએટેડ પાવર્સની તરફેણમાં છોડી દીધા છે.

એવા દરેક સંસ્થાન તથા મુલકમાં અધિકાર ચલાવનાર નવી સરકારને જર્મન સરકારની મીલકત સ્વાધીન થશે.

## યુદ્ધસામગ્રીની મર્યાદા.

### લશ્કર.

સુલેહના બે મહિનાની અંદર જર્મન લશ્કર વીખેરી નાખવું.

ફરજિયાત લશ્કરી નોકરી કાઢી નાખી છે.

લડાઈમાં નોકરી કરી હોય એવા અમલદારો રિઝર્વમાં રાખવા નહીં.

લડનારૂં લશ્કર વધારેમાં વધારે ૧,૦૦,૦૦૦ રાખવું અને તેમાં ૪,૦૦૦ કરતાં વધારે અમલદારો રાખવા નહિ.

ઝેરી ગ્યાસ અથવા બળતો પ્રવાહી તૈયાર કરવો નહિ અથવા આમાત કરવો નહીં. તેમજ ટેન્કો અથવા આર્મર્ડ કાર બનાવવી નહિ અથવા આયાત કરવી નહિ.

દા.ગો.ળો આયાત કરવા દેવામાં આવશે નહિ.

લશ્કરી કવાયત વગેરે કરવી નહિ.

લશ્કર ધીમે ધીમે વિખેરી નાખવું તે મિત્રરાજ્યોને કબુલ છે. ત્રણ મહિનાની અંદર લશ્કર ઘટાડીને વધારેમાં વધારે ૨,૦૦,૦૦૦ માણસ રાખવાં, અને બને તેટલું જલદી ઠરાવેલું ૧,૦૦,૦૦૦ માણસનું લશ્કર ધરીને થાય તેટલા સારૂ લશ્કર કયા પ્રમાણમાં ઘટાડવું તે મિત્રરાજ્યોના લશ્કરી નિષ્ણાતો નક્કી કરશે.

## કાફલો.

બે મહિનાની અંદર જર્મનિની દરિયાઈ ફોજ હેઠળ જણાવેલા પ્રમાણ કરતાં વધારે રહેવી જોઈએ નહિ:—

૬ બેટલ-શિપ (લડાઈનાં વહાણ).

૬ લાઈટ-ક્રુઝરો.

૧૨ ડિસ્ટ્રોયરો.

૧૨ ટોર્પીડો-બોટ.

સબ-મરિનો રાખવી નહિ.

બે મહિના પછી દરિયાઈ લશ્કર ૧૫,૦૦૦ સિપાઈઓ અને ૧,૫૦૦ અમલદારોથી વધારે રહેવું જોઈએ નહિ.

મિત્રરાજ્યોનાં અથવા તટસ્થરાજ્યોનાં બંદરોમાં પરહેજ કરેલાં પાણીની સપાટીપર રહેતાં લડાયક વહાણો છેવટે આપી દેવાં.

જર્મન બંદરોમાં જે વધારાનાં વહાણો હોય તે સઘળાં મિત્રરાજ્યોના બંદરોએ સોંપી દેવાં. જે વહાણો બાંધવામાં આવતાં હોય તે છુટાં કરી નાખવાં.

ઉત્તર સમુદ્ર તથા બાલ્ટિક સમુદ્ર વચ્ચેના દરિયાઈ માર્ગ ઉપર તોપોનો મારો ચલાવી શકાય તેવી રીતે તોપ ગોઠવવી નહિ.

ચૌદ જર્મન સબ-મરિન કેબલો પાછા મળશે નહિ.

## વિમાનો.

લશ્કરી વિમાનો અથવા દરિયાઈ વિમાનોનો કાફલો રાખવો નહિ.

તેને લગતુ મનળુ લશ્કર વીખેરી નાખવું. માત્ર ૧ લી અક્ટોબર સુધી માણસો તથા અમલદારો મળી ૧,૦૦૦ નું લશ્કર રાખવું.

વિમાનો અથવા વિમાનોના ભાગો બનાવવાની ૬ મહિના સુધી બંધી છે.

## બદલો તથા કબજે કરેલું પાછું આપવા બાબત.

"લડાઈને લીધે મિત્રરાજ્યોને તથા તેની પ્રજાને જે નુકસાન તથા હાનિ થએલ છે તે સર્વની જવાબદારી" સ્વીકારવા જર્મનિ કબુલ કરે છે.

સઘળી બીનલશ્કરી પ્રજાને કરેલાં સઘળાં નુકસાનનો બદલો જર્મનિએ સાત મુખ્ય વર્ગો હેઠળ આપવો.

ઇન્ટર-એલાઇડ રેપેરેશન કમિશને મોડામાં મોડું ૧૯૨૧ ના મે મહિનાની ૧ લી તારીખ સુધીમાં જર્મનિને તેની કુલ જવાબદારી જણાવવી. નાણું ત્રીસ વર્ષની મુદતમાં ભરપાઈ કરવું. એ કમિશનનો સંપૂર્ણ અધિકાર કાંઈ પણ વાંધો લીધા સિવાય જર્મનિએ સ્વીકારવો.

તાત્કાલિક પગલાં તરીકે જર્મનિએ બે વર્ષની અંદર ૨૦,૦૦૦,૦૦૦,૦૦૦ માર્ક (એટલે કે, ૧,૦૦૦,૦૦૦,૦૦૦ પાઉંડ) આપવા અને એ રકમ નાણાંના, માલના, વહાણોના અથવા બદલો આપવા માટે બીજા કોઈ ઠરાવેલા રૂપમાં આપવી.

ઇંટર-એલાઇડ કમિશન પેરિસ ખાતે રહેશે અને સઘળા બદલા ઉપર તથા તેની વહેંચણીના ઉપર નિર્બંધ રાખશે. (આ કમિશનમાં યુનાઇટેડ સ્ટેટસ, બ્રિટન, ફ્રાન્સ, ઇટલી અને બેલ્જ્યમનો એકેકો પ્રતિનિધિ તથા બીજા રાજ્યોના હક ઉપર વિચાર ચલાવવામાં આવે ત્યારે તેમનો પ્રતિનિધિ રહેશે).

બાંયધરી તરીકે જર્મનિએ ૫,૦૦૦,૦૦૦,૦૦૦ પાઉંડના બોન્ડો આપવા.

## વહાણ.

જેટલા ટનનાં અને જે જે વર્ગનાં વેપારી વહાણો તથા માછલાં પકડવાના મછવાઓ લડાઈમાં ગુમ કરવામાં આવ્યા હોય અથવા તેને નુકસાન કરવામાં આવ્યું હોય તેટલા ટનના અને તે તે વર્ગના વેપારી વહાણો તથા માછલાં પકડવાના મછવાઓ ભરી આપવાનું ધોરણ જર્મનિએ સ્વીકારવું.

તેણે મિત્રરાજ્યોને, એકંદર ૧,૬૦૦ ટન અથવા તેથી વધારે વજનનાં વેપારી વહાણો, એકંદર ૧,૦૦૦ અને ૧,૬૦૦ ટન વચ્ચેના વહાણોમાંનાં અડધા વહાણો અને સ્ટીમ ટ્રોલરો અને ફિશિંગ બોટોનો એક ચતુર્થાંશ ભાગ આપી દેવો.

આવતાં પાંચ વર્ષ દરમિઆન તેણે દરવર્ષે એકંદર બે લાખ ટનનાં વેપારી વહાણો મિત્રરાજ્યોને સારૂ બનાવવાં.

## પાયમાલ થયલો મુલક.

જે મુલકોમાં હુમલો લઈ જવામાં આવ્યો હોય તે મુલકોને પાછા

અસલ સ્થિતિએ લાવવા માટે જર્મનિએ પોતાનાં સાંપત્તિક સાધનો કામે લગાડવાં.

પાયમાલ થએલા પ્રદેશોની તપાસ કરીને તેમના દાવા નક્કી કરવાની સૂચનાઓ કરવાને જર્મનિ શક્તિમાન થાય તેટલા સારૂ તેને સઘળી વાજબી સગવડો મિત્રરાજ્યો આપશે.

મિત્રરાજ્યોના રેપેરેશન કમિશનની સાથે મળી કામ કરવા માટે એક કમિશન નીમવાની જર્મનિએ કરેલી સૂચના મિત્રરાજ્યો સ્વીકારે છે.

## ફાઇનેન્સ.

જે જે રાજ્યોને જર્મનિના મુલક આપવામાં આવે તે તે રાજ્યો જર્મનિના લડાઈ પહેલાંના દેવાનો હિસ્સો પોતપોતાને ભાગે આવે તે પ્રમાણે માથે લેશે.

પણ, ફ્રાન્સ અથવા પોલેંડ અથવા કોઈ પણ મેન્ડેટરી પાવર્સ, જર્મન સંસ્થાનોના સંબંધમાં કાંઈ પણ દેવું આપશે નહિ.

આર્મિસ્ટીસની તારીખથી જે જે લશ્કર જર્મન મુલક ઉપર મૂક્યું હોય તેનો સઘળો ખરચ જર્મનિએ આપવો. તેનાં સાધનોપર આ પ્રથમ બોજો ગણાશે અને નુકસાનીના બદલાની રકમ ત્યારપછીનો બોજો ગણાશે.

ટર્કી તથા ઑસ્ટ્રિઆ હંગેરીએ જર્મનિમાં અનામત રાખેલી સઘળી રકમ જર્મનિએ મિત્રરાજ્યોને આપવી, તેમજ લડાઈ દરમિઆન કરેલાં કરારનામાઓના સંબંધમાં એ રાજ્યો સામાના તથા બલ્ગેરિયા સામાના જર્મનિના સઘળા દાવાઓ જર્મનિએ મિત્રરાજ્યોને તબદીલ કરવા.

## કીલ કનાલ.

જર્મનિની સાથે સુલેહ હોય એવી સઘળી પ્રજાના લડાઈના તથા વેપારી વહાણોને છૂટથી ઉપયોગ કરવા માટે કીલ કનાલ ખુલી રહેશે.

## બાંયધરીઓ.

સુલેહની શરતો પાળવામા આવે તેની બાંયધરી સારૂ રહાઈનની પશ્ચિમના જર્મન મુલકો તથા પૂલ ઉપરની તટબંધીઓ ૧૫ વર્ષ સુધી કબજે રાખવામાં આવશે.

જો જર્મનિ સુલેહની શરતો પાળશે તો, કોલોન સુદ્ધાં કેટલાક મુલકો પાંચ વર્ષની આખરે ખાલી કરવામાં આવશે, કોબ્લેન્સ સુદ્ધાં બીજા મુલકો

દસ વર્ષે ખાલી કરવામાં આવશે, અને ગેઈનસુદ્ધાં બાકીના મુલકો ૧૫ વર્ષે ખાલી કરવામાં આવશે

જો સુલેહની શરતો પાળવામાં નહિ આવશે તો એ મુલકો સઘળા અથવા તેના કોઈ ભાગો પાછા કબજામાં લેવાનો મિત્રરાજ્યોએ હક રાખ્યો છે.

જો જર્મન સઘળી જવાબદારી ૧૫ વર્ષની પહેલાં પૂર્ણ કરશે તો તેના મુલક ઉપર મૂકેલું લશ્કર એકદમ ખેંચી લેવામાં આવશે.

( True translation )
M. K. SHAIKH,
Oriental Translator to Government.

---

## નોંધ.

યુરોપી દારૂણ વિગ્રહ સમાપ્ત થયાની નોંધ અમે અગાઉ લીધી છે તે વિગ્રહ પુરો થયો એટલે કાર્ય પરિપૂર્ણ થયુ મનાય નહિ, પરાજિત પ્રજા નિયમને વશ રહે અને ભવિષ્યમાં આવા વિગ્રહ ઉત્પન્ન ન થાય તથા પૃથ્વી ઉપર વસતા મનુષ્યોના સંહારનુ કારણ કોઈ પ્રજા નીવડે નહિ એ હેતુથી આપણી બ્રિટિશ સરકાર તથા ફ્રાન્સ અને અમેરિકાના સ્વતંત્ર રાજ્યના પ્રમુખો તથા નેતાઓએ એક કોન્ફરન્સ ( નાની પરિષદ્ ) ભરી સંધિના કોલકરાર ઘડી કાઢયા. દરેક મહાન રાજ્યના પ્રતિનિધિઓ તેમાં હાજર હતા. આ સરતો જર્મન પ્રજાને બતાવવામાં આવી અને તેની કબુલાત તેમના પાસેથી માગવામાં આવી. કેટલીક રગઝગ પછી દુનીઆના સુખના સાધનરૂપ વિગ્રહનો નાશ કરી તેનું ભવિષ્યમાં પુનરાવર્તન ટાળનાર, અને અનીતિને માર્ગે ચાલી નિર્દોષ મનુષ્યોનો સંહાર કરનારી પ્રજાને દંડરૂપ આ ન્યાયી તથા આવશ્યક કોલકરાર ઉપર જર્મન પ્રજાએ નીમેલા પ્રતિનિધિઓએ સહી કરી છે, અને તે સુલેહના ઉત્સવ નિમિત્તે હિંદુસ્તાનમાં તા. ૧૯ મી જુલાઈનો દિવસ તહેવાર રૂપે મનાયો છે. આ અંકમાં અમે સરકારે પ્રસિદ્ધ કરેલી કોલકરારોની સરતો જે કોઈની જાણમાં ન આવી હોય તેમને જાણવા માટે પ્રસિદ્ધ કરી છે. નીતિને રસ્તે ચાલનાર વિજયી નીવડે છે એ મહાન સૂત્ર આ સદીમાં પણ સિદ્ધ થયું છે. કૃપાળુ ઈશ્વર સત્ય તથા ન્યાયને સદા જય આપે છે.

તંત્રી.

## વિજય-ગીત.

(રા. માણેકલાલ કાલિદાસ ભટ્ટ.)

રાગ માઢ.

થયો વિજય વિજય, પ્રભુ-પ્રતાપે મિત્ર-રાજ્યનોઃ
થયો વિજય વિજય, ધર્મ અને સત્યના સિદ્ધાંતનોઃ
થયો વિજય વિજય.

સ્વારથને કરી આગે કૈસરજી, કપટકળાએ પૂરા;
ધર્મ અને નીતિને બાજુએ મૂકતાં, ચાખ્યાં છે કેવાં
કડુનાં ભરેલાં ફળો! પ્રભુ.

ફ્રેન્ચ અને બ્રિટિશ સિંહ કેરા સાથમાં, ઝૂઝયા હિંદીઓ શૂરા;
'યૌઈ' રણધીરા વીર રંગ રાખ્યો, કેવી હતી તે
અણીની અનિષ્ટ પળો! પ્રભુ.

ધાયા અમેરિકન સ્વાતંત્ર્ય-પૂજક, કીધો અધર્મ-ચૂરો;
તાર્યો તાર્યો સત્ય બેડાને ડૂબતો, લીધો ઘણેરો
અનેરો યશ તો રૂડો. પ્રભુ.

ધર્મ તહીં જય અને પાપ તહીં ક્ષય એ, પાઠ તો થએલ પૂરો;
શાંતિ-સામ્રાજ્ય વિભુ વિશ્વમાં યાચીએ, વાધો યશ શ્રી
પંચમ જ્યોર્જ તણો. પ્રભુ.

---

## વિજયહર્ષ.

(રા. સાકરલાલ પુરુષોત્તમ શુકલ.)

રાગ કાનડો.

ઉર વિજયહર્ષ ઉભરાયે. (૨)
સત્યમેવજયતે અંતે છે,
સિદ્ધ કર્યું જગરાયે. ઉર.
અડગ ટેક શુભ મિત્રરાજ્યનો,
સફળ થયો પરિણામે;
અધઃપાતનો અનુભવ મળીયો,
કૈસરને અભિમાને. ઉર.

નામ.

બ્રિટિશ, ફ્રેન્ચ, હિંદી વીર આદિ,
રણધીરા રણ ઘૂમ્યા;
મ્હાત કર્યા જુલમી જર્મનને,
પાપ પુંજ ક્ષય થાયે. ઉર.
અસ્તવ્યસ્ત કરવા દુશ્મનને,
મિત્રરાજ્ય પરવરીયાં;
ન્યાયપથ નિષ્કંટક બનીયો,
વિઘ્ન ભસ્મ થઈ જાયે. ઉર.
વિજયમાળ ઝળહળતી આજે,
મિત્રરાજ્યને કંઠે;
વિજયઘોષ ગાજ્યો દશ દિશમાં,
સુજશગાન જગ ગાયે. ઉર.

---

## નોંધ.

### યુરોપના કેટલાક દેશોનાં પરિવર્તન.

યુરોપના મહાન વિગ્રહને પરિણામે એક નવી સંસ્થા અસ્તિત્વમાં આવી છે જેનો મુખ્ય હેતુ ભવિષ્યમાં વિગ્રહોના સંભવ તદ્દન નાબુદ કરવાનો છે. એ સંસ્થાનું નામ "લીગ ઓવ ધી નેશન્સ" (પ્રજાઓનું સંયુક્ત મંડળ છે) અને તેનો સ્થાપક અમેરિકાના પ્રમુખ મિ. વિલ્સન છે. યુરોપની ભૂગોળ રચના આ મંડળોના ઉદ્દેશોને અનુસરી એટલી બધી બદલાશે કે ભવિષ્યમાં યુરોપખંડનું જુનું સ્વરૂપ પણ ભૂલી જવાશે. પવનમાં વાદળાની સ્થિતિ માફક યુરોપખંડ બદલાતો જાય છે. વિગ્રહરૂપી પ્રબળ વાયુએ આમ વીખેરવાનું કામ શરૂ કર્યું છે. પરિણામે ઓસ્ટ્રિઆ સાથે જોડાયેલું જર્મનિ હવે તે સ્થિતિમાં રહ્યું નથી. આમ આ બે દેશ લુપ્ત થતા જાય છે ત્યારે બીજા પ્રખ્યાતિમાં આવવા લાગ્યા છે. બોહીમીઆ પ્રેગના જુના શહેરની આસપાસ વિસ્તારમાં વધતું જાય છે. પાસેની પ્રજા સાથે મિત્ર ભાવનો સંબંધ દર્શાવવા લાગ્યું છે. તેની ખાણો, જંગલો, તથા હોશિઆર કારીગરોને લીધે મળેલી સમૃદ્ધિ તથા મહાન પદ ઓસ્ટ્રિઆના કબજામાં જતાં પહેલાં હતાં તેજ પાછાં પ્રાપ્ત કરશે. આ માટે દરિઆ કિનારો કે કોઈ બંદરને જોડતી રેલ્વેના સાધનની જરૂર પડશે.

જુની કાલ્પનિક કથાઓથી વિખ્યાત પોલેન્ડ દેશ આબાદ થવાનો સંભવ છે. સ્વતંત્ર દેશ બન્યો છે. ક્રેકાવ અગર વોરસોમાંથી એકાદને રાજધાની તરીકે સ્વીકારવાની મંજુરી મળી છે. વિસ્ટુલા નદી દરિઆને મળે છે ત્યાં આગળ આવેલા ડેન્ઝીગ બંદરનો અધિકાર પ્રાપ્ત કર્યો છે. પોલેન્ડ સ્વતંત્ર તથા આબાદ થશે તેમજ સૃષ્ટિસૌન્દર્યનું સ્થાન બનશે. રશીઅન બળવાખોરની સામે થઈ નવું જીવન પ્રાપ્ત કરવા પ્રયાસ કરી રહેલા કેટલાક નાના દેશો પોલેન્ડની ઉત્તરે આવ્યા છે તે પણ અસ્તિત્વમાં આવવા લાગ્યા છે. બાલ્ટિક સમુદ્રને કાંઠે આવેલા આ નાના દેશો રશિઆ કે પોલેન્ડની દેખરેખ નીચે સ્થાનિક સ્વરાજ્ય ભોગવશે કે નાની નિરાળી પ્રજા બનશે તે કહી શકાય નહિ.

યુરોપની દક્ષિણનો વિચાર કરીએ તો મોન્ટીનીગ્રો હયાતીમાંથી અસ્ત થતું જાય છે. તેવીજ રીતે સર્વીઆની દશા થઈ છે. મોન્ટીનીગ્રોના લોકો સર્વીઆના.વતની સાથે જોડાઈ ગયા અને તે લોકો ઓસ્ટ્રિઆ તથા હંગરિના **સર્બ** ભાષા બોલનાર લોક સાથે ભળી જવા લાગ્યા છે, અને નવા રાજ્યનું નામ કે હદ નિશ્ચિત થયાં નથી. કેટલાક તેને જુગો **સ્લેવીઆ** અગર દક્ષિણ સ્લેવિઆ કહે છે, પરતુ આશા છે કે જુનું રમુજી નામ **ઈલીરીઆ** સ્વીકારાશે. તેમાં સર્વીઆ, મોન્ટીનીગ્રો, બોઝનીઆ, હર્ઝીગોવીના તથા બીજા કેટલાક નાના દેશોનો સમાવેશ થશે. અત્યારે ઈટાલીઅનો તથા ઈલીરીઅનો પ્રદેશો તથા બંદરોની વહેંચણી માટે રગઝગ કરી રહ્યા છે, પરંતુ એ નિર્ણય પ્રજાઓનું સંયુક્તમંડળ કરશે.

આ મંડળને એક બીજી અગત્યની બાબત એ વિચારવાની છે કે મેસિડોનિઆની જુની પ્રખ્યાત ભૂમિ જેણે ઈજિપ્તથી હિન્દુસ્તાન સુધીના પ્રદેશો જીત્યા હતા તેને ફરી અસ્તિત્વમાં આણવી કે નાશ પામતી સ્થિતિમાં રહેવા દેવી. ગ્રીસ, સર્વીઆ અને બલ્ગેરિઆની વચમાં આવેલી, તથા ભૂમધ્ય સમુદ્ર ઉપર આવેલા **કેવેલા** બંદરની આજુબાજુની ફળદ્રુપ જમીન તે મેસીડોનીઆનો ભાગ છે, આને ફરી અસ્તિત્વમાં આવવાની જરૂર છે કેમકે એ પ્રદેશ એક કાયમનું ખજાનાનું સ્થાન છે.

આમ યુરોપખંડના દેશોનું પરિવર્તન થવાનો સંભવ છે.

(અનુવાદ.)

શાળાપત્ર ઓફિસ.

# સોયકામ અને ભરત-ગુંથણુ શીખવવાના વર્ગો સ્થાપન કરવાની જરૂરિઆત.

(લેખક-સૌ. કૃષ્ણાગૌરી હિરાલાલ વિદ્યારામ રાવળ, મુખ્ય શિક્ષક, વિકટોરિઆ જુબિલિ કન્યાશાળા, સુંથ-રામપુર-રેવાકાંઠા. ).

( ગીતી. )

ચૂકેલાં જનને જે, સુબોધ આપી સુમાર્ગે બતલાવે;
ધન તેનાં તન મનને, અન્ય ન તેની બરોબરી આવે.

(હિ. વિ. રાવળ.)

જુના ઈતિહાસો તથા વાર્તા વગેરે ઉપરથી સર્વને સુવિદિત છે કે ઇરાન તથા દિલ્હીના પહેલાંના મોટા બાદશાહો અને બીજા સુલતાનોની માનવતી બેગમો અને કુમારિકાઓ પોતાની ફુરસદનો વખત ઉત્તમ પ્રકારનાં શીવણુ વગેરે હુન્નરકળાનાં કામ કરવામાં નિર્ગમન કરતી હતી, અને આજે પણ નાના મોટા પગારના અંગ્રેજ આદિ અમલદારોને ત્યાં જોઈશું તો જણાશે કે તેમની ધર્મપત્નીઓ પાંચ મિનિટ પણ નકામા ન બેસી રહેતાં શીવણુ અને ભરત-ગુંથણુનાં કામ કરવામાં અહોનીશ મડ્યાં રહે છે. આ ઉપરથી કહેવાની મતલબ એવી નથી, કે માત્ર મુસલમાન બાનુઓ અને યુરોપીઅન બેનોજ આવાં હુન્નરકળાનાં કામ કરે છે. મેં ઘણીવાર આપણા દેશી ગૃહસ્થ અને મોટાં કુટુમ્બોમાં જોયું છે કે હિન્દુ અને પારસી ડેપ્યુટિ કલેકટરો, દિવાનો અને તેવાજ ઉંચી સ્થિતિના ગૃહ—મન્દિરે સાધન અને સુખી કુટુમ્બોની દેવી જેવી સન્નારીઓ અને બેનો હમેશાં પોતાની નવરાશનો વખત ભરત—ગુથણુ વગેરે કામમાં આનંદથી નિર્ગમન કરે છે. આ ઉપરથી સારી રીતે સાબીત થાય છે કે જ્યારે પૈસેટકે સુખી કુટુંબોની સ્ત્રીઓ પણ પોતાની નવરાશનો વખત પાડોશી બેનો સાથે નકામી વાતો કરવામાં ગુમાવતી નથી, તો પછી યુરોપીય વિગ્રહને લીધે હાલની અત્યંત મોંઘવારીના સમયમાં સામાન્ય વર્ગની સ્ત્રીઓએ તો એ સર્વના કરતાં હુન્નર કળાનાં કામ શીખવા પાછળ વિશેષ ખંત અને ઉત્સાહથી મંડ્યા રહેવાની જરૂરિઆત છે. જે કુટુંબોની સ્થિતિ ગરીબ અથવા મધ્યમ પ્રકારની છે તેમણે ખાસ કરીને કપડું કોરીને, થીગડું મારતાં, તથા સારી રીતે ઉંચા

પ્રકારનું વેતરતાં અને સીવતાં શીખવા ઉપર વધારે ધ્યાન આપવું એ હાલના સમયે તેમને બહુ લાભકારક છે. જેઓના ઉપર પરમાત્માની કૃપાને લીધે લક્ષ્મી દેવી પ્રસન્ન રહેતાં હોય તેમણે ઉપર જણાવેલું વેતરવા સાથે સોયકામ શીખવા ઉપરાંત પોતાના ગૃહસંસારને અનુકૂળ થઈ પડે તેવું ઉપયોગી રેશમી અને ઝીક ટીકી વગેરેનું ભરતકામ તથા ઊન અને દોરાનું ઉત્તમ ગુંથણ કામ વગેરે શીખવા હોંશ રાખવી જોઈએ.

આપણે અહિંઆ કન્યાશાળાઓમાં આ ઉપયોગી વિષય નામદાર સરકારે બહુ ડહાપણ વાપરીને દાખલ કરેલો હોવાથી બાળાઓને એ વિષયનું કેટલુંએક જ્ઞાન શાળાઓમાં મળે છે એ ખરૂં છે; તથાપિ સોયકામ અને વેતરકામનું વિશેષ જ્ઞાન તો ઉપરનાં ધોરણોમાં શીખવવાનું છે, અને તે ધોરણમાં દાખલ થતાં વિશેષે કરી સામાન્ય અને નિર્ધન ( અથવા ગરીબ) સ્થિતિનાં કુટુંબોની સ્ત્રીઓ પોતાનાં નાનાં બાળકોને સાચવવામાં તથા બીજાં ગૃહકાર્યોમાં મદદ કરવા (છોકરાઓને ન રાખતાં) કન્યાઓને ઘણી વાર ઘેર રોકી રાખે છે, તેથી તેમની હાજરી બહુ અનિયમિત થઈ પડે છે. એવી સ્થિતિમાં તેમનો થોડો વખત નીકળી ગયા પછી આપણા ગુજરાતી તથા હિન્દુ લોકોમાં ઘણે ભાગે બાળલગ્ન થતાં હોવાથી તથા પ્રિય પુત્રીઓને નાની વયમાં સાસરે મોકલવાની દુઃખદાયક અને અનેક પ્રકારે નુકશાનકારક નાપસંદ રૂઢિથી દીકરીઓને જલદીથી શાળા છોડાવી દે છે, એટલે સોયકામનું જોઈએ તેટલું વિશેષ અને સંગીન જ્ઞાન મેળવવા તેઓ ભાગ્યહીન બને છે. આ મુખ્ય કારણોને લીધે દરેક નાનાં મોટાં સ્થાનમાં મ્યુનિસિપાલિટી તથા લોકલબોર્ડ જેવી સંસ્થાઓ અને સંસાર સુધારાની સમાજો તથા મુંબઈ, સુરત, વડોદરા, અને અમદાવાદ જેવાં મોટાં શહેરોના ધીમંત અને શ્રીમંત–શેઠીઆઓ વગેરે તરફથી, સ્ત્રીઓ પોતાના ગૃહ–કાર્યમાંથી નિવૃત્ત થઈ રહે તે વખતે, એટલે દિવસના લગભગ ત્રણથી પાંચ વાગતા સુધીના હમેશના બે કલાક સંચો ચલાવવા સાથેનાં શીવણકામ તથા ભરત અને ગુંથણ કામ શીખવવા વર્ગો કાઢવા જોઈએ, તથા તેમાં હોશિઆર અને ઉત્સાહી બ્હેનોને સંચાની મદદથી લેસ તથા મોજાં, ગંજીફ્રાક વગેરે તૈયાર કરવાનો હુનર પણ શીખવવો જોઈએ.

આ વર્ગો ગામના ખૂણેખાચરે–હલકી વસ્તીવાળા કે નબળી હવાવાળા સ્થળે ન કાઢતાં ઉજળી વસ્તીવાળા મહોલ્લામાં સ્વચ્છ હવાનો લાભ મળે

એવી સારી જગાએ રાખવા જોઈએ, અને વિશેષે કરી કોઈ પ્રતિષ્ઠિત કુટુંબના મકાનમાં આવી સગવડ થઈ શકતી હોય તો ત્યાં શીખવાને માટે આણીને વિશેષ સ્ત્રીઓ આવવા સંભવ રહે છે. આવી રીતે ગોઠવણ કર્યા પછી શીવણ, ભરત અને ગુંથણ કામમાં વિશેષ કુશળતા ધરાવનાર અમદાવાદ અને બીજા શહેરોની કોલેજો કે મોટી શાળાઓમાં રહી કામ શીખેલાં અથવા શેહેરનાં સારાં કેળવાએલાં અને પ્રતિષ્ઠિત કુટુંબોના સહવાસથી આ-કામમાં કુશળતા મેળવનાર હરકોઈ અનુભવી (અથવા સરકારી પેન્શનર) અને સદ્‌ગુણી બેનને પુરતો પગાર આપી શિક્ષકની જગાએ નીમવાં જોઈએ, અને તેમને કેળવાએલાં શ્રીમંત કુટુંબો તરફની સંપૂર્ણ મદદ–આશ્રય–અને ઉત્તેજન જોઈએ તે વિના આવી સંસ્થાઓ લાંબા વખત સુધી સારી રીતે ચાલી શકશે નહિ. આવા વર્ગોના નિભાવ અને મદદ માટે તેમજ સારી રીતે દેખરેખ રાખવા અને સલાહ આપવા સુજ્ઞ અને સુકીર્ત્તિમાન બાઈઓની તથા સુનીતિમાન, અનુભવી અને ઉત્સાહી વિદ્વાન ભાઈઓની એક "સ્ત્રીજ્ઞાનવર્ધક કમિટિ" નીમવી જોઇએ, અને તેમાં પુરુષો કરતાં સ્ત્રીઓનુ તત્વ વધારે જોઈએ.

આવી રીતે શીવણ, ભરત અને ગુંથણકામ શીખવવાના વર્ગોમાં અઠવાડીઆમાં એકાદ બે વખત 'પત્રપદ્ધતિ' એટલે ઘરના પત્રો લખવાનું કામ પણ શીખવી શકાય. તેમજ આ વર્ગો શહેરમાં અથવા તેવાજ કોઈ મોટા તાલુકા કે સંસ્થાનમાં કાઢેલા હોય અને ઉચ્ચવર્ણની તથા સુખી કુટુંબની તરુણ વયની બાળાઓ તથા સન્નારીઓ તેનો લાભ લઈ શકતી હોય તો 'સ્ત્રીજ્ઞાનવર્ધક કમિટિ'ની ઇચ્છાનુસાર અઠવાડીઆમાં એકાદ બે વખત હારમોનીઅમ વગેરે વાદ્ય સાથે થોડું સંગીત પણ શીખવી શકાશે.

રવિવાર કે શનિવારને દિવસે સાંજે આ વર્ગોમાં કામ શીખનારી બેનો ઉપરાંત બીજી મોટી વયની વિશેષ સ્ત્રીઓને આમન્ત્રણ કરી કોઈ વખત સુબોધક "નીતિસાર" વાર્તાઓ કહેવા સાથે સ્ત્રી ઉપયોગી વિષયો ઉપર સારા ઉપદેશક પાસે વ્યાખ્યાન અપાવી શકાય, અને સારા વ્યાખ્યાનકારના અભાવે (તેઓ ન મળે તો) કોઈ કેળવાએલી બેન કે કન્યાશાળાની શિક્ષિકા પાસે 'સુન્દરીસુબોધ', 'સ્ત્રીબોધ,' વગેરે ઉપયોગી માસિકો તથા સ્ત્રીઓને ખાસ ઉપયોગી પુસ્તકોમાંથી રસમય પ્રકરણો, તથા અન્ય લેખો વાંચી સંભળાવવા. એ રીતે સ્થળની જરૂરિઆત પ્રમાણે વિષયો શીખવવાનું નક્કી કરી તેનું 'વખતપત્રક' બનાવવું.

| નંબર. | નામ, બાપનું નામ, અને અટક. | કુલ મળેલા માર્ક. |
|---|---|---|
| ૧૫૦ | છગુભાઇ નારણજી દેસાઈ. | ૨૨૮ |
| ૧૫૧ | છગુભાઈ રણછોડજી દેસાઈ. | ૨૨૮ |
| ૧૫૨ | રણછોડજી કસનજી નાયક. | ૨૨૭ |
| ૧૫૩ | મગનલાલ મોહનભાઈ નાયક. | ૨૨૪ |
| ૧૫૪ | નથુભાઇ ભાણાભાઈ પટેલ. | ૨૨૪ |
| ૧૫૫ | હરિપ્રસાદ રઘુરામ જોબાકર. | ૨૨૨ |
| ૧૫૬ | બાપુભાઈ લાલભાઈ દેસાઈ. | ૨૨૦ |
| ૧૫૭ | ઝીણાભાઇ દુર્લભભાઈ નાયક | ૨૧૦ |
| ૧૫૮ | *મહાદરમીયાં હુસેનમીયાં શેખ. | ૨૧૪ |
| ૧૫૯ | રામચંદ્ર અંબારામ શુક્લ. | ૨૧૪ |
| ૧૬૦ | નારણજી કસનજી પટેલ. | ૨૧૧ |
| | **થાણા મધ્યસ્થળ.** | |
| ૧ | અનંત ગણેશ સુગવેકર. | ૩૮૯ |
| ૨ | દામોદર બળરામ નારળે. | ૩૬૩ |
| ૩ | ગંગાધર વિષ્ણુ ફડકે. | ૩૫૪ |
| ૪ | વિષ્ણુ હરિ સુરંમુરે | ૩૩૮ |
| ૫ | હરિ વિષ્ણુ ચીપલુનકર. | ૩૨૨ |
| ૬ | હીરા ગનુ ચુરી. | ૩૨૧ |
| ૭ | શંકર રાવજી ગડકારી. | ૩૧૦ |
| ૮ | શંકર વાસુદેવ ગોડબોલે. | ૩૦૫ |
| ૯ | એકનાથ નારાયણ મુળે. | ૩૦૨ |
| ૧૦ | દત્તાત્રય વિષ્ણુ વૈદ્ય | ૩૦૨ |
| ૧૧ | દત્તાત્રય નારાયણ વૈદ્ય. | ૨૯૮ |

* છેલ્લું ઉમેદવાર.

| નંબર. | નામ, બાપનું નામ, અને અટક. | કુલ મળેલા માર્ક. |
|---|---|---|
| ૧૨ | ગણપત રાવજી સુંગીળે. | ૨૯૩ |
| ૧૩ | મોરેશ્વર બાલકૃષ્ણ પારખુકર. | ૨૮૫ |
| ૧૪ | પાન્ડુરંગ ગણેશ બાપટ. | ૨૮૪ |
| ૧૫ | કેશવ વામન ફડનીસ. | ૨૮૩ |
| ૧૬ | રામચંદ વામન પરાંજપે. | ૨૮૧ |
| ૧૭ | રામચદ્ર જગન્નાથ મહાત્રે. | ૨૭૩ |
| ૧૮ | વામન પરાન સરે. | ૨૭૩ |
| ૧૯ | અબ્દુલ કાદરજી વસી. | ૨૭૨ |
| ૨૦ | મનુ [illegible] શેખ. | ૨૬૭ |
| ૨૧ | જગન્નાથ ભાસ્કર તાડે. | ૨૬૫ |
| ૨૨ | [illegible] નારાયણ મોહોની. | ૨૬૪ |
| ૨૩ | રામચંદ્ર ગણેશ દેશી. | ૨૫૨ |
| ૨૪ | જનાર્દન ગણેશ પોટદાર. | ૨૫૨ |
| ૨૫ | વિઠ્ઠલ હરિ લિકરે. | ૨૫૧ |
| ૨૬ | ભગવાનજી નાગરજી દેસાઇ. | ૨૫૦ |
| ૨૭ | કેશવ નારાયણ મગરે. | ૨૪૯ |
| ૨૮ | ગનુ હરિશ્ચંદ્ર ચુરી. | ૨૪૭ |
| ૨૯ | રઘો ભાઉ પાટીલ. | ૨૪૩ |
| ૩૦ | અબ્દુલ કાદીર હેતીમ કાજી. | ૨૪૧ |
| ૩૧ | રામચંદ્ર દાજી પાટીલ. | ૨૩૭ |
| ૩૨ | ગણપત નારાયણ ગવન્ડી. | ૨૩૬ |
| ૩૩ | વ્યંકટેશ નારાયણ અમૃતે. | ૨૩૫ |
| ૩૪ | ગોવિંદ હરિ દળવી. | ૨૩૫ |
| ૩૫ | લક્ષ્મણ પાંડુ જાધવ. | ૨૩૫ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૩૬ | પરશરામ ગજાનન જોશી | ૨૩૫ | ૪૫ | વિનાયક મહાદેવ વૈતનકર. | ૨૨૬ |
| ૩૭ | વાસુદેવ રામ [illegible] | ૨૩૧ | ૪૬ | દત્તાત્રય બળવંત કરમારકર. | ૨૨૩ |
| ૩૮ | રામકૃષ્ણ ગોવિંદ [illegible] | ૨૩૬ | ૪૭ | ભાર્ગવ નારાયણ કેનકર. | ૨૨૩ |
| ૩૯ | પરશરામ ગણેશ રાનડે | ૨૩૩ | ૪૮ | મહાદેવ લક્ષ્મણ ખીસ્મતરાવ. | ૨૧૮ |
| ૪૦ | ભાનુ હરિ વર્તક | ૨૩૧ | ૪૯ | ભાઉ બાપુ જાધવ. | ૨૧૨ |
| ૪૧ | હરિ વામન ધરટ | ૨૨૯ | ૫૦ | યશવંત બાજાબા ચોગલ | ૨૧૦ |
| ૪૨ | બાળકૃષ્ણ ચિંતામણ પંડિત. | ૨૨૫ | | કાઠિયાવાડ. | |
| ૪૩ | કયાનુટ સાનગોમે ડોસ. | ૨૨૮ | | | |
| ૪૪ | વિષ્ણુ હરિ માંગેવા | ૨૨૬ | ૧ | મગનલાલ સુંદરલાલ ઠાકર. | ૨૮૦ |

---

## જાહેર ખબર.

મે એ ઈ સાહેબના તા ૨૭—૮—૧૫ના હુકમ નં ૭૪૭૪ ઉપરથી.

રા. રતનરામ ઉત્તમરામ ભટ્ટે પ્રસિદ્ધ કરેલી "સાહિત્ય વિલાસ"ની ચોપડીની કિંમત રૂ ૧—૪—૦ ને બદલે વધારી રૂ. ૧—૮—૦ કરવાની મે. ડિરેક્ટર સાહેબે તા ૨૦—૮—૧૫ના હુકમ નં ૬૮૫૨થી મંજુરી આપી છે. કિંમતનો વધારો નવી આવૃત્તિને અંગે છે.

---

## !! વાંચો !! વાંચો !!! અને વંચાવો !!!

# હિંદુસ્થાનમાં પહેલું સાહસ !!

'નાંદોલ શિક્ષણસાહિત્યકાર્યાલય' લિમિટેડ થઈ મોટી કંપનીના રૂપમાં થાયછે તેનાં કારણો:—

૧ હાથથી થતું કામ સફાઈબંધ અને જથાબંધ થતું નહોતું, તે મસીનથી જથાબંધ તૈયાર કરવા માટે.

૨ જથાબંધ માલ તૈયાર ન થતો હોવાથી ઑર્ડર કેન્સલ કરવા પડે છે, અને લાંબી મુદતે થોડા ઓર્ડર સપ્લાય થાય છે, તે તમામ ઑર્ડર તુર્ત સપ્લાય કરવા માટે.

૩ દેશના મોટા મોટા શહેરોમાંથી ડેપો તથા એજન્સીઓની માગણી થઈ છે. તે કરવા માટે.

૪ કેળવણીના દિન પ્રતિદિન વધારા સાથે આવાં અનેક કારખાનાંની જરૂર પડશે તેની અગત્ય છે માટે.

૫ પ્રાયમરી સ્કૂલોથી કૉલેજ સુધીનાં તમામ પ્રકારનાં સાહિત્યો વિલાયતથી આવે છે, તે પણ બનાવવા અને સપ્લાય કરવા માટે.

૬ પંદર વર્ષથી આ કારખાનું સારો નફો કરે છે, અને પ્રસિદ્ધિમાં આવવાથી ઉપરા ઉપરી સીલોન, આફ્રિકા તેમ હિંદુસ્તાનના તમામ ભાગમાંથી ઑર્ડરો આવવા લાગ્યા છે તેથી હજી ભવિષ્યમાં વધારે સારા નફાની ખાત્રી હોવાથી એજન્ટનું કમીશન ચોકખા નફા ઉપર રાખ્યું છે.

ઉપર પ્રમાણે કારણોથી આ કંપની રજીસ્ટર્ડ કરાવી દરેક પચીસ રૂપીઆનો એવા ચાર હજાર શેરની એક લાખની થાપણવાળી કરવા ધાર્યું છે. શેર અરજી સાથે ત્રણ રૂપીઆ, અને બાકીનાં નાણાં પાંચ રૂપીઆથી વધારે નહીં અને દરેક કોલ વચ્ચે બે માસથી ઓછું નહીં એટલું અંતર રાખી કોલથી ઉઘરાવવા ઠરાવ રાખ્યો છે. જેથી હલકા પગારના—દરજ્જાના માણસો લાભ લઈ શકે

શેર રાખવાની ઇચ્છા રાખનારે એક પોસ્ટકાર્ડ ઉપર પોતાનું પુરેપુરૂં સરનામું, અને શેરની સંખ્યા લખવી કંપની રજીસ્ટર્ડ થયે પ્રોસ્પેક્ટસ અને શેર અરજીઓ મોકલી આપવામાં આવશે.

પત્ર વ્યવહારનું સરનામું:—મેનેજર:—શિક્ષણસાહિત્યકાર્યાલય.
નાંદોલ, (પોસ્ટ) અમદાવાદ પ્રાંતીજ રેલવે,

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૫૮મું. નવેમ્બર-ડિસેમ્બર સને ૧૯૧૯. અંક ૧૧-૧૨

## સ્પર્ધા.

કેળવણીને અંગે મનાતાં તથા સ્વીકારાએલાં મહાન સૂત્રોમા બાળકોની લાગણી અગત્યનું સ્થાન ભોગવે છે; કેળવણી આપતી વખતે શિક્ષકે આ લાગણીનો વિષય ધ્યાનમાં રાખી પોતાનું કાર્ય કરવું જોઈએ. બાળકો પોતે કેવાં છે, તેમજ તેમના મનને કઈ બાબત ઇષ્ટ છે, કે કઈ પ્રતિકૂળ છે તેનું જ્ઞાન પણ આવશ્યક છે. લાગણી તથા બુદ્ધિથી થતાં કાર્યને એવો ગાઢ સંબંધ છે, કે લાગણીનો વિકાસ કરવામાં, એટલે સારી લાગણીઓ પોષી નઠારીને તજવામાં, બુદ્ધિના જ્ઞાનની જરૂર પડે છે. આમ લાગણીઓની

## સૂચના.

આવતા વર્ષથી અમે આ માસિકનું લવાજમ રૂ. ૧-૦-૦ ને બદલે વધારી રૂ. ૧-૩-૦ મે. ઉ. ભાગના ઈન્સ્પેક્ટર સાહેબની મંજુરીથી રાખ્યું છે. લાચાર છીએ કે છપામણીના તેમજ કાગળોના ખર્ચની ભારે કિંમતને પહોંચી ન વળવાથી આ નિર્ણય સખેદ ગ્રહણ કરવાની જરૂર પડી છે.

તંત્રી.

---

## ગ્રાહકોને વિનંતી.

અમારા ગ્રાહકોને વિનંતી કરવાની કે જેમણે લવાજમ હજી સુધી મોકલ્યું ન હોય તે બનતી ત્વરાએ મોકલી આપશે ચાલુ વર્ષ ૩૧-૧૨-૧૯ ને રોજ પુરૂં થાય છે. બીજી એક વિનતી કે ગ્રાહકોને પત્રવ્યવહાર કરવો હોય તો પોતાના રેપર ઉપર છાપેલો રજીસ્ટર નંબર સાથે લખી મોકલવો. ચાલુ વર્ષમાં એ સૂચના અમે કરેલી, પણ તે તરફ ગ્રાહકોએ પુરતું લક્ષ આપ્યું હોય એમ સમજાતું નથી.

તંત્રી.

કેળવણી બુદ્ધિને સુવ્યવસ્થિત જ્ઞાન પ્રાપ્ત કરાવે છે, તેમજ સંકલ્પવૃત્તિ અને ચારિત્ર પણ તેથી ઉત્તમ બને છે.

બાળકોને સામાજીક પરિસ્થિતિની બહુ અસર થાય છે. તેમની લાગણીઓનો આધાર આ પરિસ્થિતિને વશ હોવાથી શિક્ષકનું મુખ્ય કર્તવ્ય તે લાગણીઓનો અભ્યાસ છે; બાળકોની બુદ્ધિને સુમાર્ગે દોરવાનાં, અને લાગણીઓને નિયમિત કરવાનાં સાધનો શિક્ષક જુએ તો તેની સમીપજ હોય છે. "સારા પદાર્થો તરફ તેમનું લક્ષ દોરો, શબ્દોદ્વારા સુવિચારો પ્રેરો" એ ઉદ્ગારોનું સત્ય શિક્ષકને શોધવાની જરૂર રહેતી જ નથી તેમના સહવાસમાં કે દેખરેખ નીચે બાળકો પોતાનુ જીવન ગાળે છે, તેથી તેમની અસર થયા વિના રહેતી નથી. આથી શરૂઆતમાંજ અમુક લાગણીઓ બાળકોનાં મનને કબજે કરે છે. આમાંની કેટલીક ઉત્તેજવા યોગ્ય હોય છે, તો બીજી કેટલીક દૂર કરવા શિક્ષકને યુક્તિપુરઃસર પ્રયાસ કરવો પડે છે. મોટે ભાગે લાગણીઓ કેળવવાની રીત સીધી ન હોતાં આડકતરી હોય છે. બાળકની પરિસ્થિતિ બદલ્યાથી, અને તેને યોગ્ય સાહચર્યમાં મૂકવાથી, એકાંત જીવન ગાળનાર તે બાળકની સંકુચિત વિચારોથી ગ્રથિત થયલી લાગણીનો વિકાસ કરી શકાય છે. ભય, ક્રોધ, અને બાયલાપણારૂપી દુર્ગુણો જે બાળકોમાં નજરે પડે તેમની તેવી લાગણી ખસેડવા, બહાદુર, શાંત, અને સાહસિક પુરુષોનાં જીવનદૃષ્ટાંતથી બોધ આપવો પડે છે. બાળકોની લાગણીનો વિચાર કર્યા વિના જે શિક્ષક પોતાનું કાર્ય કરે છે, તેનો માર્ગ કઠિન નીવડી કાર્યસમાપ્તિ અને ફળપ્રાપ્તિ દૂર ખસે છે. માટે લાગણીઓ તરફ અતિશય લક્ષ આપી દરેક શિક્ષકને પોતાનું કામ કરવું પડે છે.

લાગણીઓ ઘણા પ્રકારની છે. તેમાંની એક "સ્પર્ધા" શિક્ષણમાં અગ્ર સ્થાન ભોગવે છે. ફ્રોબેલની આખી કિંડરગાર્ટન પદ્ધતિ બાળસ્વભાવને ઉદ્દેશીને યોજાઈ છે, અને તે બાળસ્વભાવનું એક મુખ્ય લક્ષણ 'ચપળતા' છે. સ્પર્ધાનું મૂળ ચપળતામાં છે. પોતાનો સાથી જે ઉચ્ચ ગુણ ધરાવતો હોય તે પ્રાપ્ત કરવાના પ્રયાસને સ્પર્ધા કહે છે. બાળકોને હરિફાઈ પ્રિય હોય છે, કેમકે બીજા કરતાં પોતે ચઢિઆતાં છે, એમ સાબીત કરવામાં આનંદ માને છે. કોઈ પણ પ્રશ્નનો ઉત્તર પહેલો આપવાની ત્વરા, ઉપલો નંબર મેળવવાની ઉત્કટ ઇચ્છા, દાખલો પહેલો ગણી પોતાનું પ્રાવીણ્ય પ્રકટ કરવાની લાલસા જેવા ગુણો શાળામાં કામ કરતા શિક્ષકોને અનુભવ-

સિદ્ધ છે. હરિફાઈની આ લાગણી ક્રિકેટના મેદાનમાં અને કસરતશાળામાં થતા પ્રયોગોમાં પણ નજરે પડે છે. ખેદની વાત એ છે કે મિત્રભાવ તથા ચઢિઆતાપણું સિદ્ધ કરવા જતાં આધુનિક સમયમાં ક્રિકેટની રમતો કલહ અને ક્રોધનો પ્રાદુર્ભાવ કરવાનાં સ્થાન થઈ પડયાં છે, માટે સ્પર્ધાની લાગણી કેળવનામાં શિક્ષકે બહુ સાવધ રહેવું જોઈએ. શાળા એવું સ્થાન છે, કે જ્યાં સ્પર્ધા બહોળા રૂપમાં પ્રવર્તે છે. ઇનામો કે સ્તુતિરૂપી શિક્ષણની યુક્તિઓ કેટલેક પ્રસંગે અનિષ્ટ પરિણામ પ્રાપ્ત કરાવે છે. બીજાને ઉતારી પાડવાને બદલે બાળક પોતાની ઉત્તમતા પ્રાપ્ત કરે એજ હેતુથી સ્પર્ધાની લાગણી કેળવવી જોઈએ. શિક્ષકે કોઈની સ્તુતિ કરવા જતાં બીજાને ઉતારી પાડતો હોય તેવી જાતના ઉદ્ગાર પોતે કદી કાઢવા ન જોઈએ. સ્તુતિ કરવી હોય, તો ગઈ કાલે જે જ્ઞાન અમુક વિદ્યાર્થી ધરાવતો હતો તેનાથી આજે તેણે કેટલું વધારે પ્રાપ્ત કર્યું છે, તેજ તેની સ્તુતિનો વિષય હોવો જોઈએ. અમુક વિદ્યાર્થી તેના સહાધ્યાયી કરતાં કેવો ચઢિઆતો છે, એ ઉદ્ગારો બહુધા હાનિકારક નીવડે છે. સારે માર્ગે હરિફાઈ કરવાને બદલે પોતાના સહચારીને ઉતારી પાડવાની કુટેવો કેટનાક વિદ્યાર્થીઓ પ્રાપ્ત કરે છે, તેમાંથી તેમને મુક્ત રાખી સામાજીક સમભાવનાને માર્ગે દોરવા શિક્ષકે પ્રયાસ કરવો. આમ સ્પર્ધાની લાગણી કેળવવામા શિક્ષકને બહુજ સાવધ રહેવું આવશ્યક છે.



## નૂતન યુરોપ.

( લેખક—રા. પરમાનંદ ડી. વ્યાસ બી. એ.)

પાંચ વર્ષ પછી આખરે પોતે જગાડેલા યુદ્ધમાં, સત્ય અને નીતિમાર્ગને અવલંબનારા મિત્ર રાજ્યોના હાથથી જર્મનિ મહાત થયું છે, અને તેના પરંપરાથી ચાલી આવતા રાજ્યલોભનો અંત આવ્યો છે, અને અમેરિકાના પ્રજાનાયક વિલ્સનના વિશ્વવિખ્યાત સત્યનીતિના ઉદ્ગારોને અમલમાં મૂકવા માટે પ્રથમ પગથીઆ તરીકે, ગરીબ અને નિર્બળ પ્રજાઓના સંરક્ષણાર્થે, બલપત્તર, તથા મદોન્મત્ત પ્રજાને અંકુશિત કરવા માટે, અને યુરોપની તેમજ બીજા દેશોની દીર્ઘકાળ શાંત્યર્થે, યુરોપના રાજ્યતંત્રીઓએ વિલ્સનની સમદૃષ્ટિ નીચે પ્રજાસંઘ ઘડ્યો છે, અને તેની સાથે યુરોપમાં પરાપૂર્વથી ચાલી આવતી અનેક પ્રજાઓ વચ્ચેની તકરારોનો ફડચો લાવવા નિમિત્તે, યુરોપની વિગ્રહ

પ્રદેશોની રાજકીય સરહદોમાં, પ્રજાતત્વના ધોરણે નવી સીમાઓ આકારાઈ છે. એ પ્રમાણે યુરોપના નકશાનું સ્વરૂપ ફરી ગયું છે. જર્મનિ અને ઑસ્ટ્રિઆ, જે વિગ્રહ પહેલાં બળવાન દેશો હતા, તેની રાજ્ય સરહદો એટલી બધી વિકૃત થઈ ગઈ છે, કે તેજ રાજ્યસરહદો સમજવા માટે આપણને યુરોપના પ્રજાજનવિભાગ સમજવાની પહેલાં જરૂર પડશે.

આર્યોના પશ્ચિમ તરફના ધસારા પછી અને આર્યોના ત્યાં સ્થાયી થયા પછી, કાળે કરી યુરોપમાં ગએલા તેજ આર્યો હિંદમાંના તેમના સ્વદેશીઓથી આચારવિચાર અને જ્ઞાનવિજ્ઞાનમાં જુદા પડયા, પણ તેજ દેશની ભૂમિરચના અને નૈસર્ગિક પરિસ્થિતિને લીધે પ્રજાવિભાગ થયા. એ પ્રમાણે યુરોપમાં ભિન્ન ભિન્ન પ્રજાઓ હયાતીમાં આવી પછીથી તેઓમાં સર્વોપરિપણા માટે વિગ્રહો સ્વાભાવિક રીતેજ થયા.

યુરોપનો આધુનિક ઐતિહાસિક સમય ૧૭૯૦ની સાલથી ગણતાં યુરોપમાં શ્રેષ્ઠતા સાધવા માટે પ્રજાઓમાં થએલા ઝઘડાઓ સહેલાઈથી સમજાશે, અને ખરી રીતે જોતા તેજ સમયથી દુશ્મન રાજ્યોની આર્થિક સ્થિતિ-પ્રગતિએ, તેમજ [illegible] ડાએ રાજ્યલોભમાં અભિવૃદ્ધિ કરી; જેને પરિણામે ગયો વિનાશક વિગ્રહપ્રસંગ ઉભો થયો હતો

૧૭૯૦ની સાલથી જર્મનિ અને ઑસ્ટ્રિઆએ યુરોપની કઈ કઈ પ્રજાઓ ઉપર આધિપત્ય ભોગવવાનો લોભ વધાર્યો તે નકશા નં ૧ માં નજર કરવાથી માલમ પડશે. સરખાવો ૧૯૧૪ની સાલનો યુરોપનો રાજકીય નકશો.*

પશ્ચિમથી પૂર્વ તરફ નજર કરતાં સહેજ સમજાશે કે પશ્ચિમથી પૂર્વ તરફ જેમ જઈએ તેમ પ્રજાજન વિભાગ વધારે ને વધારે ગુંચવણ ભરેલા થતા જાય છે. પશ્ચિમ અને મધ્ય યુરોપમાં તો સામાન્ય રીતે કહી શકાય કે આ વિભાગ સ્પષ્ટ છે, અને તે વિભાગોમાં અન્ય પ્રજાતત્વ મિશ્રિત થએલું જોવામાં નથી આવતું, પણ પૂર્વમાં, અને તેમાં ખાસ કરી અગ્નિકોણમાં પ્રજાતત્વ ઘણા પ્રમાણમાં મિશ્રિત છે.

હવે જ્યારે જર્મન અને ઑસ્ટ્રિઆના રાજ્યોનો વિસ્તાર વૃદ્ધિ પામ્યો, ત્યારે આ ભિન્ન ભિન્ન વિદેશીય તત્વો તે દેશોના મહારાજ્યોમાં દાખલ

* વાચકોની સમજુતી માટે આ લેખને અંતે બે નકશા આપ્યા છે તે તપાસવાથી વિશેષ સ્પષ્ટીકરણ થશે.

અર્થ, અને તેટલે અંશે એ દેશોના રાજ્યતંત્રમાં 'કડક રાજ્યનીતિ'ના પીરશો રચાયા, કે જેવા રાજ્યમાં ગરબડ કે બળવો ન થાય, અને એ પ્રમાણે હમેશને માટે વિદેશીય પ્રજાતત્વને દાબમાં રહેવુ પડ્યું.

કેવી રીતે જર્મનિ અને આસ્ટ્રિઆએ બીજી અન્ય પ્રજાઓના લોકો પોતાની સત્તા વધારી તેનો ટૂંક સાર નીચે પ્રમાણે છે.

જર્મનિ—

ઇ. સ. ૧૭૮૯ ના અરસામાં જર્મનિમાં નાના મોટા રાજ્યકીય હક્ક ભોગવતા લગભગ ૩૬૦ વિભાગો હતા, અને તેમા હેમ્બર્ગ, બ્રિમેન, ફ્રેંકફર્ટ જેવાં શહેરો પણ હતાં તે સ્વાયત્ત રાજ્યતંત્રનો અધિકાર ભોગવતાં હતાં, અને બેવેરીઆ બોહિમિઆ, સેક્સનિ જેવા મોટા પ્રાંતો ચુંટણીનો હક્ક ધરાવતા હતા.

ઈ. સ. ૧૮૧૦. આ વખતે જર્મનિ મુખ્ય ચાર રાજકીય વિભાગોમાં વહેંચાઈ ગયું હતું. (૧) આસ્ટ્રિઅન શહેનશાહતનો પ્રદેશ (૨) ર્‌હાઇનના ડાબા કિનારાનો પ્રદેશ જે ફ્રેંચ લોકોના હાથમાં હતો (૩) પ્રુશિઆનો એલ્બ નદીની પૂર્વનો પ્રદેશ. (૪) અને બાકીનો ભાગ "ર્‌હાઇનના રાજ્ય મંડળ" તરીકે પ્રસિદ્ધ હતો.

ઈ. સ. ૧૮૧૫. આ સાલથી જર્મન રાજ્યનાયક પ્રુશિઆ પ્રદેશ બન્યો, અને જર્મનિની દરેક પ્રકારની પ્રગતિ આ દેશના સર્વોપરિપણા નીચે થવા લાગી. પ્રુશિઆ જર્મનિની ટચવાદોરી ગણાયો, અને આખરે "જર્મનિ" અને પ્રુશિઆ' પર્યાયનિનાયક શબ્દો થઈ પડ્યા.

ઇ સ. ૧૮૬૪ની સાલથી જર્મનિએ (પ્રશિઆએ) આસ્ટ્રિઆ જે અત્યારસુધી તેની બાજુમાં ઉભુ રહેતુ હતુ તેને અલગ કર્યું, અને મહાન રાજ્યકારીઓના હાથ તળે જર્મનિ યુરોપના દેશો કરતાં બળવાન થયું.

ઈ. સ. ૧૮૬૪-૬૬.—ડેન્માર્ક પાસેથી સ્લેસ્વિગ—હોલ્સ્ટેઇન પ્રાંત લડાઈ કરી લીધા.

ઈ. સ. ૧૮૭૭. આલ્સેસ લોરેન ફ્રાન્સ પાસેથી લીધા.

હવેથી જર્મનિની નજર દરીઆપારના દેશો તરફ ફરી, અને પરિણામે જર્મનિ સંસ્થાનો ધરાવતું રાજ્ય થયુ જર્મનિ દૂરના દેશોમાં નીચેના પ્રદેશો ઉપર સત્તા ૧૯૧૪ ની સાલમાં ધરાવતું હતુ.

આફ્રિકા. ટોગોલેન્ડ, કેમેરૂન, જર્મન નૈઋત્ય આફ્રિકા, જર્મન પૂર્વ આફ્રિકા.

ચીન. કિઆઉચૌનો મુલક.

પાસિફિક. કૈસર—વિલ્હેલ્મસલૅન્ડ બિસ્માર્ક ટાપુઓનો સમૂહ. સોલોમોન
મહાસાગર. ટાપુઓ, કેરોલાઈન ટાપુઓ, માર્સેલ્સ ટાપુઓ, શેગોઆ વગેરે.

આ બધા પ્રદેશોનો વિસ્તાર લગભગ ૧૧૨૮૬૪૦. ચો.મા. જેટલો હતો.

**આસ્ટ્રિઆ—**

વિગ્રહ પહેલાં આ દેશ, તેમાં વસતી જુદી જુદી પ્રજાઓ, ભૂમિરચના અને ઐતિહાસિક હકીકતમાં યુરોપમાં સંપૂર્ણાંશે એક વિશેષ પ્રકારનો દેશ હતો.

ઈ. સ. ૧૭૮૯ માં આસ્ટ્રિઆ યુરોપમાં ઘણા પ્રદેશો ઉપર પોતાની સત્તા ધરાવતું હતું. બેલ્જીઅમ અને હોલાંડ પણ તેની સત્તા નીચે હતાં. આ રાજ્યમાં બેલ્જીઅન્સ, ફ્લેમિંગ્સ જર્મન્સ, ઝેકસ, સ્લોવન્સ, સ્લોવાકસ, મેગ્યાર્સ, પોલ્સ વગેરે ભિન્ન ભિન્ન પ્રજાઓ હતી, પણ એજ ભિન્ન ભિન્ન પ્રજાતત્વોને લીધે અને આંતરિક નબળાઈને લીધે આસ્ટ્રિઆ યુરોપના વિગ્રહોમાં દિનપ્રતિદિન નબળું પડતું ગયું.

આસ્ટ્રિઆએ ૧૭૯૭ માં નેધર્લૅન્ડ્સ
૧૮૦૫ માં વેનિશિઆ
૧૮૧૫ માં ઈટાલીનો ઉત્તર પ્રદેશ } ખોયાં,

અને એ પ્રમાણે તે નબળું પડી ગયું, પણ ત્યારપછી તે પ્રુશિઆના તેજમાં અંજાવા લાગ્યું, અને જર્મનિને તે ઉપગ્રહ તરીકે ત્યારથી વળગી રહ્યું.

ઈ. સ ૧૮૬૭ માં આસ્ટ્રિઆ-હંગેરીનું સંયુક્તરાજ્ય ઉભું થયું.

ઈ સ. ૧૮૭૮ માં હર્ઝેગોવિના અને બોઝનિઆ કબજે કર્યાં.

ત્યારથી આસ્ટ્રિઆની ગતિ બર્લિનના આધારચક્રના પ્રભાવે, યુરોપના અગ્નિકોણ તરફ થવા લાગી

હવે બીજા બે દેશો જે હાલની રાજકીય સ્થિતિમાં અગત્ય ધરાવે છે, તે બેલ્જીઅમ અને પોલાંડ છે.

**બેલ્જીઅમ.**

૧૮૩૯ માં યુરોપના મોટા રાજ્યોએ સત્તાતુલનાના નિયમને આધારે નવાં રાજ્યો કોતરી કાઢ્યાં, અને એ વખતે હોલાંડ અને બેલ્જીઅમનાં રાજ્યો હયાતીમાં આવ્યાં, અને ત્યારથી સ્વતંત્રતા ભોગવતાં થયાં. વળી બેલ્જીઅમનું અખંડપણું, તેમજ તે દેશની તટસ્થતા, યુરોપના કોઈ પણ વિગ્રહ દરમિઆન સ્વીકારવામાં આવી, અને આસ્ટ્રિઆ, પ્રુશિઆ, રૂશિઆ, બ્રિટન, ફ્રાન્સ જેવા મોટા દેશોએ તેને અભયવચન આપ્યું. જર્મનિએ તે વચન તોડ્યું.

## પોલાંડ.

આ રાજ્યનો ઇતિહાસ ૯મા અને ૧૦મા સૈકાથી શરૂ થાય છે, અને ૧૭મા તથા ૧૮મા સૈકાઓમાં તે બહુ વિસ્તારવાળો પ્રદેશ હતો કાળા સમુદ્રથી, ઉત્તરમાં બાલ્ટિક સમુદ્ર સુધી તેના રાજ્યની સીમા હતી. એ વખતે પોલાંડના રાજ્યમાં પશ્ચિમ પ્રુશિઆ, ગેલિશિઆ, યુક્રાઈન વગેરે દેશો પણ હતા.

આ પ્રદેશને મોટામાં મોટો ગેરલાભ એ હતો, કે ખાસ કરી પૂર્વે અને પશ્ચિમમાં કુદરતી સીમાઓ હતી નહિ. તે રાજ્યમાં ભળેલી ભિન્ન પ્રજાઓની ગરબડ વધી પડી, અને આખરે પોલાંડના ભોગે પડોશના દેશો પ્રુશિઆ, આસ્ટ્રિઆ, રૂશિઆ બળવાન થતા ગયા, તેનાં અંગો એક પછી એક તુટતાં ગયાં, અને પોલાંડની ત્રણ વખત વહેંચણી થઈ તેમાં પોલાંડ અદૃશ્ય થયું.

(૧) ૧૭૭૧ માં રૂશિઆએ નીસ્ટર-નીપર-ડ્યુના પ્રદેશો લીધા. પ્રુશિઆએ પશ્ચિમ પ્રુશિઆ વગેરે પ્રદેશો લીધા; અને આસ્ટ્રિઆએ ગેલિશિઆનો કોળીઓ કર્યો.

(૨) ૧૭૯૩ માં બીજી વહેંચણી થઈ. પડોશના રાજ્યોએ પોલાંડનું ભક્ષણ બીજી વાર કર્યું. તેમાં રૂશિઆએ યુક્રાઇન, અને પ્રુશિઆએ ડાન્ઝિગ, થોર્ન અને બીજા પ્રદેશો લીધા.

(૩) ૧૭૯૫ માં પ્રુશિઆએ વારસો અને આસ્ટ્રિઆએ ક્રેકો પ્રદેશ લીધો.

૧૮૦૬-૧૮૧૦ નેપોલિઅનના સમયમાં તે દેશને કંઈક સજીવ કરવામાં આવ્યો.

૧૭૯૫ માં તેની પાસેથી લઈ લેવામાં આવેલા મુલકો પાછા સોંપવામાં આવ્યા, પણ ૧૮૧૫ માં પુનઃ વ્યવસ્થા થઈ તેમાં પાછા તે પ્રદેશો લઈ લેવામાં આવ્યા

૧૮૩૧ માં રૂશિઅન સત્તા સામે પોલાંડમાં બળવો થયો, અને પરિણામે તે દેશ રૂશિઅન સામ્રાજ્યમાં જોડી દેવામાં આવ્યો, અને તે દિવસથી પોલાંડ મૃતપ્રાય રહ્યો. પોલ લોકોને વિદેશીય ધુસરીનો ભાર વહન કરવો પડ્યો. જુદા જુદા દેશોમાં પોલ લોકો કેવી રીતે વહેંચાઈ ગયા હતા તે નીચેની હકીકત ઉપરથી સમજાશે.

| | | |
|---|---|---|
| વિસ્ચુલા નદીના પ્રદેશમાં | ૧,૧૦,૦૦,૦૦૦ | } ૧,૮૪,૦૦,૦૦૦ |
| પ્રુશિઆમાં | ૩૨,૦૦,૦૦૦ | |
| આસ્ટ્રિઆમાં | ૪૨,૦૦,૦૦૦ | |
| રૂશિઆમાં | ૧,૦૭૪,૦૦,૦૦ | |

(આંકડાઓ આસરે છે).

હવે આ વિગ્રહને અંતે જે તહનામું થયું, તેની રૂહએ યુરોપનાં નવાં ઉદ્ભવેલાં રાજ્યોની સીમા નકશો નં. ૨ ગાથી સારી રીતે સમજાશે. એ યુરોપી રાજ્યોની સીમા સમજવા માટે ખાસ કરી નીચેની બાબતો ધ્યાનમાં રાખવી.

(૧) અમેરિકન પ્રજાનાયક વિલસનનો અતીવ ઉચ્ચ આદર્શ.
" સ્વેચ્છાનુસાર પ્રજાયત્ત શાસનતંત્ર."
(૨) તે તે દેશોના પૂર્વના ઇતિહાસનો યોગ્ય ખ્યાલ
(૩) યુરોપની ભૂમિરચના, અને કુદરતી કે બીજી રાજકીય સરહદો.
(૪) પ્રજાજનની વહેંચણી.
(૫). યુરોપના મહાન જળમાર્ગો.

વિગ્રહને અંતે પરાજિત થયા પછી તહનામાની જે કલમો જર્મનિએ અને આસ્ટ્રિઆએ ગપુર્ગુપનું સ્વીકારી છે, તેને આધારે યુરોપની રાજ્યરચના નીચે પ્રમાણે થઈ છે જુઓ નકશો નં. ૭. સરખાવો નં. ૧ સને ૧૯૧૪ ની સાલનો યુરોપનો રાજકીય નકશો.

ઈ સ. ૧૯૧૯ યુરોપની રાજકીય સ્થિતિ. વર્સેલ્સનું ભંજું તહનામું.

**૧. જર્મનિ અને હોલાંડ.**

હાલમાં તો પૂર્વની સરહદ કામચલાઉ કાયમ રાખવામાં આવી છે.

**૨. જર્મનિ અને બેલ્જીઅમ**

જર્મનિ મોરનટ (પ્રશિયન વિભાગ સહિત) ઉપર બેલ્જીયમનું સર્વોપરિપણું સ્વીકારે છે. માલમેડી અને યુપેન પ્રદેશ ઉપરના સઘળા હકો છોડી દે છે.

**૩. લક્ઝેમ્બર્ગ.**

જર્મનિ ની સીધી કે આડકતરી લાગવગમાથી મુક્ત

**૪. સારે પ્રદેશ.** (લોર્ઇનની મોસલ શાખાની ઉપશાખા. ડાબે કિનારે.) આ પ્રદેશ પૂર્વમાં છેક હોમ્બર્ગ સુધીનો–૧૫ વરસ સુધી પ્રજાસંઘની સત્તા નીચે રહે. પછી પ્રજામત લઈ તે પ્રદેશને કોઈ પણ રાજ્યમાં ભળવાની છૂટ

૫. આલ્સેસ લોરેન.

આ મુલક પાછા ફ્રાન્સને સ્વાધીન કરવા.

૬. સ્વીટ્ઝર્લેન્ડ.

જર્મનિ અને સ્વીટ્ઝર્લેન્ડ વચ્ચેની સરહદ કાયમ.

૭. જર્મન આસ્ટ્રિઆ.

આ પ્રદેશની સ્વતંત્રતા જર્મનિ સ્વીકારે છે ૧૯૧૪ ની સાલની જર્મનિને લગતી સરહદ કાયમ રાખવી, પણ ઝેકો-સ્લોવાક રાજ્યની સરહદને અનુસરતી.

૮. બોહિમિઆ કે ઝેકો સ્લોવાક (સ્ટેટ.) રાજ્ય.

૧૯૧૪ ની સાલની બોહિમિઆની સરહદ પણ નવા થએલા પોલન્ડના રાજ્યને અનુસરતી.

૯. પ્રુશિઆ જર્મનિ,

પૂર્વમાં પોઝન, અપર સાઇલિશિઆ અને પશ્ચિમ પ્રુશિઆનો થોડો પ્રદેશ. (વિસ્ચુલાની પૂર્વનો) વગેરે દેશો જર્મનિમાં બાદ કરવામાં આવ્યા.

૧૦. પૂર્વ પ્રુશિઆ.

પૂર્વ પ્રુશિઆના મેઝોરિઅન પ્રદેશના પોલ રહેવાસીઓની ઇચ્છા મુજબ રાજ્યમાં જોડાવાનો હક, તેવીજ રીતે પશ્ચિમ પ્રુશિઆમાં વિસ્ચુલાની પૂર્વના પોલ રહેવાસીઓને હક સોંપવામાં આવ્યો.

૧૧. પ્રુશિઆનો ઇશાની વિભાગ.

પૂર્વ પ્રુશિઆનો મોટો પ્રદેશ (બાલ્ટિક કિનારે) તેમાંથી બાદ કરી તેનું ભવિષ્ય મિત્રરાજ્યોને હસ્તક સોંપવામાં આવ્યું.

૧૨. ડાન્ઝિગ (પોલાન્ડને બાલ્ટિકની બારી).

પશ્ચિમ પ્રુશિઆ અને પૂર્વ પ્રુશિઆની વચ્ચે થઈ પોલાન્ડને ડાન્ઝિગરૂપી દ્વાર ખુલ્લું કરી આપ્યું. ડાન્ઝિગ શહેરને સ્વાયત શાસનતંત્રનો હક સોંપવામાં આવ્યો. એટલે કે તે સ્વતંત્ર શહેર બન્યું.

૧૩ ડેન્માર્ક.

ઉત્તર અને મધ્ય સ્લેસ્વિગ પ્રદેશોને ત્યાંના પ્રજામત પ્રમાણે રાજ્યમાં ભળવા દેવા.

૫૪. ર્‌હાઇન પ્રદેશ.

ર્‌હાઇન નદીના ડાબા કિનારાનો પ્રદેશ ઘણોખરો મિત્રરાજ્યોના કબ્જામાં રહ્યો, અને જમણા કિનારે પૂર્વમાં જર્મનિએ નદીથી પૂર્વે ૫૦ કીલોમિટરના વિસ્તારવાળા પ્રદેશમાં કિલ્લેબંધી ન કરવાનું કબુલ કરે છે.

આ સરતોથી જર્મનિનો વિસ્તાર ઘટી ગયો તેનું કોષ્ટક નીચે પ્રમાણે.

| | વિસ્તાર. | વસ્તી. |
|---|---|---|
| (૧) આલ્સેસ-લૉરેન. | ૫૬૦૦ ચો. મા. | ૧૮૭૪૦૦૦ |
| (૨) માલ્મેડી. | ૪૦૦ ,, | |
| (૩) પૂર્વ અને પશ્ચિમ પ્રુશિઆ અને સાઇબિરિઆ. | ૧૫૦૦૦ ,, | ૨૮૦૦૦૦૦ |
| (૪) પોસન. | ૧૧૦૦૦ ,, | ૨૦૦૦૦૦૦ |

બાકીના પૂર્વ પ્રુશિઆનો કેટલોક પ્રદેશ અને શ્લેસ્વિગ પ્રદેશામ્હાં લોકમત લેવાનો છે. એટલે તેનો વિસ્તાર ૮૬૮૦ ચો-મા જેટલો છે તે પણ હજી જર્મનિમાં ભળશે કે નહિ તે પણ જોવાનું રહ્યું. વળી જર્મનિએ સ્ટ્રાસબર્ગ, મેઝ, જેવા મજબુત કિલ્લાઓ પણ ગુમાવ્યા છે.

ઑસ્ટ્રિઆ-હંગરી-અને બોઝનિયા-હર્ઝગોવિના.

લડાઈ પહેલા આ રાજ્યનો વિસ્તાર ૨૬૧૧૭૪ચો મા. જેટલો હતો, અને તેમાં કુલ વસ્તી ૫૧૭૫૨૭૬૪ હતી. પણ લડાઈના અંતે આ રાજ્યના પ્રજાવર્ગના ધોરણે ઘણા વિભાગ પાડી નાખવામાં આવ્યાં છે, અને ઑસ્ટ્રિઆનો રાજ્યવિસ્તાર હવેથી માત્ર ૩૩૦૦૦ ચો. મા. નો, અને હંગરીના રાજ્યનું ક્ષેત્રફળ ૭૦૦૦૦ ચો મા. જેટલું રાખવામાં આવ્યુ છે. ઑસ્ટ્રિઆમાં હવે મુખ્યત્વે જર્મન લોકોની વસ્તી રહી, હંગરીમાં મેગ્યાર લોકોની રહી. બાકીની પ્રજાઓના વસ્તીના પ્રમાણમાં રાજ્યવિભાગ પાડી દેવામાં આવ્યા.

| વિગ્રહ પહેલાં | | વિગ્રહ પછી તેમાથી ઉદ્‌ભવેલાં રાજ્યો. |
|---|---|---|
| ઑસ્ટ્રિઆ અને હંગરિ. | એકરાજ્ય. | (૧) ઝેકો સ્લોવેકિયા (પ્રેગ) સ્વતંત્ર<br>(૨) જર્મન ઑસ્ટ્રિઆ સ્વતંત્ર (વિએના,)<br>(૩) હંગરી. સ્વતંત્ર (બુડાપેસ્ટ) |

બાકીના પ્રદેશોમાં ટ્રેન્ટિનો-ઇસ્ટ્રિઆ અને ડાલ્મેશિઆનો કિનારો. ઇટાલીને ટ્રીએસ્ટ સોપવામાં આવ્યુ છે. ફ્યુમ વિષે હજુ નીવેડો થયો નથી.

સર્વીઆને પણ કેટલોક પ્રદેશ આસ્ટ્રિઆ હંગરીના રાજ્યમાંથી સોંપવામાં આવ્યો છે. ગેલિશિઆનો કેટલોક પ્રદેશ પોલંડને સોંપાશે, અને ટ્રાન્સિલવાનિઆનો રૂમાનિઆને.

તુર્કસ્તાન.

યુરોપી તેમજ એશિઆઈ તુર્કસ્તાનનું ભવિષ્ય પ્રજાસંઘને હાથે ઘડાશે.

રૂશિઆ.

આ મહારાજ્ય અત્યારે છિન્નભિન્ન થઇ ગયું છે.

વિગ્રહ પહેલાં જે ત્રણ રાજ્યો યુરોપનાં મહારાજ્યો તરીકે ગણાતાં હતાં તે હવે છેક ઉતરતા વર્ગનાં રાજ્યની દશાને પામ્યાં છે, તેમના લોલુપ્રક્ષોનો નાશ થયો છે. અને હવે તેમને કરેલાં કૃત્યોની શિક્ષા ખમવાનો પ્રસંગ આવ્યો છે. આપણે ઇચ્છીએ છીએ કે એ રાજ્યો પોતાના દુર્ગુણો દૂર કરી, પ્રજાસંઘમાં ભળી પોતપોતાની પ્રજાઓની આબાદી વધારે, અને ફરીથી યુરોપમાં કાયમની સુલેહ જળવાઈ રહે.

## નકશાની સમજુતી.

આ પછીના પાના ઉપર આપેલા બે નકશામાંનો પહેલો ઇ. સ. ૧૯૧૪ માં જર્મનિ કઈ સ્થિતિમાં હતુ તેનું વર્ણન આપનારો છે. બીજો આજનું ત્યાંનું નાનું પ્રજાસત્તાક રાજ્ય દર્શાવનારો છે. ફ્રાન્સને એલ્સેસ લોરેન, અને સિલેસીઆનો ભાગ તથા પોસેન સહિત પશ્ચિમ પ્રુશિઆ પોલાન્ડને સોંપવા ઉપરાંત ઉભી લીટીવાળી પૂર્વ પ્રુશિઆની નવી સરહદ લોકમત પ્રમાણે નક્કી થશે. તેમજ સ્લેસ્વીગનો કેટલોક ભાગ (નં. ૧, ૨, ૩) ડેન્માર્કને મળશે હેલિગોલાન્ડ (નં. ૪)ની કિલ્લેબંધી તોડી પાડવાની છે. પાંચ નંબરથી દર્શાવેલી નાની સરહદ બેલ્જીઅમને પાછી મળે છે સારેની ખીણ. (નં ૬) અને ડેન્ઝીગ પ્રજાસંઘની સત્તા નીચે વહેંચાઈ જશે. ટપકાંવાળી રેખા (નં. ૭) જર્મન કિલ્લાની પશ્ચિમ સરહદ દર્શાવે છે, અને મેમલ (નં. ૮) મિત્ર રાજ્યની સત્તા નીચે આવે છે.

શાળાપત્ર ઓફીસ.

બીજો વિષયઃ—બાળપોથી (હિમાયતે ઈસ્લામ, લાહોર સીરીઝ) નું વાચન. ટુકાં અને સાદાં ગીત સાથે ગાવાં.

ત્રીજો વિષયઃ—મૂળાક્ષર અને "તખ્તી" પુરી. જોડાક્ષર ન આવતા હોય એવા ટુકા શબ્દો પાટીઆ ઉપર અથવા સ્લેટ ઉપર મોટા અક્ષરે લખવા.

ચોથો વિષયઃ—બાળવર્ગમાં નીચલા વિષયો પણ શીખવવા ઠીક થઈ પડશે—

(અ) સાદા આકાર, રંગ તથા બહુ જાણીતી વસ્તુઓનું શિક્ષણ.

(બ) મુખ્ય મહેતાજીએ અથવા ટ્રેન્ડ આસિસ્ટંટે સાદી અને રસિક વાર્તા કહેવી.

(ક) સાદાં ગીતો મોઢે બોલાવવાં, અને સાથે ગવરાવવાં.

(ડ) બાળકવાયત, કસરત અને રમતો.

(ઇ) નિશાળની સગવડ પ્રમાણે થોડાક કિન્ડરગાર્ટનના પાઠો.

ટીપ—ગણવું, શબ્દ બનાવવા, સાદા ડ્રોઇંગ* સાથે પદાર્થ પાઠો, વાર્તા, ગીતો, રમતો, તથા ઉદ્યોગો એ સર્વ બને ત્યાં સુધી એકબીજા સાથે જોડવા.

---

*સ્લેટ અથવા કાગળ અથવા પાટીઆ ઉપર વર્ગમાં અપાયલા પદાર્થપાઠો સાથે સંબંધ ધરાવતી વસ્તુઓની અથવા જોડેની યાદીમાંની વસ્તુઓની ફક્ત રૂપરેખાનું ડ્રોઇંગ; સૂચના માટે પુરવણી બ જુઓ —

**વસ્તુઓની યાદી.**

| વિભાગ (અ) | વિભાગ (ક) | વિભાગ (ડ) |
|---|---|---|
| ૧ લાકડી<br>૨ પેન્સિલ.<br>૩ સ્લેટ.<br>૪ પરબીડીઉ (બંધ કરેલુ પોસ્ટ)<br>**વિભાગ (બ)**<br>૧ દડો અથવા લખોટા.<br>૨ ઇંડું.<br>૩ બાળકનો પતંગ.<br>૪ ભમરડો. | ૧ નારંગી.<br><br>૩ કેરી.<br>૪ અ – | ૧. ઓગબર્ગ ડ્રોઇંગના ૧ લા પુસ્તકને ૨૭ મે પાને છે તેવો છોકરો (એટલે એકજ લીટીથી રૂપરેખા બનાવવી.)<br>૨. (ઓગસબર્ગના ડ્રોઇંગના ૧ લા પુસ્તકને ૪૪ મે પાને આપેલ છે તેવું) મરઘીનું બચ્ચું. |

## ૧લું ધોરણ.

ટોકા

૨૦૦ પહેલો વિષય:—

૧૦,૦૦૦ સુધીની સંખ્યાનું લેખન તથા વાચન; વીસા (૨૦×૧૦) સુધીના આંક; અર્ધા પંચોસ સુધીના; પાયા પચાસ સુધીના; ચલણી નાણાંની માહીતી, તથા નાણાંની ધાત. પદાર્થો વડે રીતો તથા ધાતો સમજાવવી. આંક બોલાવવા. પહેલા વરસ માટે ઠરાવેલા આંકની અંદરના સવાલો આવે તેવા મુખગણિતના દાખલા.

૧૦૦ બીજો વિષય.—

(હિમાયતે ઈસ્લામ) લાહોર સીરીઝની પહેલી ચોપડીનું વાચન, ચાલેલા ભાગની મમલુતી સાથે. ટૂંકાં અને સાદાં ગીતો સાથમાં ગાવાં.

૩૦૦ ત્રીજો વિષય:—

વાંચેલા ભાગમાંથી શબ્દો સ્લેટ અથવા પાટીઆ ઉપર મોટા અક્ષરે લખવા.

૧૦૦ ચોથો વિષય:—

સાદી અને રસિક વાર્તાઓ કહેવી; આ વાર્તાઓ છોકરાઓ પાસે તેમના પોતાના શબ્દોમાં કહેવરાવવી; અને ૧૫ પદાર્થપાઠો, સાદા ડ્રોઇંગ સાથે* અને કિન્ડરગાર્ટનના પાઠો, કવાયત, રમતો અને ઉદ્યોગો ચાલુ રાખવાં.

---

*સ્લેટ અથવા કાગળ અથવા પાટીઆ ઉપર, વર્ગમાં અપાયલા પદાર્થપાઠો સાથે સબંધ ધરાવતી વસ્તુઓની, અથવા નેચેની યાદીમાંની વસ્તુઓની ફક્ત રૂપરેષાનું ડ્રોઇંગ. સૂચના માટે પુરવણી ચ જુઓ:—

વસ્તુઓની યાદી.

| વિભાગ (અ) | વિભાગ (બ) |
|---|---|
| ૧. કલમ. | ૧. ટામ ટામ. (તાસાં વગેરે.) |
| ૨. ચોપડી. | ૨. પંટ. |
| ૩. વાંસની લાકડી. | ૩. ટોપી. (હિંદુસ્તાનના છોકરાઓ પહેરે છે તેવી.) |
| ૪. ચાખખો. (ચાકુ.) | ૪. સપાટ અંડાકાર થાળી. |
| ૫. દેશી ત્રાજવું. | ૫. ટંબલર (કાચનો પ્યાલો.) |

## ૩જું ધોરણ.

દોકડા.

૧૦૦ પહેલો વિષયઃ—

૭૫ (અ) આંકજણી, તથા વિવિધ સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર તોલ, માપ, મહત્વ અને વખતના સ્થાનિક કોઠાઃ નિરાશીના સહેલા દાખલા.

૨૫ (બ) પહેલાં ત્રણ વર્ષોમાં જે કોઠાક શીખવ્યાં હોય તેનો ઉપયોગ થાય તેવા મુખગણિતના દાખલા.

૧૦૦ બીજો વિષય —

૭૫ (અ) (હિમાયતે ઇસ્લામ) લાહોર સીરીઝ વાચનમાળાની ત્રીજી ચોપડીમાંથી પસંદ કરેલા ૬૦ પાનાનું વાચન, આવેલા ભાગની સમજુતી તથા શબ્દોના અર્થ સાથે

૨૫ (બ) ચાલતી ચોપડીની કવિતાની ૬૦ લેનોનો મુખપાઠ તથા સમજુતી.

૧૦૦ ત્રીજો વિષય —

૫૦ (અ) ચાલતી ચોપડીમાંથી ત્રણ લીટીનું ડિક્ટેશન મોટે અક્ષરે લખવું

૫૦ (બ) મધ્યમ કદના અક્ષર લખવા પુરી લખેલી કોપી બુક બતાવવી કોપીબુક નં ૨

ચોથો વિષય —ભૂગોળ —બની શકે ત્યાં સુધી પ્રત્યક્ષ અવલોકનથી, તથા માટીના અથવા બીજા નમુનાથી ભૂગોળની મુખ્ય સંજ્ઞાઓ શીખવીને પછી નકશામાં બતાવવી નકશામા ભૂસ્તર રચના બતાવી હોય તે ઉપરથી દેશના ઉંચાણ નીચાણના દેખાવ તથા તેના સામાન્ય લક્ષણો વિષે અનુમાન કરવાનો છોકરાઓને મહાવરો પડાવવો (નકશાના) સ્કેલનું જ્ઞાન. સ્કેલથી નકશા ઉપર અંતરો માપવાં જિલ્લા અથવા એજન્સિની ભૂતળ તથા રાજકીય ભૂગોળ જે જે ઉદ્યોગ ત્યાં ચાલતા હોય, સ્થળો વચ્ચે વ્યવહાર ચલાવવાના જે સાધનો તેમા હોય તે વગેરે મુદ્દા વિભાગની સામાન્ય ભૂગોળ શિક્ષકે પાટીઆ ઉપર દોરેલા જિલ્લાના નકશાના ખોખામાં છોકરાઓએ જગાઓ પુરવી

૧૦૦ પાંચમો વિષયઃ—ચાલતી ચોપડીમાં વર્ણવ્યા પ્રમાણે, અથવા કોઈ પણ અનુકૂળ ચોપડીમાંથી લીધેલા (છોડ, પ્રાણી, અને કુદરતી દેખાવ જેવા) પદાર્થો વિષે સાદા ડ્રૉઇંગ સાથે વીસ પદાર્થપાઠ.

૧૦૦ છઠો વિષયઃ—

૫૦ (અ) સરકારી ગુજરાતી વાચનમાળાની બીજી ચોપડીમાંથી પસંદ કરેલા ૩૦ પાઠનું વાચન. ચાલતા પાઠની સમજણી સાથે.

૩૦ (બ) ચોપડીના ચાલતા ભાગમાથી બે લીટીનું ડિક્ટેશન મોટે અક્ષરે લખવું.

૨૦ (ક) મોટા અક્ષર લખવા. પુરી લખેલી કોપીબુક બતાવવી.

* (અ) સ્લેટ અથવા કાગળ કે પાટીઆ ઉપર વર્ગમાં અપાયેલા પદાર્થપાઠો સાથે સબંધ ધરાવતી વસ્તુઓની અથવા નીચેની યાદીમાંની વસ્તુઓની ફક્ત રૂપરેખાનું ડ્રૉઇંગ, સૂચનાઓ માટે પુરવણી ઘ જુઓઃ—

(બ) આંકણી અથવા ફુટપટી અને સેટસ્કવેર (ત્રિકોણ કાટ) જેવાં સાદાં સાધનના ઉપયોગ સબંધી કેળવણી.

(ક) સાદી ચીજો અને પદાર્થોનું ખરેખરૂં માપ કરવાનો મહાવરો.

## વસ્તુઓની યાદી.

વિભાગ (અ).

૧. કુંચી.
૨. ચપ્પુ.
૩. સાનરણી.

વિભાગ (બ).

૧. શીશી.
૨. કેટલી.
૩. પીપ
૪. તાળું.

વિભાગ. (ક).

૧. મુળો અથવા (ગાજર).
૨. કેળું.
૩. એરંડાનું પાંદડું.
૪. કમળનું પાંદડું.
૫. કમળનું ફુલ.

વિભાગ (ડ).

૧. મંસમાખી (ઓગ્ઝબર્ગના ડ્રૉઇંગની ૧ લા પુસ્તકનું ૪૪ મુ પાનુ જુઓ.)
૨. છીપ.
૩. ચકલી, બોટલી ઓગ્ઝબર્ગના ડ્રૉઇંગના ૧ લા પુસ્તકનું ૧૨૭ મુ. પાનું જુઓ)
૪. બિલાડી.(બેઠેલી અથવા સુતેલી.)

## ૪ થું ધોરણ.

(આ ધોરણ પાસ કર્યા પછી છોકરાઓને અંગ્રેજી ભણવાની રજા આપવામાં આવશે.)

**૧૦૦ પહેલો વિષયઃ—**

૭૫ (અ) ત્રીજા ધોરણના અભ્યાસ ઉપરાંત તોલ, નાણું, માપ, મહત્વ અને વખતનાં અંગ્રેજી કોષ્ટક; અપૂર્ણાંક, ત્રિરાશીના વધારે અઘરા દાખલા, અને બહુરાશીના સહેલા દાખલા. સાદું વ્યાજ (તેમાં ફક્ત વ્યાજ ગણતાં શીખવવું.)

૨૫ (બ) મુખગણિત નીચેના ગુણોત્તર વાપરવા પડે તેવા સવાલો. ૧૨, ૨૦, ૨૪, ૩૦, ૪૦, ૪૮, ૯૬, ૧૦૦, ૧૨૦, અને ૩૬૦

**૧૦૦ બીજો વિષયઃ—**

૭૦ (અ) મોલવી મહમ્મદ ઈસ્માઈલ કૃત ઉર્દુ ચોથી ચોપડીમાંથી પસંદ કરેલા [illegible] વચન, ચાલેલા ભાગની સમજુતી, અને શબ્દોના અર્થ સાથે, નામ, સર્વનામ વગેરે કેવી રીતે વાપરવા તેનું, તથા તેના ઉદાહરણરૂપે વાક્યો બનાવવાનું શિક્ષણ.

૩૦ (બ) ચાલેલી ચોપડીમાંથી કવિતાની ૭૫ બેતોનો મુખપાઠ અને સમજુતી.

**૧૦૦ ત્રીજો વિષયઃ—**

૫૦ (અ) ચાલેલી ચોપડીમાંથી ચાર લીટીનું ડિક્ટેશન.

૫૦ (બ) ઝીણા અક્ષરો લખવા, પુરી લખેલી કોપીબુક બતાવવી-કોપી બુક, નં. ૩.

**૧૦૦ ચોથો વિષય —**

૫૦ (અ) પ્રાંતનો ઇતિહાસ, આ વિષયનું શિક્ષણ સાદી અને રમુજી વાર્તાઓ મારફત આપવું.

૫૦ (બ) વિભાગના જિલ્લાઓના ખાસ સ્થાન સાથે ઇલાકાનું અને હિંદુસ્તાનનું સામાન્ય જ્ઞાન. શિક્ષકે દોરેલા હિંદુસ્તાનના નકશાના ખોખામાં છોકરાઓએ જગાઓ પુરવી.

१०० પાંચમો વિષયઃ—ચાલતી ચોપડીમાં વર્ણવ્યા પ્રમાણેના અથવા કોઈ અનુકૂળ ચોપડીમાંથી લીધેલા (છોડ, પ્રાણી અને કુદરતી દેખાવો જેવા) પદાર્થો વિષે २० પદાર્થપાઠ સાદા ડ્રોઈંગ સાથે. *

१०० ६ ઠો વિષયઃ—

६० (अ) સરકારી વાચનમાળાની ત્રીજી ચોપડીના પહેલા બે ભાગમાંથી પસંદ કરેલા १५ પાઠનું વાચન, તથા સરકારી વાચનમાળાની ४ થી ચોપડીના પહેલા બે ભાગમાંથી પસંદ કરેલા १५ પાઠ. ચાલેલા ભાગના સમજુતી સાથે. નામ, સર્વનામ વગેરેનો ઉપયોગ.

२० (ब) ચાલેલી ચોપડીમાંથી ત્રણ લીટીનું ડિક્ટેશન.

२० (क) મધ્યમ કદના અક્ષરો લખવા, પુરી લખેલી કોપી શુદ્ધ બતાવવી.

---

*(અ) સ્લેટ અથવા કાગળ અથવા પાટીના ઉપર જેમાં આપાએલા પદાર્થપાઠો સાથે સંબંધ ધરાવતી વસ્તુઓની અથવા નીચેની યાદીમાંની વસ્તુઓની ફક્ત રૂપરેખાનું ડ્રોઈંગ. સૂચનાઓ માટે પુરવણી ૨ જુઓ:—

(બ) સાદા સ્કેલ પ્રમાણે ડ્રોઈંગ.

## વસ્તુઓની યાદી.

**વિભાગ (અ).**

१. ક્રિકેટ બેટ.

२. પેટી.

३. ટોપલી.

**વિભાગ (બ).**

१. પૈડું.
२. ડોલ.
३. ઝાડને પાણી સીંચવાની ઝારી.
४. ફુંકણી (ભૂંગળી.)

**વિભાગ (ક)**

१. રીંગણાં ફુલ.
२. રીંગણું.
३. દાડમ
४. આંબલીનું નાકું.
५ અંજીરીનું ફુંકું, સાકાતપાંદડાં સાથે.

**વિભાગ (ડ)**

१. પતંગીઉ(ઓગષ્ટમહિનાના કાર્મજનાલ્યદ પુસ્તકનું ४४ મું પાનું જુઓ.)
२. ડ્રેગન ફ્લાઈ (વાનીઓ.)
३. કાગડો (ઉલેચો).
४. કુતરો.

## ૫ મું ધોરણ.

૧૦૦ પહેલો વિષય.—

૭૫ (અ) ચોથા ધોરણના અભ્યાસ ઉપરાંત દશાંશ અપૂર્ણાંક, અને સાદું તથા ચક્રવૃદ્ધિ વ્યાજ પુરૂં.—

૨૫ (બ) મુખગણિત ચોથા ધોરણના અભ્યાસ ઉપરાંત. નીચેના ગુણોત્તર વાપરવા પડે તેવા દાખલા એટલે કે ૮,૧૦,૧૬,૩૨, ६४,૨૪૦,૨૫૬, અને ૩૨૦.

૧૦૦ બીજો વિષય.

૬૦ (અ) મોલવી મુહમદ ઇસ્માઈલકૃત ઉર્દુ પાંચમી ચોપડીમાંથી પસંદ કરેલા ૧૦૦ પાનાનું વાચન પાઠના વિષયની સમજુતી તથા શબ્દોના અર્થ સાથે, વ્યાકરણ, શબ્દભેદ, અને સાદું પદચ્છેદ.

૨૦ (બ) ચાલેલી ચોપડીમાંથી ૧૦૦ બેતનો મુખપાઠ, અને તેની સમજુતી

૨૦ (ક) સાધારણ હસ્તલેખનું વાચન.

૧ ત્રીજો વિષય:—

૫૦ (અ) ચાલેલી ચોપડીમાંથી પાંચ લીટીનું ડિક્ટેશન; સાદો કાગળ અથવા નાનો વાર્તારૂપી ફકરો લખવો. ખાનગી કાગળો લખવાની રીતોનું જ્ઞાન.

૫૦ (બ) મોટા વહીવટી અક્ષર લખવા પુરી - કોપી બુક બતાવવી. કોપી બુક નં. ૪.

૧૦૦ ચોથો વિષય:—

૫૦ (અ) હિંદુસ્તાનનો ઇતિહાસ—મુસલમાનો આવ્યા ત્યારપછીના કાળનો ઇ. સ ૭૧૨ થી ૧૭૬૧ સુધીનો અથવા તે કાળના ૭ મહાપુરુષોનાં જીવનચરિત્ર.

૫૦ (બ) એશિયાખંડની સામાન્ય ભૂગોળ, હિંદુસ્તાનની ભૂ-લ, રાજકીય અને ઔદ્યોગિક ભૂગોળના ચોક્કસ જ્ઞાન સાથે. નકશા ઉપર જમાઓ બતાવવી.

૧૦૦ પાંચમો વિષય—વિજ્ઞાનશાસ્ત્રના મૂળતત્વોને લગતા પચીસ પદાર્થ-પાઠ, સાદા ડ્રોઇંગ સાથે.*

૧૦૦ છઠ્ઠો વિષય:—

૬૦ (અ) સરકારી વાચનમાળાની પાંચમી ચોપડીના ૩૦ પાઠનું વાચન; ચાલેલા ભાગની સમજુતી સાથે, સાદું વ્યાકરણ-વચન, જાતિ અને વિભક્તિ.

૨૦ (બ ચોપડીના ચાલેલા ભાગમાંથી ચાર લીટીનું ડિક્ટેશન.

૨૦ (ક) ઝીણા અક્ષર લખવા, પુરી લખેલી કોપીબુક બતાવવી.

## ૬ ઠું ધોરણ.

છોકરા.

૧૦૦ પહેલો વિષય:

૪૦ (અ) પાંચમા ધોરણના અભ્યાસ ઉપરાંત, મુદ્દત કાપવાના હિસાબ, નફોતોટો, પત્યાળું અને વર્ગમૂળ.

---

* (અ સ્લેટ અથવા કાગળ અથવા પાટીઆ ઉપર વર્ગમાં અપાયલા પદાર્થપાઠ સાથે સબંધ ધરાવતી વસ્તુઓની અથવા જોડેની યાદીમાંની વસ્તુઓની ફક્ત રૂપરેખાનું ડ્રોઇંગ, સૂચના એ માટે પુરવણી ઘ જુઓ.

(બ) સાદા સ્કેલ પ્રમાણે ડ્રોઇંગ.

### વસ્તુઓની યાદી.

| વિભાગ (અ) | વિભાગ (ક) |
|---|---|
| ૧. શીશીઓ, ચમેણી. | ૧. નાળિએર |
| ૨. કમ્પાસ | ૨. ગુલાબનું પાંદડું. |
| ૩. પંખો. | ૩. લીમડાનું પાંદડું. |
| ૪. ઘર અથવા ઝુપડું | ૪ તાડનું પાન |
| | ૫ હિબિસકસ ફ્લાવર (ભીંડાનું ફુલ). |
| **વિભાગ (બ)** | **વિભાગ (ડ).** |
| ૧. ચમચો. | ૧ સાપ. |
| ૨. જોડો (દેશી). | ૨. સમડી. |
| ૩. પાંજરૂં | ૩. ઊંટ |
| ૪. કીટલી (ચાહની). | |

૩૦ (બ) નવી ભૂમિતિ ભાગ ૨. પહેલા વિભાગના પ્રકરણ ૧ થી ૮ અને પ્રકરણ ૯ માંથી કનમો એ બી એ ય. તથા બીજા વિભાગના સિદ્ધાંત ૧ થી ૧૩

૩૦ (ક) દેશીનામું, રોજમેળ લખવાનું અને ખાતાવણી કરવાનું શરૂઆતી જ્ઞાન

૧૦૦ બીજો વિષય—

૬૦ (અ) "ઉર્દુ મિડલકોર્સ" ભાગ ૧ લો. પંજાબ સિરીઝમાંથી પસંદ કરેલાં ૧૦૦ પાનાનું વાચન, ચાલેલા ભાગની સમજુતી, અર્થ તથા શબ્દોની વ્યુત્પત્તિ સાથે વ્યાકરણ પુરું, વાક્ય વિચાર, સાદી શબ્દરચના અને પદચ્છેદ સાથે.

૨૦ (બ) મુસદ્દસે—હાલીમાંથી કવિતાની ૧૫૦ બેતનો મુખપાઠ તથા સમજુતી.

૨૦ (ક) પાંચમા ધોરણમાં હોય તેના કરતાં વધારે કઠણ હસ્તલેખનું વાચન.

૧૦૦ ત્રીજો વિષય

૬૦ (અ) પરીક્ષક કહેની વાર્તા અથવા વૃતાંતનો મર રિપોર્ટ, અથવા કાગળ અથવા એક સાદા નિબંધ ચઢીયાતી અક્ષરે લખવો. જોડણી, અને અક્ષર ઉપર ધ્યાનમાં લેવામાં આવશે.

૪૦ (બ) અક્ષર શિક્ષકે ધારેલી રાકસરસાઇઝ બુકો બતાવવી.

૧૦૦ ચોથો વિષય —

૫૦ (અ) હિંદુસ્તાનનો ઇતિહાસ—આજ સુધીનો બ્રિટિશ રાજ્યના અમલનો અથવા તે માંના ૬ મહાપુરુષોના જીવનચરિત્ર.

૫૦ (બ) પાંચમા ધોરણના અભ્યાસ ઉપરાંત, યુરોપની સામાન્ય ભૂગોળ, ગ્રેટબ્રિટનની, હિંદુસ્તાન સાથે વ્યાપારી તથા રાજકીય સબંધ અને બીજે પ્રખ્યાત બીજા દેશોનો હિંદુસ્તાન સાથે વ્યાપારી સંબંધ તેમજ વેપારના માર્ગો હિંદુસ્તાનના નકશાનું જ્ઞાન. ભૂતલ (પ્રાકૃતિક ભૂગોળ). (મૂળતત્વો, વિષુવવૃત્ત ધ્રુવ, વૃત્તો, અક્ષાંશ અને રેખાંશ વગેરે, પૃથ્વીના ગોળાના સંબંધમાં વપરાતા શબ્દો સુદ્ધાં.)

૧૦૦ પાંચમો વિષય —વિજ્ઞાનના પ્રાથમિક પાઠો, માત્ર ડ્રૉઇંગ સાથે.*

૧૦૦ છઠ્ઠો વિષયઃ-

૬૦ (અ) સરકારી વાચનમાળાની છઠ્ઠી ચોપડીના ત્રીસ પાઠનું વાચન, સમજણુતી સાથે. સાદું પદચ્છેદ.

૨૦ (બ) ચોપડીના ચાલેલા ભાગમાંથી પાચ લીટીનું ડિક્ટેશન; એક સાદો પત્ર અથવા ટુંકો વર્ણનયુક્ત પેરેગ્રાફ લખવાનું શિક્ષણ, ખાનગી કાગળો લખવાના સ્વરૂપનું જ્ઞાન.

૨૦ (ક) મોટા વહીવટી અક્ષર લખવા. આખા કોપીબુક બતાવવી.

## ૭ મું ધોરણ.

૬૦૦ પહેલો વિષય —

૫૦ (અ) અંકગણિત પુરૂ, દાખલાની રીતોના મૂળ સિદ્ધાંત તેમજ લંબાઈ, ચોરસ તથા ઘનમાપના દાખલા સુદ્ધાં —

---

* (અ) સ્લેટ અથવા કાગળ અથવા પાટીઆ ઉપર વર્ગમાં શિખવેલા વિજ્ઞાન પાઠો માં નામ ધરાવતી વસ્તુઓની અથવા નીચેની યાદીમાના વસ્તુઓની રૂપરેખા ડ્રૉઇંગ. સૂચનાઓ માટે પુસ્તણી ૨ જુઓઃ—

(બ) ભૂમિતિની આકૃતિઓનું સાદું ડ્રૉઇંગ.

### વસ્તુઓની યાદી.

| વિભાગ (અ) | વિભાગ (ક). |
|---|---|
| ૧. હથોડી. | ૧. ફર્નલીફ ( ફર્નનું પાંદડું ). |
| ૨. નીસરણી અથવા સીડી | ૨ ગુલાબનું ફુલ |
| ૩. કરવત | ૩. પાંદડાંવાળી ડાળી |
| ૪. સ્ટૂલ (બાજઠ) | ૪. તાડનુ વૃક્ષ |
| ૫ કાતર | વિભાગ (ડ). |
| વિભાગ (બ) | |
| ૧. ફ્લાવર પૉટ (ફુલદાન ) | ૧. શિયાળ. |
| ૨. કુહાડી. | ૨. વાઘ |
| ૩. ખલ અને દસ્તો | ૩. ઘોડો. |
| ૪. ગળણી. | |

૨૫ (બ) નવી ભૂમતિ ભાગ ૧, વિભાગ ૧ પુરો. અને બીજા અને ત્રીજા વિભાગમાંના સઘળા સિદ્ધાંતો તથા કૃત્યો, અને તે સંબંધિ સહેલા પ્રશ્નો.

૨૫ (ક) કેશીનામું.

૧૦૦ પહેલો વિષય—

૬૦ (અ) "ઉર્દુ મિડલ્કોર્સ" ભાગ ૨ જો પંજાબ સીરીઝમાં ૧૦૦ પાનાનું વાચન, સમજુતી સાથે, શબ્દોના અર્થ તથા વ્યુત્પત્તિ સાથે, વ્યાકરણ તથા પદચ્છેદનું પુનરાવર્તન.

૨૦ (બ સુસદમે હાલીમાથી કવિતાની ૧૫૦ બેતો પહેલાં ન ચાલી હોય તેવીનો મુખપાઠ, સમજુતી સાથે.

૨૦ (ક) અઘરા હસ્તલેખોનુ વાચન.

૧૦૦ ત્રીજો વિષય:—

૬૦ (અ આપેલા વિષય ઉપર રિપોર્ટ અથવા નિબંધ વહીવટી અક્ષરે લખવો. જોડણી અને વ્યાકરણ ધ્યાનમાં લેવામાં આવશે.

૪૦ (બ) અક્ષર. શિક્ષકે સુધારેલી એકસરસાઈઝ બુકો બતાવવી.

૧૦૦ ચોથો વિષય:—

૫૦ અ હિંદુસ્તાનનો ઇતિહાસ પુરો "હિંદુસ્તાનના દેશજન (સિટિઝન ઓફ ઇન્ડિઆ)"માંથી રાજ્ય-પદ્ધતિ સંબંધી કેટલીક માહીતિ.

૫૦ (બ) પૃથ્વીનો ભૂગોળ, હિંદુસ્તાન સાથે જુદા જુદા દેશોના વ્યાપાર સંબંધના તેમજ અંગ્રેજોના તાબામાંના મુલકના ખાસ જ્ઞાન સાથે અતઃ (પ્રાકૃતિક ભૂગોળ નાં મૂળતત્વો ઋતુઓ, દિવસ અને રાત, ગ્રહણ, ભરતી, ઓટ, હવા, વરસાદ, ઝાકળ વગેરે કુદરતી બનાવોની સંજ્ઞાઓ સુદ્ધાં અક્ષાંશ રેખાંશ સાથે હિંદુસ્તાનનો નકશો દોરવો.

૧૦૦ પાંચમો વિષય—આરોગ્યસંરક્ષણ શાસ્ત્ર અને વિજ્ઞાનનાં મૂળતત્વો

૧૦૦ છઠ્ઠો વિષયઃ—સાદું ડ્રોઇંગ.*

૧૦૦ સાતમો વિષયઃ—

૬૦ (અ) સરકારી વાચનમાળાની સાતમી ચોપડીના ૩૦ પાઠનું વાચન, સમજુતી સાથે. સાદું પરચ્છેદ, શબ્દ વિભાગ.

૪૦ (બ) સ્થાનિક ભાષામાં વહીવટી અક્ષરે રિપોર્ટ કે કાગળ લખવો.

## પુરવણી અ.

વ્યવસ્થાપકોની મરજી હશે તો ૩ થી ૭ ધોરણોમાં પદાર્થપાઠો અને વિજ્ઞાનને બદલે હસ્તશિક્ષણ અથવા વિજ્ઞાનનાં મૂળતત્વોનો ધોરણવાર ગોઠવેલો અભ્યાસક્રમ તેઓ ચલાવી શકશે એવો કોઈ પણ ક્રમ પસંદ કરતી વખતે જે ઠેકાણે નિશાળ આવી હોય તે ઠેકાણાની ઔદ્યોગિક અને બીજી જરૂરિઆતોપર લક્ષ આપવું જોઈએ. વ્યવસ્થાપકોને પોતાના લત્તાને યોગ્ય કોઈ પણ વિષય પસંદ કરવાનો અધિકાર છે; માત્ર તેમણે તૈયાર કરેલા અભ્યાસક્રમ, માટે આ ખાતાની મંજુરી લેવી.

---

* (અ) સ્લેટ અથવા કાગળ અથવા પાટીઆ ઉપર વર્ગમાં શીખવેલા વિજ્ઞાનપાઠો સાથે સંબંધ ધરાવતી વસ્તુઓની અથવા જોડેની યાદીમાંની વસ્તુઓની રૂપરેખાનું ડ્રોઇંગ; સૂચનાઓ માટે પુરવણી બ જુઓઃ—

(બ) ભૂમિતિની આકૃતિઓનુ ડ્રોઇંગ.

### વસ્તુઓનાં યાદી

વિભાગ (અ)

૧. મુસાફરીની પેટી (ટ્રંક.)
૨. ટેબલ.
૩. ખુરસી.
૪. પાવડો (એટલે દેશી તીકમ અથવા ખોદકામનું ઓજાર.)

વિભાગ (બ.)

૧. તીરકામઠું (ધનુષ અને બાણ).
૨. પૈસા રાખવાનું પાકીટ.
૩. દાતરડું (અથવા કોયતો.)
૪. હુક્કો.
૫. છત્રી.
૬. દેશી ગાડું.

વિભાગ (ક)

૧. આંબો (થડ અને પાંદડાં તથા કેરીવાળી એક બે ડાળો.)
૨. વડ (થડ અને પાંદડાં તથા વડવાઈવાળી એક બે ડાળો.)
૩. કાંટાવાળો થોર.
૪. કાકડી.

વિભાગ (ડ.)

૧. ગાય
૨. ચિત્તો.
૩ મગર
૪ હાથી.

## ૧ લું ધોરણ.

દોકડા.

૧૦૦ પહેલો વિષય—૧૦,૦૦૦ સુધીની સંખ્યાનું લેખન તથા વાચન; વીસા (૨૦ x ૧૦) સુધીના આંક; અર્ધા, પચાસ સુધીનાં; પોંચા, પચાસ સુધીનાં; ચલણી નાણાંની માહીતી તથા નાણાંની ઘાત, પદાર્થો વડે રીતો તથા ઘાતો સમજાવવી. આંક બોલાવવા. પહેલા વરસ માટે ઠરાવેલા આંકની અંદરના સવાલો આવે તેવા મુખગણિતના દાખલા.

૧૦૦ બીજો વિષય—સરકારી વાચનમાળાની પહેલી ચોપડીના ૬૫ પાનનું વાચન. આસેલા ભાગની સમજુતી સાથે. આલેકી ચોપડીની કવિતા સાથમાં ગાવી.

૧૦૦ ત્રીજો વિષય—જોડાક્ષર ન આવતા હોય તેવા શબ્દો પાટીઆ અથવા સ્લેટ ઉપર મોટા અક્ષરે લખવા.

૦૦ ચોથો વિષય—સાદી અને રસિક વાર્તાઓ કહેવી; આ વાર્તાઓ છોકરાઓ પામે તેમના પોતાના શબ્દોમાં કહેવરાવવી; અને ૧૫

પદાર્થપાઠો સાથે સંબંધ ધરાવતી વસ્તુઓની અથવા જોડેની યાદીમાંની વસ્તુઓની ફક્ત રૂપરેખાનું ડ્રાઇંગ; સૂચના માટે પુરવણી ૫ જુઓ:—

### વસ્તુઓની યાદી.

**વિભાગ (અ)**

૧. લાકડી.
૨. પેન્સિલ.
૩. સ્લેટ.
૪. પરણીટીઉં (બંધ કરેલું પાનું)

**વિભાગ (બ).**

૧. દોરો અથવા લખોટો.
૨. દડું.
૩. બાળકનો પતંગ.
૪. ભમરડો.

**વિભાગ (ક).**

૧. નારંગી.
૨. અંજીર.
૩. કેરી.
૪. આંબાનું પાંદડું.

**વિભાગ (ડ).**

૧ ઓગસબર્ગના ડ્રોઇંગના ૧લા પુસ્તકને ૨૨મે પાને છે તેવો છોકરો (એટલે, એકજ લીટીથી રૂપરેખા બતાવવી.)

૨. (ઓગસબર્ગના ડ્રોઇંગના ૧ લા પુસ્તકને ૪૪મે પાને આપેલું છે તેવું) મરઘીનું બચ્ચું.

પદાર્થપાઠો, સાદા ડ્રોઇંગ સાથે* અને કિન્ડરગાર્ટનના પાઠો, કવાયત, રમતો ચાલુ રાખવાં.

૨૦૦ પાંચમો વિષય—ઉર્દૂ મૂળાક્ષર વાંચવાનું તથા લખવાનું અને બે અક્ષરના સાદા શબ્દો બનાવવાનું શિક્ષણ

## ૨ જું ધોરણ.

૧૦૦ પહેલો વિષય—

૭૫ (અ) ૧,૦૦,૦૦,૦૦ સુધીની સંખ્યાનું લેખન તથા વાચન. પાશેર, અચ્છેર, ટાંક, શેર, મણ, પાયલી અને આના. વધારેમાં વધારે પાંચ આંકડાની સંખ્યાના સરવાળા બાદબાકી તેવીજ સંખ્યાનો ત્રણ આંકડા સુધીની સંખ્યાવડે ગુણાકાર અને ભાગાકાર

૨૫ (બ) પહેલાં બે વર્ષ માટે ઠરાવેલા આંક, અને નાણાંની ધાતના સવાલો આવે તેવા મુખગણિતના દાખલા.

૨૦૦ બીજો વિષય—સરકારી વાચનમાળાની બીજી ચોપડીમાંથી પસંદ કરેલા ૩૦ પાઠનું વાચન, ચાલેલા ભાગની સમજુતી સાથે, ચાલેલી ચોપડીમાંથી કવિતા, અર્થના સામાન્ય જ્ઞાન તથા મુખપાઠ સાથે.

---

* સ્લેટ અથવા કાગળ અથવા પાટીઆ ઉપર, વર્ગનાં અપાયલા પદાર્થપાઠો સાથે સબંધ ધરાવતી વસ્તુઓની અથવા જોડેની યાદીમાંની વસ્તુઓની રૂપરેખાનું ડ્રોઇંગ. સૂચના માટે પુરવણી ૫ જુઓ—

### વસ્તુઓની યાદી.

| વિભાગ (અ). | વિભાગ (ક). |
| --- | --- |
| ૧ કલમ | ૧ તડબૂચ |
| ગોપણી | ૨, જમરૂખ. |
| ૧ વાસની લાકડી. | ૩ ગલગોટાનું ફુલ. |
| ચાકુ | ૪. વડનું પાંદડું |
| ૧ દેશી જોડું | |
| **વિભાગ (બ)** | **વિભાગ (ડ)** |
| ટેનીસબોલ (તાસા વગેરે) | ૧ દસ્તુ (ઓસ્મર્ગના ડ્રોઇંગના ૧ લા પુસ્તકને ૨૮ મે પાને છે તેવું). |
| બૂટ | ૨ છાડરો (ઓસ્મર્ગના ડ્રોઇંગના ૧ લા પુસ્તકને ૧૩ મે પાને છે તેવો) |
| ટોપી (હિન્દના છોકરાઓ પહેરે છે તેવી) | |
| રકાબી (ગોળાકાર થાળી) | |
| ટંબલર (ચાનો પ્યાલો) | |

૧૦૦ ત્રીજો વિષય.—

૫૦ (અ) ચાલેલી ચોપડી અથવા ચોપડીઓમાંથી મોટા અક્ષરે ડિક્ટેશન લખવું. શબ્દો છુટા પાડીને લખવા.

૫૦ (બ) મોટા અક્ષર લખવા. પુરી લખેલી કોપીબુક બતાવવી.

૧૦૦ ચોથો વિષય—નકશો એટલે શું તેનું જ્ઞાન. ચાર દિશાઓ. વસ્તુઓ, એક બીજી કેટલા અંતરે છે તેનું ભાન. છોકરાંઓએ લીધેલા માપ ઉપરથી નિશાળનો નકશો (પ્લાન) કાઢવો. નકશામાંથી તાલુકાની ભૂગોળનું સામાન્ય જ્ઞાન.

૧૦૦ પાંચમો વિષય—વાચનની ચોપડીમાં વર્ણવેલા અથવા કોઈ અનુકૂળ ચોપડીમાંથી લીધેલા પદાર્થો વિષે વીસ પદાર્થપાઠ, સાદા ડ્રોઈંગ સાથે.*

૧૦૦ છઠ્ઠો વિષય—( લાહોરની હિમાયતે-ઇસ્લામ વાચનમાળાના ) ઉર્દુ કાયદાના બીજા અર્ધા ભાગનું તથા તેજ વાચનમાળાની પહેલી ચોપડીમાંથી પસંદ કરેલા ૧૫ પાનાનું વાચન. ચોપડીના ચાલેલા ભાગમાંથી શબ્દો પાટીઆ અથવા સ્લેટ ઉપર મોટે અક્ષરે લખવા.

## ૩ જું ધોરણ.

૧૦૦ પહેલો વિષય—

૭૫ (અ) અંગ્રેજી રીત પ્રમાણેની આંજણી તથા વિવિધ સરવાળા, બાદબાકી, ગુણાકાર અને ભાગાકાર. દેશી રીત પ્રમાણે વિવિધ સરવાળા અને બાદબાકી. સ્થાનિક તોલ, માપ, મહત્ત્વ, અને વખતનાં કોષ્ટક. ત્રિરાશીના સહેલા દાખલા.

૨૫ (બ) પહેલાં ત્રણ વર્ષોમાં, જે કોષ્ટક શીખવ્યાં હોય તેનો ઉપયોગ થાય તેવા મુખગણિતના દાખલા.

---

* (અ) સ્લેટ અથવા કાગળ અથવા પાટીઆ ઉપર વર્ગમાં અપાયલા પદાર્થપાઠ સાથે સંબંધ ધરાવતી વસ્તુઓની, અથવા ઝાડોની માદીઆના વસ્તુઓની ફક્ત રૂપરેખાનું ડ્રૉઇંગ; સૂચનાઓ માટે પુરવણી ઘ જુઓ. —

(બ) આંકણી અને ફુટપટી જેવાં સાહિત્યના ઉપયોગ સંબંધી ઓળખાણી

તેમાં હોય તે વગેરે મુદ્દા; વિભાગની સામાન્ય ભૂગોળ. શિક્ષક પાટીઆ ઉપર દોરેલા નકશાના ખોખામાં છોકરાઓએ જગાઓ પુરવી.

૨૦૦ પાંચમો વિષય—ચાલેલી ચોપડીમાં વર્ણવ્યા પ્રમાણેના અથવા કોઈ પણ અનુકૂળ ચોપડીમાંથી લીધેલા, (છોડ, પ્રાણી, અને કુદરતી દેખાવ જેવા) પદાર્થો વિષે સાદા ડ્રોઈંગ* સાથે વીસ પદાર્થપાઠ.

૨૦૦ છઠ્ઠો વિષય—હિમાયતે ઇસ્લામ વાચનમાળાની ઉર્દુ બીજી ચોપડીમાંથી પસંદ કરેલા ૪૦ પાનાનું વાચન, ચાલેલા પાઠની સમજુતી સાથે. તેજ ચોપડીમાંની કવિતાની ૨૦ બેતોનો મુખપાઠ, તથા સમજુતી. ચોપડીના ચાલેલા ભાગમાંથી બે લીટીનું ડિક્ટેશન, મોટે અક્ષરે લખવું. મોટા અક્ષર લખવા, પુરી લખેલી કોપીબુક બતાવવી.

---

* (અ) સ્લેટ અથવા કાગળ અથવા પાટીઅ ઉપર વર્ગમાં અપાયલા પદાર્થ પાઠો સાથે સબંધ ધરાવતી વસ્તુઓની અથવા જેઉની યાદીમાંની વસ્તુઓની ફક્ત રૂપરેખાનું ડ્રોઈંગ; સૂચનાઓ માટે પુરવણી ક જુઓ.

(બ) આંકણી અથવા ફુટપટી અને સેટસ્કવેર (ત્રિકોણ કાટ) જેવાં સાદા સાધનના ઉપયોગ સંબંધી કેળવણી.

(ક) સાદી ચીજો અને પદાર્થોનું ખરેખર માપ કરવાનો મહાવરો.

## વસ્તુઓની યાદી.

### વિભાગ (અ)

૧. કુંચી.

૨. ચપ્પુ.

૩. સાવરણી.

### વિભાગ (બ).

૧. શીશી.

૨. કોથળી.

૩. પીપ.

### વિભાગ (ક).

૧. મુળો અથવા (ગાજર).

૨. કેળુ.

૩. એરંડાનું પાંદડું.

૪. કમળનું પાંદડું.

૫. કમળનું ફુલ.

### વિભાગ (ડ).

૧ મધમાખી (ઓગ્સબર્ગના ડ્રોઈંગના ૧લા પુસ્તકનું ૪૪ મું પાનું જુઓ.)

૨. છીપ.

૩. બેઠેલી ચકલી (ઓગ્સબર્ગના ડ્રોઈંગના ૧ લા પુસ્તકનું ૧૨૭ મું પાનું જુઓ.)